જૈન સંસ્કૃતિના પ્રચાર કાજે મથતું—
નૂતન ત્રિમાસિક :

પુસ્તક પહેલું
ખંડ : ૧ : ૨ :

# કલ્યાણ

વિ. સં. ૨૦૦૦
ચૈત્ર સુદિ : ત્રયોદશી

## વિષયાનુક્રમ

જૈન શ્વે. મૂ. પૂ. સમાજનું ત્રિમાસિક

# કલ્યાણ

વાર્ષિક લવાજમ રૂા. ૭-૦-૦

આ અંકનું મૂલ્ય રૂા. ૩-૮-૦

[ પોષ્ટેજ સહિત ]

**અમારો ઉદ્દેશ :**

આ ત્રિમાસિકના સંચાલનદ્વારા જૈન સમાજના દરેક પ્રશ્નોની યોગ્ય છણાવટ કરવી, ધર્મ અને સમાજના ક્ષેત્રોમાં જૈન સંસ્કૃતિનો સંદેશ સંભળાવવો અને તે પણ અમારી ઉચિત મર્યાદામાં રહીને આમાં અર્થપ્રાપ્તિનું ધ્યેય મુદ્દલ નહિ રહે

**વ્યવસ્થા :**

વર્ષ દરમ્યાન ચાર ખંડોદ્વારા એક પુસ્તક પ્રસિદ્ધ કરવું. બની શકે ત્યાં સુધી દર ત્રણ માસે એક ખંડ પ્રસિદ્ધ કરવો. આ વેળાએ સંયુક્ત અંકરૂપે બે ખંડો પ્રસિદ્ધ કર્યા છે. આથી આગામિ તૃતીય ખંડ શ્રાવણ પૂર્ણિમાના દિવસે બની શકે તો પ્રગટ કરવાની અમે અભિલાષા રાખીએ છીએ. કેવળ ખર્ચને પહોંચી વળવાની દૃષ્ટિએ વાર્ષિક લવાજમ રૂા. ૭-૦-૦ હાલ રાખ્યું છે. ચાલુ આ બન્ને ખંડોનું મૂલ્ય રૂા. ૩-૮-૦ છે. જેમ જેમ આ પ્રકાશનને સમાજના સંસ્કારવાળું વર્ગ તરફથી સહકાર મળતો રહેશે તેમ તેમ અમારી શક્તિ મુજબ અમે પ્રગતિ કરી શકીશું.

—સં.

---


| : પ્રકાશક : | : મુદ્રક : |
| --- | --- |
| સોમચંદ ડી. શાહ | શાહ ગુલાબચંદ લલ્લુભાઇ |
| C/o. શ્રી જૈન શ્રેયસ્કર મંડળ | શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ |
| મહેસાણા. [ઉ. ગુજરાત] | ભાવનગર. |

# શ્રી જૈન સ્વાધ્યાય મંદિરની પ્રવૃત્તિઓ:

[ પૂ૦ સાધુચરિત સ્વર્ગીય આચાર્યદેવ શ્રી વિજયદાનસૂરિ જૈનજ્ઞાન-
મંદિર સાવરકુંડલા–દ્વારા સંચાલિત પ્રકાશનવિભાગ. ]

ઉદ્દેશ:

જૈન સંસ્કૃતિના લોકોત્તર પુરુષાર્થની સાધનાના ધ્યેયને કેન્દ્ર કરી, શિષ્ટ, સંસ્કારી અને લોકભોગ્ય સાહિત્યનો પ્રચાર કરવા દ્વારા શ્રી સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની આરાધના કરવી તેમજ કરાવવી.

વ્યવસ્થા:

કોઈપણ પ્રકારના અર્થલાભની અપેક્ષા વિના શ્રી સમ્યગ્જ્ઞાનની ભક્તિ કરવાને સારુ ગ્રન્થમાળાઓ કે સામયિકોદ્વારા સાહિત્ય પ્રસિદ્ધ કરી; વિનામૂલ્યે, અલ્પમૂલ્યે કે અર્ધમૂલ્યે યા મૂલમૂલ્યે જૈન–જૈનેતર સમાજના ધર્મશીલ સંસ્કારીવર્ગમાં તેનો પ્રચાર કરવો.

પ્રકાશનો:

૧ માધુકરી . જેમાં શિક્ષણવિષે બે મનનીય પ્રવચનો, તદુપરાંત એક સુંદર કથાનક પ્રગટ થયું છે. ૨ સ્વાધ્યાયપુષ્પમાલા. કલિકાલ-સર્વજ્ઞ આચાર્યદેવ શ્રી હેમચન્દ્રસૂરિપ્રણીત: યોગશાસ્ત્રચારપ્રકાશ; યાકિની ધર્મસૂનુ શ્રી હરિભદ્રસૂરિ પ્રણીત: અષ્ટકપ્રકરણ: તદુપરાંત ન્યાયાચાર્ય ઉ૦ શ્રી યશોવિજયજીપ્રણીત: જ્ઞાનસાર: આ ત્રણ મૂલગ્રન્થોનો સંગ્રહ આ પુસ્તિકામાં પ્રગટ થયો છે. કે જે ગ્રન્થો સ્વાધ્યાયના ખપી આત્માઓ માટે ખાસ ઉપયોગી છે. ૩ દિવ્યદર્શન: માનવધર્મને સ્પષ્ટપણેવવાપૂર્વક સુંદર પ્રકારના ધાર્મિક સર્વમાન્ય સરલ આચાર–વિચારો સ્પષ્ટ સમજાવનારાં ધર્મ-પ્રવચનો, કથાપ્રસંગો તેમજ છૂટા બોધવાક્યો ઇત્યાદિ સંકલનાપૂર્વક આમાં રજૂ થયું છે. ૪ તત્ત્વાર્થાધિગમસૂત્ર: પૂ. વાચકવરશ્રી ઉમાસ્વાતિ મહારાજવિરચિત જૈનતત્ત્વજ્ઞાનનો અપૂર્વ સંગ્રહગ્રન્થ; મૂલ, અનુવાદ, ભૂમિકા, પૂરવણીથી સમૃદ્ધ અપૂર્વ પ્રકાશન: આ ચારે પ્રકાશનો સંસ્થા તરફથી ભેટ તરીકે અત્યાર સુધી અપાયા છે. હાલ આ ગ્રન્થો સંસ્થા પાસે રહ્યા નથી.

**નવાં પ્રકાશનો :**

૧ જૈનદૃષ્ટિએ અહિંસા અને ગાંધીજીનાં વિચારોનું અવલોકનઃ જૈન ધર્મની અહિંસાને ટૂંકમાં સરળતાપૂર્વક રજૂ કરવાદ્વારા તેને અંગેના ગાંધીજીના વિચારોનું અવલોકન આ નાની પુસ્તિકામાં કરવામાં આવ્યું છે. આના લેખક એક વિદ્વાન જૈન મુનિરાજ છે. કાગળોની મોંઘવારીના કારણે જુજ નકલો પ્રસિદ્ધ કરી છે. પોસ્ટેજ સાથે મૂલ્ય ૦-૫-૦

૨ ધન્ય જીવનઃ ગૃહસ્થનાં જીવનને ધન્ય બનાવનારા આચારવિચારો, નૂતનશૈલીયે હળવી ભાષામાં અહિં પ્રગટ થયા છે. જેને વાંચવાથી ધર્મશીલ ગૃહસ્થો પોતાના જીવનને પવિત્ર આચારો તેમજ વિચારોથી સુસંસ્કારી બનાવવાને અવશ્ય માર્ગદર્શન મેળવી શકે તેમ છે. છેલ્લા ખંડમાં શ્રમણ નિર્ગ્રન્થોને ઉપયોગી આચાર અને વિચારોની રજુઆત પદ્ધતિપૂર્વક કરવામાં આવી છે. પૂ૦ શ્રી૦ સુવિહીતમુનિવરોને તેમજ શ્રદ્ધાસંપન્ન શ્રાવક-શ્રાવિકા વર્ગને વર્તમાનકાલમાં આ પુસ્તિકા ખાસ ઉપયોગી છે. કાગળોની સખ્ત મોંઘવારીના કારણે જુજ નકલો છપાઇ છે. ક્રાઉન ૩૨ પેજી ૧૩ ફરમા ૩૦ રતલી એન્ટિક કાગળોપર છપાઇ: મૂલ્ય ૧-૮-૦.

તૈયાર થતાં પ્રકાશનો : 'જૈન રામાયણનાં વિવેચનો' : 'આપણો સ્વાધ્યાય' : ઇત્યાદિ.

| પત્રવ્યવહાર | સંચાલક: |
| --- | --- |
| સોમચંદ ડી. શાહ | જયન્તીલાલ બેચરદાસ દોશી |
| ઠે. શ્રી જૈન શ્રેયસ્કર મંડળ | સાવરકુંડલાઃ ( કાઠિયાવાડ ) |
| મહેસાણા [ ગુજરાત | બી. એસ. રેલ્વે. |



# કલ્યાણ



સંસ્કાર વાંછુઓનું પ્રકાશન:

T.B

| પુસ્તક ૧ લું : | જૈન સંસ્કૃતિનું સંદેશવાહક | વિ. સં. ૨૦૦૦ |
| --- | --- | --- |
| વીર સં. ૨૪૭૦ | આર્યદૃષ્ટિનું ત્રિમાસિક : | ઈ. સ. ૧૯૪૪ |


## : સુ સ્વા ગ ત મ્ :

નાથ ! તું આવ હમારે દ્વાર.  
દેવ વિહુણાં મંદિર સૂનાં;  
અંતર અમ અજવાળ. નાથ૰ ૧  
કેસર ચંદન કસ્તૂરી ઘોળી,  
અર્ચું બની એક તાર. નાથ૰ ૨  
જાઈ જૂઈ કુંદ કેતકી ગૂંથ્યો,  
ઠવું કંઠે ફૂલહાર. નાથ૰ ૩  
ધૂપ દીપની જ્યોતિ જગાવું,  
જપું તુજ ગુણની માળ. નાથ૰ ૪  
ફલ નૈવેદ્યનાં થાળ ધરીને,  
સ્નેહે કરૂં સત્કાર.  
નાથ તું આવ હમારે દ્વાર. ૫

જિણભિક્ખૂ

# અમારી અભિલાષા :

—સંપાદકીય નિવેદનઃ

વિજય હો ! એ જૈન સંસ્કૃતિનો કે, જે આર્યાવર્તની–ભારત વર્ષની' પ્રજાને, યાવત્ સંસાર ભરની પ્રજાને;' આર્યત્વના સંસ્કારોનું અમીપાન કરાવવા કાજે મથતી લોકોત્તર સંસ્કૃતિ છે. એ જીવી છે જગતના સચરાચર પ્રાણિઓ માટે, જીવી રહી છે વર્તમાનમાં, અને જીવશે અનંત ભવિષ્યમાં કેવળ આર્ય દષ્ટિદ્વારા ભવ્યજીવોના કલ્યાણને કાજે. વંદન હો ! આજના મંગલ પ્રભાતે તે જગદુદ્ધારિણી જૈન સંસ્કૃતિને; કોટિશ. વંદના તેના પ્રણેતા પૂજનીય દેવાધિદેવ શ્રી તીર્થંકર પરમાત્માને; પુનઃ પુનઃ વંદન અમારાં, તે આસન્નોપકારી ચરમ તીર્થપતિ શ્રમણ ભગવાન શ્રી મહાવીર દેવને.

## જૈન સંસ્કૃતિનો 'ઉપકાર'

ગંગામૈયાશી પવિત્ર જૈન, સંસ્કૃતિ એ, તેનાં મહામૂલ્ય સાહિત્યપ્રવાહો-દ્વારા આજે ભારત વર્ષમા ઉત્તમ કોટિનું તત્ત્વજ્ઞાન પ્રચારનારી લોક કલ્યાણકર સસ્કારધામ સરજ્યા છે. ભૂતકાલની જેમ વર્તમાનમાં પણ જૈન–જૈનેતર સમાજને આ સંસ્કૃતિ; પોતાના ત્રિકાલાબાધ્ય શાસનદ્વારા સર્વથા સર્વ કાલ ઉપકાર કરી રહી છે. સમ્યગ્જ્ઞાન તેમજ સમ્યક્ ક્રિયાનાં ચક્રોદ્વારા આ સસ્કૃતિરથ સર્વદા જન કલ્યાણના માર્ગે ગતિ કરી રહ્યો છે. અલબત્ત; વર્તમાન કાલે, દેશ, સમાજ, રાજકારણ વગેરેની અનેકવિધ સમસ્યાઓ; જટિલ મૂઝવણો, આઘાત–પ્રત્યાઘાતો, અને વિવિધ અથડામણો; જૈન સંસ્કૃતિના શાન્ત, ગંભીર અને સ્વચ્છ મહાસાગરનાં નિર્મળ કલ્લોલોને ખળભળાવીને વિખેરાઇ જાય છે. બેશક;' જૈન સંસ્કૃતિનો સાચો વિકાસ આજે ગમે તે કારણે રૂંધાઇ રહ્યો છે. 'આની સ્હામે શક્ય પ્રયત્નો થવા જોઇએ.' આ અમારૂં નમ્ર મંતવ્ય છે. તે સારૂ; શક્તિ મુજબ કાંઇક કરવા અમે ઉભા થયા છીએ. અમે સમજીએ છીએ કે, જૈન સંસ્કૃતિ કે તેની મહાન સંપત્તિ શ્રમણસંસ્થા. આ બન્નેની પાસે ઘણું ઘણું છે. જગતનાં યાવત્ સંસારભરના વૈજ્ઞાનિકો; તત્ત્વચિન્તકો; કે વિદ્વાનો, જે કાંઇ નથી આપી શક્યા તેનાં કરતાં કંઇગણું તે આપી શકે તેમ છે. જુઓ; ઇતિહાસ બોલે છે કે,' જૈન શ્રમણોદ્વારા સંસ્કારો; સાહિત્ય; કલા; તત્ત્વજ્ઞાન, ઇત્યાદિમાં ભારતવર્ષની તેમજ બહારની પ્રજાએ સુંદર પ્રગતિ સાધી હતી.' આ જ એક જૈન સંસ્કૃતિનો મહાન ઉપકાર છે.

## અમારો કપરો કર્તવ્ય રાહ

જૈન સંસ્કૃતિના આ ઉપકારથી ઋણાનુબદ્ધ આપણો આજે કર્તવ્યધર્મ છે કે, 'વર્તમાન કાળના વિષમ વાતાવરણમાં જૈન સંસ્કૃતિના વિકાસને કાજે મથવું, ન કેવળ સાંપ્રદાયિક પૂર્વગ્રહથી; પણ વિશુદ્ધ, નિર્મળ અને જગત્પૂજ્ય આર્ષદૃષ્ટિથી;' વર્તમાનનો જૈન-જૈનેતર સમાજ; ધર્મ, દેશ, સમાજ કે રાજકારણની વિકટ મહાગર્તોમાં આત્મભાન ભૂલી નિત નવી પરિસ્થિતિઓથી તંગ બનતો જાય છે. વાતાવરણ ગૂંગળાતું જાય છે, કર્તવ્ય માર્ગને આ કારણે જનતાનો મોટો વર્ગ ભૂલતો થયો છે. આથી જૈન સંસ્કૃતિના સંદેશને; કે તેનાં તેજને પ્રચારવાની જ એક નેમથી દેશ, સમાજ, કે રાજકારણના દરેક પ્રશ્નોની આલોચનાદ્વારા શક્ય માર્ગદર્શન આપવા અમે સજ્જ થયા છીએ. આ છે અમારો કપરો પણ કર્તવ્ય રાહ. 'અમે જાણીયે છીએ અમારી અપૂર્ણતાઓને; ક્ષતિઓને કે માર્ગની મુશ્કેલીઓને.' અમે સમજી શકીએ છીએ કે, 'અમારો માર્ગ કાંટાળો છે, અનેકવિધ અથડામણો અમને જરૂર મૂંઝવશે.' અમે એ ભ્રમણા નથી રાખતા કે, 'અમારા માર્ગે ગુલાબોગૂંથી કુસમાળો પથરાઈ છે કે આશીર્વાદના અમી વેણોથી સત્કાર માટે વાટ જોતી જનતાઓ ઉભી છે.' છતાં આ બધી અતિકૂળતાઓની સ્હામે અમારી શક્તિ મુજબ; સામર્થ્ય ફોરવી અમારા ધ્યેયને માર્ગે અમે અવશ્ય પ્રગતિ કરીશું'-આટલું આ તકે જૈન સંસ્કૃતિમાં રસ લેનાર સંસ્કારવાંચ્છુઓની સેવામાં સ્પષ્ટ કરવું અમે ઉચિત માનીએ છીએ.

## જીવવું છે, પણ ગૌરવ પૂર્વક :

'જન્મ લેનાર પ્રત્યેક આત્મા આ સંસારમાં જન્મે છે, જીવવા માટે. જીવે છે પણ અખંડ રીતે જીવન માણવા કાજે. પણ કાલે-અકાલે એનું મૃત્યુ સરજાયેલું છે,–' આ નક્કર સત્ય આપણા અનુભવની તથ્ય હકીકત છે. પત્રકારત્વની દુનિયા; જ્યારે કોઈ સ્વર્ગ લોકમાંથી ઉતરી આવેલી કે મૃત્યુલોકથી પર રહેલી નવી દુનિયા નથી; આ સહુ કોઇ સમજી શકે છે. ઇતર સમાજની વાત બાજુએ મૂકીયે પણ કેવળ જૈન સમાજની જ વાત લઈએ–જૈન સમાજનાં વિશાલ ગગન પટ પર સંખ્યાબંધ પત્રકાર તારલાઓ, ઝબકી, પ્રકાશી અને આથમી ગયા, કે જેનાં નામ પણ આજે નથી રહી શકયાં. અમે કહીયે છીએ કે, 'અમારો એ ગર્વ નથી કે' અમે જીવી શું જ. પણ નહિ જ મરીએ કદિ કાલે,' શા માટે અમારે ગર્વ લેવો પડે વારૂ?' પણ અમે એટલું જરૂર કહીશું, કહેવાનો અમારો ધર્મ બજાવીશું કે,

'અમે આ પ્રકાશનદ્વારા પત્રકારત્વની સૃષ્ટિમાં જન્મ લીધો છે, અવશ્ય જીવવા માટે. શક્તિ, સામગ્રી, સંયોગ કે સહકાર ઈત્યાદિને મેળવી જીવીશું પણ. પણ એથી જીવવા ખાતર ગૌરવ, સ્વમાન કે અમારા ધ્યેયને નહિ જ ચૂકીયે; ઉદ્દેશની સંપૂર્ણ વફાદારી જાળવીને, પક્ષમોહથી પર બનીને, બની શકે. ત્યાંસુધી જીવવા ખાતર અમે મથીશું.' આ અમારો અડગ આત્મનિર્ણય છે. નિરાશ કે ભગ્નહૃદયનાં આ બોલ નથી, પણ સાચા સ્વમાનશીલ હૃદયની નિખાલસતાનો આ સ્વચ્છ એકરાર છે. હા, જ્યારે અમને અમારા ઉદ્દેશના પાલનમાં કંટકો; આપત્તિઓ કે વિઘ્નોની હારમાળાની સ્હામે જીવવાની શક્તિ ખૂટતી દેખાશે, એવે અવસરે કાયરતા, પરવશતાને અમે આધીન નહિ બનીએ, કોઈના ભાટ બની વેચાઈને જીવવું અમે પસંદ નહિ કરતાં સ્વેચ્છાપૂર્વક રણશૂર, સુભટની જેમ જૈન સંસ્કૃતિની પવિત્ર સેવાની ખાતર ખપી જઈશું, પણ કલંકિત જીવન જીવવાનું અમે નહિજ સ્વીકારીએ.

આજના મંગલ પ્રભાતે આટલું સ્પષ્ટ કરી, શ્રી શાસનદેવને પ્રાર્થીએ છીએ કે, '**શ્રી જૈન શાસનની સ્વ-પર કલ્યાણકર સેવાના કપરા કર્તવ્ય પથમાં ઉભવાનું; રંગ ભરવાનું તેમજ ગતિ કરવાનું; સામર્થ્ય, સત્ત્વ કે બલ અમને સમર્પો !**'

---

## અમર તપો એ પત્રકારત્વ !

**પત્રકારત્વ** એ ધર્મ, દેશ, સમાજ કે રાજકારણનાં દરેક પ્રશ્નોની સહૃદયતાપૂર્વક આલોચના કરવા કાજે મથતું વર્તમાન જન સમાજનું આવશ્યક અંગ છે. પત્રકાર સાચે માર્ગભૂલ્યાની મીશાલ છે. પીડિતોને કરુણાથી જુએ છે અને પીડનારાઓની સામે એ કઠોર બને છે. છતાં: બન્ને પ્રત્યેનો એનો વાત્સલ્યભાવ સમાન રહે છે. કોઈ પણ પ્રશ્નની મીમાંસામાં ધર્મની આર્યદૃષ્ટિને એ પત્રકાર કદિ ભૂલે નહિ. ઉદારતા, સંયમ, તેમ જ નિઃસ્પૃહતા અને સ્વાર્થત્યાગનાં વહેતાં વહેણરૂપ એ પત્રકારત્વ અમર તપો !

# જૈન દર્શન અને ઇતર ધર્મદર્શનો:

શ્રીયુત હરિસત્ય ભટ્ટાચાર્ય.
એમ. એ બી. એલ. કલકત્તા.

જૈન દર્શન ચાર્વાકની જેમ માત્ર નિષેધાત્મક નથી. એક સંપૂર્ણ દાર્શનિક મત તરીકે ઉભવાનો જૈન દર્શનનો ઉદ્દેશ દેખાઇ આવે છે. સૌ પહેલાં તો જૈન દર્શને ઇન્દ્રિય સુખ વિલાસનો અવજ્ઞાપૂર્વક પરિહાર કર્યો. અર્થહીન વૈદિક ક્રિયા કલાપનો વિરોધ કરવામાં ચાર્વાક ભલે વ્યાજબી હોય, પણ એ પછી કોઇ ગંભીર વિષય પરત્વે વિચાર કરવાનું એને ન સૂઝયું. મનુષ્ય પ્રકૃતિમાં જે એક પાશવતાનો અંશ રહેલો છે તેનેજ વળગીને ચાર્વાક દર્શન પડી રહ્યું. વૈદિક ક્રિયાકાંડ ગમે તેવાં હોય, પણ એનાથી લોકોની લાલસા કંઇક કાબુમાં રહી શકતી, સ્વચ્છંદ ઇંદ્રિય વિલાસનો માર્ગ રહેજ કંટકમય બનતો. ચાર્વાક દર્શનને એ ન પાલવ્યું તેથી વેદ શાસન અમાન્ય કર્યું. હવે જો ખરેખર જ નિરર્થક-ભારભૂત કર્મકાંડ સામે સફળ બળવો જગાવવો હોય તો બળવાખોરોએ કંઇક વધુ કરી બતાવવું જોઇએ. નરી ઇંદ્રિય સુખવૃત્તિ એટલે દૂર દૃષ્ટિ નાંખી શકતી નથી. જૈન દર્શનને એ વાત સુઝી, તેથી જ બૌદ્ધોની જેમ અધ્યાત્મવાદી-જૈન દર્શને ચાર્વાક મતનો પરિહાર કર્યો, [ મતને પરિહાર્ય ગણ્યો. ]

## બૌદ્ધ દર્શન.

ચાર્વાકની પછી સુપ્રસિદ્ધ દર્શનની સાથે જૈન દર્શનની સરખામણી કરીએ. બૌદ્ધોએ પણ બીજા નાસ્તિક મતની જેમ વૈદિક ક્રિયા કલાપનો વિરોધ કર્યો છે, પરંતુ એમણે વધુ સારી યુક્તિથી કામ લીધુઃ વૈદિક કર્મ-કાંડ વિગેરે તેમનો દોષારોપ યુક્તિવાદ ઉપર પ્રતિષ્ઠા પામ્યો. બૌદ્ધ મત પ્રમાણે જીવનાં સુખ-દુઃખ કર્માધીન છે. જે કંઇ કરીએ કહીએ અને જે કંઇ કર્યું છે તેને લીધે જ સુખ-દુઃખ પમાય છે. અસાર અને માયાવી ભોગ વિલાસો પામર જીવોને મૂંઝવી મારે છે. સંસારિક સુખની પાછળ દોડનાર જીવ જન્મ-જન્માંતરની ઘટમાળમાં સપડાય છે. આ અવિરામ દુઃખ-કલેશમાંથી છુટવું હોય તો કર્મનાં બંધન તૂટવાં જોઇએ. કર્મની સત્તામાંથી છુટવા પહેલાં કુકર્મની જગાએ સુકર્મ સ્થાપવાં જોઇએ. અથવા ભોગવિલાસના સ્થાને વૈરાગ્ય, સંયમ, તપ, જપ, અને હિંસાને બદલે અહિંસા

વગેરે આચરવાં જોઈએ. વૈદિક કર્મોના અનુષ્ઠાનથી ઘણા નિરપરાધિ પ્રાણિઓની હત્યા થાય છે. એટલું જ નહિં પણ એ કર્મના અનુષ્ઠાન કરનાર જીવ, કૃત કર્મના બળે સ્વર્ગાદિ ભોગમય ભૂમિમાં જાય છે.' એ પ્રમાણે વૈદિક ક્રિયા કલાપ પ્રત્યક્ષ કે પરોક્ષ ભાવે જીવનાં દુઃખમય ભવભ્રમણમાં એક નિમિત્તરૂપ બને છે.

કર્મ બંધનને કારણે સંસારમાં જીવો સુખ-દુઃખ ભોગવે છે. એ વાત બૌદ્ધ દર્શનની જેમ જૈનદર્શન પણ સ્વીકારે છે. બૌદ્ધ મતની જેમ જૈન દર્શન વેદ-શાસનને અમાન્ય કરે છે. અને ચાર્વાકના ઇંદ્રિયભોગવિલાસને તુચ્છકારી કાઢે છે. અહિંસા અને વૈરાગ્ય જ આદરવા યોગ્ય છે. એમ જૈન અને બૌદ્ધ સાથે મળીને સમસ્વરે ઉચ્ચારે છે. ખાસ કરીને જૈન મતમાં અહિંસા અને વૈરાગ્ય ઉપર તો ખૂબજ ભાર મૂકવામાં આવ્યો છે. આમ બહારથી એક સરખા દેખાતા જૈનદર્શન અને બૌદ્ધદર્શન વચ્ચે ઘણો પ્રભેદ છે. બૌદ્ધ દર્શનના પાયામાં જે નબળાઇ છે તે જૈન દર્શનમાં નથી.

પરીક્ષા કરવાથી સ્પષ્ટ દેખાઈ આવશે કે, બૌદ્ધ મતની સુંદર અટ્ટાલિકામાં નીતિનો પાયો સાવ કાચો છે વેદ-શાસનને અમાન્ય કરવાનો ઉપદેશ તો બરાબર છે, અહિંસા અને ત્યાગનો આગ્રહ પણ સમજી શકાય છે, કર્મ-બંધન છેદવાની વાત પણ અર્થવાળી છે, પરંતુ આપણે બૌદ્ધ દર્શનને જ્યારે એમ પુછીએ કે: 'આપણે કોણ? તમે જેને પરમ પદ તરીકે ઓળખાવો છો અને જેને સાધ્ય માનો છો તે શું છે?' ત્યારે તે જે જવાબ આપે છે એ સાંભળીને તો આપણે થીજી જ જઇએ છીએ. તે કહે છે કે: 'આપણે એટલે શૂન્ય-અર્થાત્ કાંઇ નહિ.' ત્યારે, શું આપણે સદાકાળ અંધકારમા જ અથડાવાનું? અને આખરે પણ શું અસાર એવા મહાશૂન્યમા જ સૌએ મળી જવાનું? એ ભયંકર મહાનિર્વાણ અથવા અનંત કાળવ્યાપિ મહાનિરતબ્ધતા માટે મનુષ્ય-પ્રાણીએ કઠોર સંયમાદિ શા સારૂ સ્વીકારવા? મહા શૂન્યને અર્થે જીવનનાં સામાન્ય સુખ શા સારૂ જતાં કરવાં? આ જીવન ભલે નિઃસાર હોય, પણ તેની પછી જે મળવાનું છે તે એના કરતાં પણ વધુ નિઃસાર હોય તો તે મુદ્દલ ઇચ્છવા યોગ્ય નથી એમ જ કહેવું પડે. મતલબ કે બૌદ્ધ દર્શનનો આ અનાત્મવાદ [ શૂન્યવાદ ] સામાન્ય મનુષ્યને સંતોષ આપી શકતો નથી.

## વેદાન્ત દર્શન.

બૌદ્ધ દર્શનના અનાત્મવાદની ઝાટકણી કાઢવામાં અને આત્માની અનંત સત્તાની ઉદ્‌ઘોષણા કરવામાં જૈન અને વેદાન્ત એક થઇ જાય છે;

પણ એ બન્ને અભિન્ન નથી. બન્નેમાં પાર્થક્ય છે. વેદાન્તિકે જીવાત્માની સત્તા સ્વીકારી, એટલેથી જ અટકતું નથી. 'દર્શનજગતમાં તે એક ડગલું આગળ વધે છે અને ખુલ્લી રીતે કહે છે કે, જીવાત્મા અને પરમાત્મા વચ્ચે કાંઇ ભેદ નથી. વેદાન્ત મત પ્રમાણે આ ચિન્મય વિશ્વ, એક–અદ્વિતીય સત્તાનો વિકાસ માત્ર છે. 'હું તે છું'; વિશ્વનું ઉપાદાન તે જ છે. હું કંઇ તેનાથી ભિન્ન અથવા સ્વતંત્ર સત્તા નથી. આ બ્હારનું અંતહીન જગત્–જે મારાથી સ્વતંત્ર દેખાય છે તે પણ તેનાથી જુદું અથવા સ્વતંત્ર નથી. એક અદ્વિતીય સત્તાનો જ આ બધો વિલાસ છે. તમે અને હું–ચિત્ અચિત્ એવી કોઇ વસ્તુ નથી કે "सत्यस्य सत्यम्"-થી જુદી પડે.'

## સાંખ્ય દર્શન.

કપિલ–પ્રણીત સુવિખ્યાત સાંખ્ય દર્શનનો મતવાદ પણ અહીં વિચારવા જેવો છે. વેદાન્તની જેમ સાંખ્ય પણ આત્માનું અનાદિપણું અને અનંતપણું સ્વીકારે છે. પરંતુ સાંખ્ય, આત્માનું બહુત્વ સ્વીકારવાની ના પાડતું નથી. વેદાન્ત મતની સાથે સાંખ્યને બીજો પણ એક મતભેદ છે. સાંખ્ય મત પ્રમાણે પુરૂષ અથવા આત્માની સાથે અચેતન છતાં ક્રિયાશીલ પ્રકૃતિ નામની વિશ્વ રચના કુશળ એક શક્તિ મળી ગઇ છે, અને એ બન્ને મળીને બધી ધડભાંગ કર્યા કરે છે. એ રીતે સાંખ્ય દર્શન આત્માનું અનાદિપણું, અનંતપણું અને અસીમપણું સ્વીકારે છે. એ મતમાં આત્માની બહુ સંખ્યા માનવામાં આવી છે. કપિલમત કહે છે કે, જો કે પુરૂષથી જુદી સ્વતંત્ર એક અચેતન પ્રકૃતિ છે. પણ કોઇ વાર પુરૂષ સાથે મળી ગએલી લાગે છે. આ વિજાતીય પ્રકૃતિના અધિકારથી આત્માને અલગ પાડવો–અલગ અનુભવવો એનું નામ જ મોક્ષ. આપણે જોઇ ગયા કે જૈન દર્શન પણ આત્માનું અનંતત્વ અને અનાદિત્વ માને છેઃ કપિલ દર્શનની જેમ જૈન દર્શન પણ કુદરતી રીતે જ સ્વાધીન આત્માની સાથે વળગેલા એક વિજાતીય કર્મ પદાર્થનું અસ્તિત્વ કબૂલ રાખે છે. સાંખ્યની જેમ જૈન પણ આત્માનું બહુત્વ માને છે. સાંખ્ય અને જૈન દર્શન બન્ને વિજાતીય પદાર્થના વળગાડથી આત્માને છૂટો પાડવો તેને મોક્ષ કહે છે.

## યોગ દર્શન.

ટીકાકારોની વાત એક બાજુએ રહેવા દઇએ. સાંખ્ય દર્શનમાં એવા કોઇ શુદ્ધ, પરિપૂર્ણ પરમાત્માને સ્થાન નથી. પવિત્ર પરમાત્માનાં અસ્તિત્વ

વિષે શ્રદ્ધા ધરાવવાની મનુષ્ય-પ્રાણીને કુદરતી પ્રેરણા જન્મે છે. તેને સંતોષવાનો યોગ દર્શને પ્રયત્ન કર્યો છે, સાંખ્યની જેમ યોગ દર્શન આત્માની સંખ્યા અને સત્તા સ્વીકારે છે, પણ તે એક પગલું આગળ વધે છે. જીવ માત્રનો અધીશ્વર, અનન્ત, આદર્શરૂપી એક પરમાત્મા હોવાનું તે ઉપદેશે છે. અહીં યોગ દર્શન અને જૈન દર્શન વચ્ચે સમાનતા દેખાય છે. યોગ દર્શનની જેમ જૈનો પણ પ્રભુ, પરમાત્મા અથવા અરિહંતને માને છે. જૈનોના ઇશ્વર જગતના સ્રષ્ટા નથી છતાં તે આદર્શરૂપ, પરિપૂર્ણ શુદ્ધ અને નિર્દોષ છે જ. સંસારી જીવો એકાગ્રમને તેનું ધ્યાન પૂજા વગેરે કરી શકે. પરમાત્માની ભક્તિ, પૂજા અને ધ્યાન-ધારણાથી જીવોનું કલ્યાણ થાય, ઉપાસકને નિર્મળ જ્ઞાનની પ્રાપ્તિ થાય અને અનેકવિધ બંધનોથી બંધાએલા પ્રાણીને નવો પ્રકાશ તથા નવું બળ મળે એમ તે કહે છે. જૈન અને પાંતજલ એ બન્ને દર્શનો ઉપરોક્ત સિદ્ધાંત સ્વીકારે છે.

## વૈશેષિક દર્શન.

વૈશેષિક દર્શને પરમાણુ, દિશા અને કાળનું અનાદિ અનંતપણું માન્યું છે. પ્રત્યક્ષવાદી ચાર્વાકને તો દિશા, કાળ વગેરે બાબતને અંગે વિચાર કરવા જેવું જ નથી લાગ્યું શૂન્યવાદી બૌદ્ધ પણ દિશા ને કાળ ભલે આપણી નજરે સત્ય લાગે તો પણ એને અવસ્તુ તરીકે ઓળખાવે છે. વેદાન્ત પણ એને મળતી જ વાત કહે છે. સાંખ્ય અને યોગમત પ્રમાણે દિશા ને કાળ એ જ્ઞેય પ્રકૃતિની અંદર બીજરૂપે છુપાયેલાં રહે છે. એક માત્ર કણાદમત [ વૈશેષિક મત ] દિશા, કાળ અને પરમાણુની સ્વતંત્રતા સ્વીકારે છે, વૈશેષિક દર્શનની જેમ જૈન દર્શન એ બધાનું અનાદિ અનંતપણું કબુલ રાખે છે.

## ન્યાય દર્શન.

ભારતીય દર્શનના સુયુક્તિવાદરૂપ વૃક્ષનાં આ બધાં સુંદર ફળ-ફુલ છે. ન્યાય દર્શનમાં યુક્તિ પ્રયોગ સારૂં જેવું સ્થાન રોકે છે. તર્ક વિદ્યાની જટિલ નિયમાવલી આ ન્યાય દર્શનના એક અંગભૂત છે. ગૌતમ દર્શનમાં હેતુવાદાદિનું ખૂબ સરસ રીતે સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે, પણ જૈન દર્શન જગતના દાર્શનિક તત્ત્વોનો એક સમૃદ્ધ ભંડાર છે, એમ કહેવું તે યોગ્ય છે. આ જૈન દર્શનમાં તર્કાદિ તત્ત્વોની છટાદાર આલોચના મળે છે. એ સંબંધે ન્યાય દર્શન અને જૈન દર્શન વચ્ચે ઘણું મળતાપણું છે.

—[ અનુસંધાન પેજ ૨૫ પર ]

# વિનાશનાં વમળ:

—શ્રી જિનુભિક્ખૂ

## : ત્રિઅંકી નાટિકા :

[ લગભગ છેલ્લા ત્રણ-ચાર દશકાઓથી ધર્મ, સમાજ તેમજ રાષ્ટ્રનાં સાચાં પ્રાણતત્ત્વોને ગુંગળાવી નાંખવા દ્વારા આર્યસંસ્કૃતિના ઉચ્ચ સંસ્કારોને રૂંધી દેનારી 'સુધારકશાહી' ધીરે ધીરે પગભર થતી જાય છે, કે જે અનાર્ય 'સંસ્કૃતિ કે નાસ્તિકતાનું રૂપાન્તર છે. પ્રગતિના લલચામણા ઓઠા હેઠળ તેની વિનાશક પ્રવૃત્તિઓ સમાજમાં જે રીતે ચાલી રહી છે. તેનું આછુ-પાતળુ રેખાદર્શન આ નાટિકામાં રજુ થયું છે. ]

### દૃશ્ય પહેલું : મુખ્ય પાત્રો.

શિશિર : નંદલાલશેઠનો સુસંસ્કારી વિચારક તેમજ ધર્મ પ્રત્યે શ્રદ્ધા ધરાવનારો યુવાન પુત્ર : નલિન : મંગળદાસ શેઠનો વિલાસપ્રિય વીસમી સદીનો સુધારક પુત્ર : રસિક નલિનનો તકસાધુ સાગરીત.

[ પૂર્વ ભૂમિકા:—નંદલાલશેઠનો યુવાન પુત્ર શિશિર, પોતાનાં સ્વાધ્યાય ગૃહમાં આજે નિવૃત્તિ મેળવીને કાંઇક સંસ્કારી સાહિત્યનો સ્વાધ્યાય કરવાની ભાવનાથી ઉચ્ચ કોટિનાં તત્ત્વજ્ઞાનનું પુસ્તક વાંચે છે. વાતાવરણમાં નીરવ શાંતિ છે. શિશિર પોતે યુવાન છતાં શિક્ષણ તેમજ સંસ્કારોથી ધર્મપ્રત્યે તથા ધર્મના પવિત્ર આચારો કે અનુષ્ઠાનો પ્રત્યે હૃદયપૂર્વક આદર ધરાવનારો વિચારક છે. પિતાના વ્યવહારશુદ્ધિપૂર્વકના ધર્મશીલ સ્વભાવની સુંદર અસર શિશિરનાં જીવનમાં જવલંત રહી છે. વિનય નમ્રતા, સંયમ, ઉદારતા ઇત્યાદિ સદ્ગુણોથી શિશિરનું શિક્ષિત જીવન પવિત્ર રહ્યું છે. આજે તેનો મિત્ર નલિન-જે સુધારક તરીકે પોતાની જાતને ઓળખાવવામાં ગૌરવ લે છે. વિચાર તેમજ વર્તનમાં વિલાસિતા જેને ગમી ગઇ છે-તે સાંજના સમયે ત્યાં થઇને પસાર થતાં અચાનક શિશિરના મકાનમાં પ્રવેશ કરે છે. તદ્દન વિદેશી અને ફેશનેબલ પહેરવેશથી સજ્જ નલિન હાથમાં રહેલી સોટીને હલાવતો હલાવતો શિશિરના કમરામાં દાખલ થાય છે અને વાંચનમાં એકચિત્ત શિશિરને થોડીવાર તે જોયા કરે છે. ]

નલિન—[ હસીને ] 'કેમ મી. શિશિર! શું વાંચી રહ્યો છે? વાહ ભાઇ વાહ મહાન ફીલસુફની જેમ તારું વાંચન ખૂબ ગંભીર જણાય છે?'

[ આટલું બોલીને નલિન, શિશિરના હાથમાં રહેલું 'આત્માને ઓળખો' નામનું પુસ્તક અધીરાઈથી ઝડપી લે છે. અને કાંઈક બેદરકારીપૂર્વક મનમાં ગણગણે છે ]

પુસ્તકનું મથાળું જોઈને કટાક્ષપૂર્વક તે ફરી શિશિરની સામું જોઈને ]

**નલિન**—ઓહ ! આ શું ધતીંગ લઈને બેઠો છે ? દિ ઉગે કાંઈને કાંઈ આવાં જરીપુરાણાં પોથાં ફેંદવાનું તારૂં વેદિયાપણું હજુ ન ગયું કે ? શિશિર ! માથે કયા એવા દુઃખનાં ડુંગરાં આવી પડ્યા કે જે આજે વળી આત્મા પરમાત્મા કે ધરમ-કરમની વાતો વાંચવા બેસી ગયો છે ? અત્યારે વળી આત્માને ઓળખવાની ફુરસદ તને ક્યાંથી મળી ?

**શિશિર**—ભાઈ નલિન ! [ ગંભીરતા પૂર્વક ] આત્મા, પરમાત્મા, જેવાં ઉચ્ચ કોટિનાં તત્ત્વોનું યથાર્થસ્વરૂપ સમજી સર્વજ્ઞ પરમાત્માના માર્ગની ઉન્નત સાધનાદ્વારા જીવનને અજવાળવું એ પ્રત્યેક વિચારકની પવિત્ર ફરજ છે. આથી આવાં પુસ્તકો વાંચવામાં મને રસ સહેજે રહે છે, જે તું જાણે છે !

**નલિન**—[ કાંઈક મોઢું બગાડીને ] 'શિશિર ! મને લાગે છે કે હજુ તું એવોને એવો ધુમધેલો જ રહ્યો ! સાચે તું પેલા જુના જમાનાના મરી પરવારેલા ખંડીયર જેવો જ રહ્યો ! મને નથી લાગતું કે, જમાનાને ઓળખવાનું થોડું ઘણું પણ ડહાપણ તારામાં હવે આવે ! આત્માને ઓળખવાની બેવકૂફી વાતોમાંથી તને ફુરસદ જ ક્યાં મળે છે ? ખરૂં કહું શિશિર ! આવા નીરસ થોથાઓ ફેંદવામાં જીવનની મહામૂલ્ય પળો તું ફોગટ વેડફી રહ્યો છે ! તારા જેવો વિચારક યુવક આમ કેમ કરે છે તે મને સમજાતું નથી !

**શિશિર**—[ હસીને ] ભાઈ નલિન ! તને આ બધું ક્યાંથી સમજાય ? આત્મા પરલોક, પુણ્ય કે પાપ જેવાં જ્ઞાનિ ભાખ્યાં હિતકર તત્ત્વો તારા જેવા વિલાસી વાતાવરણમાં ખૂંચેલા આત્માને ન સમજાય એમાં કાંઈ નવાઈ નથી ! નલિન ! આ બધાં ઉત્તમ અને કલ્યાણકર તત્ત્વોને સમજવા માટે સાચી આસ્તિકતા જોઈશે ? એ વિના આ બધું ન સમજાય.

**નલિન**—[ શિશિરની સામું જોઈ, હસીને ] શિશિર ! આજના આ વિજ્ઞાનના યુગમાં આ આસ્તિકતા કે ધર્મ: આ બધું ખરૂં કહું તો એ એક જાતની ઘેલછા છે. જગતના રસ ભરેલાં વાતાવરણથી નિરાશ બનીને કંટાળેલા કાયરોએ ઉભું કરેલું આ એક ખોટું ધતીંગ છે !

**શિશિર**—[ કાંઈક નરમાશથી ] ભાઈ નલિન ! તું ભૂલે છે ? જગતમાં જે

કાંઇ સુખ, શાંતિ કે સમાધિ, આબાદિ, ઉન્નતિ કે આનંદ જણાય છે તેનું મૂળ કારણ ધર્મ જ છે. આ વસ્તુ બે–ને ચાર જેવી સ્પષ્ટ, સરળ અને સીધી છે. આત્મા કે પરમાત્માને નહિ માનનાર કે એનો ઇનકાર કરનાર પોતાની જાતને ભૂલી રહ્યો છે એમ મને લાગે છે. ભાઇ નલિન ! હું ફરીફરી કહું છું કે, આ બધું તું એકાંત મેળવી વિચારી જો જે ! બાકી કેવળ બહારની દુનિયાનાં રંગરાગમાં અટવાઇ મૂંઝાતાં પામરોને આ સત્ય કદિ નહિ જ સમજાય !

**નલિન**—[ કાંઈક કંટાળાથી બેદરકારી પૂર્વક ] ઑ. મી. શિશિર ! તારી આવી લાંબી લાંબી વાતો સાંભળવામાં મને કાંઇ રસ નથી. હું તો માનું છું કે, આત્મા જેવી કોઇ વસ્તુ જ આ દુનિયામાં નથી.

[ એટલામાં અચાનક નલિનનો વિલાસી સાગરીત ‘ રસિક ’ નલિનને શોધતો અહિં પ્રવેશ કરે છે. દૂરથી શિશિરની સાથે વાત કરતા નલિનને જોઇને, ધીરેથી મનમાં બબડે છે. તે નજદિકમાં આવીને ] રસિક—[ઉચ્ચેથી] ઑ. મી. નલિન ! હજુ તું અહિં જ ઉભો છે ! હું તારી વાટ જોઇને ખોટી થાઉં છું, શું આજે તારે ફરવા નથી આવવું કે ? તને ખબર છે કે, મૉડલ ટૉકીઝમાં આજે એક ખૂબ સુંદર બોલપટ આવ્યું છે. અગાઉથી મેં બે સીટ્સો રીઝર્વ કરાવી નાખી છે. ચાલ ! જલ્દી કર ! શિશિરની સાથે માથા શાના ફોડી રહ્યો છે ?

**નલિન**—[ શિશિરની સામે કટાક્ષ પૂર્વક ] રસિક ! આજે તો મને મી. શિશિરની વાણી સાંભલવાનો અમૂલ્ય લાભ મળ્યો ! [ પરસ્પર હસીને મજાકમાં ] મારાં ધનભાગ, ધનઘડિ ! ફરી આવું સાંભળવાનું મને ક્યારે મળે ? [ શિશિર આ વિલાસી ટોળીની દંભલીલાને ગંભીરતાપૂર્વક ઉપેક્ષાભાવે જોઈ રહ્યો છે]

**રસિક**—[ શિશિરની સ્હામે મજાકમાં ] મને સમજાતું નથી કે, શિશિર જેવો યુવાન આવી ગાંડી ગાંડી વાતો કરીને નાહક સમય તેમજ સાહ્યબીને શા સારૂ વેડફી દેતો હશે ? ધરમનું પૂંછડું લઇને ફરનારા આ બિચારાંઓનું શું થશે ? મારૂં જો ચાલતું હોય તો નલિન ! આ ધર્મઘેલાઓને પાગલખાનામાં પૂરાવી દઉં કે જેથી આ લોકો દુનિયાની હવા બગાડતા અટકે ! આપણે–સુધારકોએ હવે આવા વાતાવરણની સ્હામે ખૂબ વેગથી અહિંસનો જગવવા જોઇએ ! તો જ આ ધર્મશ્રદ્ધાનાં ઝેર ચૂસાતા જશે, અને ધર્મગુરૂઓની ત્યાગ કે વઇરાગની વેવલી વાતોથી આપણો ગાંડો સમાજ આંધળો થશે !

**શિશિર**—[ ક્રોધ કડકતાપૂર્વક નલિન-રસિકની જોડલીને ઉદ્દેશીને— ] વાહ ! નલિન તેમજ રસિક ! તમારી વાણીનો વિલાસ ગજબ છે. બેલગામ ઘોડાની જેમ તમારી વાણીને માથે કોઈનો પણ અંકુશ છે કે ? વાણી સ્વાતંત્ર્ય કે સ્વચ્છંદતાના નામે ધર્મ, કે ધર્મગુરુઓ જેવાં પવિત્ર ધર્માલંબનોને માટે ગમે તેમ બાફી મારનારા તમારા જેવા પામરોની મને દયા આવે છે. ભાઈ રસિક ! હું તને કહું છું કે જગતમાં સુખદુઃખો, વિષમતાઓ; વિચિત્રતાઓ: આ બધું કેવળ કર્માધીન છે. કર્મધરી આ સંસારની લીલાને આત્મા પોતે વર્તમાનમાં વેદી રહ્યો છે. ભૂતકાલની કારવાઈઓનું પરિણામ એ આજનો વર્તમાન કાલ: અને વર્તમાનની કરણીઓનું ફલ એ કાલનું ભાવિજીવન ! માટે નલિન ! તારે ભૂલવું જોઈએ નહિ કે, આપ્ત મહાપુરુષોએ ઉપદેશેલ આ સર્વોચ્ચ તત્ત્વજ્ઞાનની ઠેકડી કરનારા તારા જેવાઓનું ભાવિ કદાચ સુખદ હશે ?

**શિશિર**—[ ટેબલપર હાથને સ્હેજ પછાડીને નિર્ભયતાથી ફરી નલિન-રસિકની જોડલીને ઉદ્દેશીને ] નહિ ! નહિ ! હું કહું છું કે, ધર્મ, દેવ કે ગુરૂ જેઓ, રાષ્ટ્ર કે સમાજ: દરેકના ઉદ્ધારનો કલ્યાણ માર્ગ દર્શાવનારા તારકો છે. તેની આદર્શતાને ભૂલીને તેને વગોવનારા તમારા જેવા વિલાસપ્રિય સુધારકોનું ભાવિ ભયંકર છે ! મારા મિત્ર નલિન ! મિત્રભાવે આ કહી રહ્યો છું, શાપ નહિ પણ હિત બુદ્ધિયે કરૂણાથી પ્રેરાઈ આશિર્વાદના અમીથી તારાં જીવનને સીંચવાનો આ મારો પ્રયાસ છે. હજી હું કહું છું કે તારો રાહ તું બદલી નાંખ ! આત્માને ઓળખી, અનાચારને અશ્રદ્ધાના માર્ગેથી તું પાછો ફર ! પરિણામ સારૂં નથી ! આ કડવું સત્ય મારે તમને બન્નેને કહેવાનું રહે છે !

**નલિન**—[ કાંઈક ઉશ્કેરાઈને બબડે છે, અને શિશિરની સ્હામે કરડી આંખે ] બસ ! ઘણું થયું ! ભાઈ શિશિર ! તમારા જેવા ધર્મઘેલાંઓની સરસ્વતી હવે વધુ સાંભળવાની અમારે જરૂર જ નથી. નજરે દેખાતું ન માનવું અને ભાવિની ખોટી ખોટી કલ્પનાઓથી જીવનનાં આનન્દ, સુખ કે વિલાસોને ચૂંથી નાંખવાનું ગાંડપણ અમારે તારી પાસેથી શીખવું નથી ! અમારે મન તારૂં જીવન કે તારી વાતો કેવળ બાલીશતાથી ભરેલી ફિક્કી દેવા જેવી લાગે છે. આવા વિજ્ઞાનના યુગમાં જીવનનું મૂલ્ય ધર્મ: કે ત્યાગ; એ અમારાં ભેજામાં ઉતરતું નથી ! જીવનની કીંમતી ક્ષણોને આ રીતે તું વેડફી ના દે. ! બાકી. હું તો. જોઈ રહ્યો. છું કે, આત્મા., પુણ્ય., પાપ. કે દેવ; ગુરૂ ને ધર્મ; આ અને આનાં જેવાં શિખંડી તત્ત્વો નહિ માનવા છતાં મારા જીવનમાં

મને શું ન્યૂનતા છે ? અને તેને માનનાર તારા જીવનમાં બીજી કઇ મહત્તા છે ? શિશિર ! દુનિયાની રસિકતાથી ભાગી છૂટનારા તારા જેવા કાયર તેમજ નિરાશ હૃદયનાં ભોળા ભગતડાઓને કયું સુખ છે ? અને ખાવા-પીવાં તેમજ ફરવા હરવામાં આનન્દ માણનારા અમારા જેવા સમૃદ્ધ માનવોના માથાપર કયા દુઃખના ડુંગરા તૂટી પડતા હશે ? અને તારે જાણી લેવું કે તારા જેવા ઘેલાઓના શ્રાપથી અમારાં જીવનમાં કાંઈ આપત્તિઓ આવી પડશે એવો અમને બિલકુલ ભય છે જ નહિ.

નલિન—[રસિકને ઉદ્દેશીને કટાક્ષમાં] મી. રસિક ! આવા નીરસ અને શુષ્ક હૃદયી દોસ્તોથી આપણી જાતને આપણે બચાવી લઇએ ઓ God-ગૉડ પરમાત્મા ! જો તને દયા આવતી હોય તો આ મિત્ર શિશિરને કાંઇક જીવતા શિખવ ! [શિશિર, ગંભીરતાથી ઈરાદા પૂર્વક ઉપેક્ષાભાવે આ બધું સાંભળી લે છે. વાતાવરણમાં કાંઈક ચુપકીદી પ્રસરતી જાય છે, ]

શિશિર—[ થોડીવાર બાદ, વર્તમાનની સુધારકશાહીના પ્રત્યાઘાતી વાતાવરણમાં પોતાના ધર્મ, સમાજ કે રાષ્ટ્રની ઉચ્ચતમ સંસ્કૃતિને ભૂલીને નાસ્તિકતાની-અશ્રદ્ધાળુતાની આંધીમાં અટવાતા પોતાના મિત્ર-બાળસાથી નલિનને કાંઇક કહેવાને મૌન તોડીને તેઓનાં સાંભળતાં ઉંચેથી ]

વાહ ! દુનીયાના પડપર આવા આત્માઓ પણ જીવે છે ? પૂર્વકાલીન કાંઈક શુભના ઉદયે આજે વર્તમાનમાં મહાલનારા આ બિચારા મોહમૂઢ આત્માઓનું ભાવિ કેવું ભયંકર છે ! હે દેવાધિદેવ ! આવી નાસ્તિક વૃત્તિના આત્માઓને માથે કોઇ નથી કે ? [ ફરી કાંઈક વધુ ગંભીરતાથી ] અરે હું ભૂલું છું ! કર્મની સત્તા; ધર્મનાં શાસનની અવજ્ઞા કરનારા વિવેકહીણા પામરોને અવસ્ય તેનાં પાપોનું ફલ આપે છે. હા, શ્રી વીતરાગ પરમાત્મા ફરમાવે છે કે, પાપ કરનારને પાપોનું ફળ દેરથી કદાચ મળે, પણ અંધેર નથી. [ નલિન તેમજ રસિકને અંગે શિશિરની વિચાર માળાનો મણકો ફરતાં ફરી તેઓને ઉદ્દેશીને ] પણ આ લોકોને શિક્ષણનાં; વર્તમાનની સભ્યતાનાં કે પાશ્ચાત્ય સંસ્કૃતિના ઉન્માદમાં; અરે ! વિલાસોના વેગમાં; આંખો મીચીને આગળ ધપતાં કોઇ રોકી શકશે કે ? એમને એમના અનાચારથી; કે સદાચારી, સંયમી તેમજ પવિત્ર મહાપુરૂષોની કે ઉત્તમ ધર્મસ્થાનોની કારમી હાંસીનાં પાપથી કોઈ બચાવનાર નીકળશે કે ?

[ કાંઇક યાદ આવ્યું હોય તેમ માથું ખંજવાળીને ફરી ઉંચાસમાં ] ઓહ ! ' दुरन्तः पापकर्मणां विपाकः ' ' પાપકર્મોનો વિપાક ભયંકર છે. ' મારા

મિત્ર નલિનને પ્રભુ ! આ પાપોથી બચાવો ! અને ધર્મ સમાજ કે રાષ્ટ્રની ઉચ્ચતર સંસ્કૃતિને, પોતાનાં વર્તન તેમજ વિચારદ્વારા અભડાવી રહેલા આવા દયનીય આત્માઓ પોતાના પાપમાર્ગેથી પાછા ફરો ! [ નલીન તેમજ રસિક મોઢું બગાડી ત્યાથી છૂટા પડે છે ]

[ શિશિરના શબ્દદેહ પામતા વિચારો કે સકલ્પોથી તેનુ સ્વાધ્યાયગૃહ ભર્યું ભર્યું થઈ રહ્યુ. શબ્દોના પડઘાઓ ચોમેર વર્તુલો લેતાં રહ્યા. શિશિર સમય થઇ જવાથી ત્યાથી ઉઠયો પડદો પડ્યો. ]

## દશ્ય બીજું : નવાં પાત્રો.

સુંદરલાલ-શિશિરના મોટાભાઈ જયન્ત-શિશિર તેમજ નલિનનો વિચારક મિત્ર સુરબાળા-કિશોરલાલ શેઠની કોલેજીયન લાડીલી યુવાન પુત્રી સુશીલા-નલિનની સુસસ્કારી પત્ની સુભદ્રા-શિશિરની વિવેક સંપન્ન ધર્મપત્ની સરોજ-નલિનનો પુત્ર

[ પૂર્વભૂમિકા:—સવારના પ્રતિક્રમણ, જિનપૂજા વગેરે પ્રાત કૃત્યોથી પરવારી શિશિર પોતાના દિવાનખાનામા, વર્તમાન રાજકારણ, સામાજિક પરિસ્થિતિ ઈત્યાદિ નાજુક પ્રશ્નોની કેટલીક વિચારણા કરી રહ્યો છે. સુદરલાલ બાજુના કમરામા અત્યારે આટા મારી રહ્યા છે એટલામાં નોકર કુબેર, આજનુ 'ભારત સમાચાર' દૈનિક ટેબલપર ફેકીને ચાલ્યો જાય છે શિશિરની વિચારધારા તૂટતા તે છાપું લઇને વાંચે છે એક-બે પાના ફેરવતા એ ચમકી ઉઠે છે સુદરલાલ નજીક આવે છે. ]

**શિશિર**—[ છાપુ બાજુ મૂકીને, મોટાભાઇને ઉદ્દેશીને કાંઈક હૃદયની વાતો ઠાલવતા. ] 'બસ આનુ નામ સ્વતંત્રતા કે? વ્યક્તિસ્વાતંત્ર્ય જેવી વસ્તુ આ જ હશે કે? જેના ઓઠા હેઠળ ભારતવર્ષની પવિત્રતમ આર્યસસ્કૃતિ, તેના પૂનીત વાતાવરણ તેમજ અનુપમ સંયમ, ત્યાગ કે મર્યાદા આ બધાની સ્હામે ઉઘાડે છોગે માઝા મૂકીને બળવો હા ! વિલાસ, અનાચાર અને રંગરાગમાં આજનો શિક્ષિત પોતાની નાત, જાત, આબરૂ, કુલીનતા, ખાનદાની સઘળુ ભૂલી જાય છે ! કેવુ અધઃપતન !' [ બોલતા બોલતા શિશિર કાંઈક નિઃશ્વાસ મૂકે છે સુદરલાલ ઉત્સુકતાથી શિશિરની સ્હામે જોઈ, છાપુ હાથમા લે છે, અને શિશિરની પ્રત્યે ફરી એક વાર નજર ફેરવે છે. ]

**સુંદરલાલ**—' શિશિર ! આજના છાપામા છે કાંઈ નવાજૂની ? [ સુદરલાલ છાપુ હાથમા લે છે. પાના ફેરવતા નવા સમાચારનુ મથાળુ વાચી તે

ચમકે છે ] ' શિશિર ! નલિનને આ શું સૂઝ્યું ? નલિને ભણતરને ખરે વગોવ્યું ? શાણી ધર્મશીલ સંસ્કારી સુશીલાને સાચે આ સુધારક નલિને છેહ દીધો કહી શકાય ? [ આમ કહીને સુન્દરલાલે છાપું હાથમાં લઈ, આજના સનસનાટી ભર્યા સમાચાર જોવા છાપું ફેરવવા માંડ્યું. ]

સુંદરલાલ—લે શિશિર ! આ સમાચાર વાંચ ! [ શિશિર મોટેથી વાંચે છે. ]

## જૂનવાણી સમાજમાં ખળભળાટ:

કૉલેજીયન કન્યા સુરબાળાનું સ્નેહલગ્નઃ જાણીતા

સુધારકભાઇ નલિને એક પત્નીપર કરેલી બીજી પત્ની:

[ અમારા ખાસ ખબરપત્રી તરફથી. ]

' અહિંના સ્થાનિક જૈન આગેવાન મંગળદાસભાઈના કુટુંબમાં એક સનસનાટી ભર્યો બનાવ બની ગયો છે. જેની વિગતો ગઈકાલે મોડી સાંજે બહાર આવી છે. હકીકત એ બનવા પામી છે કે, મંગળદાસ શેઠના યુવાન પુત્ર ભાઈ નલિનકુમાર કે, જેઓ પ્રખર સુધારક અને જૈન યુવક સંઘ નામની સુધારક સંસ્થાના માનદમંત્રી છે. તેઓએ ગઇકાલે બપોરે અહિંના જાણીતા નાગર સદ્‌ગૃહસ્થ શેઠ કિશોરલાલની ગ્રેજ્યુએટ પુત્રી સુરબાળા સાથે સ્નેહલગ્ન કર્યું છે. જિલ્લા મેજીસ્ટ્રેટ મી. વ્યાસની કોર્ટમાં તેઓ બન્નેએ હાજર થઇ આ લગ્ન નોંધાવ્યું છે.

નલિનકુમારના આ પગલાથી જૂનવાણી સમાજમાં ખળભળાટ પેદા થયો છે. સત્તાવાર સમાચાર એ છે કે, બન્ને યુવક યુવતીનાં આ પગલાથી બન્નેના કુટુંબમાં મા-બાપ વગેરે વડિલજનોને ખૂબજ આઘાત લાગ્યો છે. નલિનભાઈને એક પત્ની સુશીલા હાલ હયાત છે. તેઓ ખૂબ સંસ્કારી અને સુશીલવૃત્તિના છે. તેમને એક પુત્ર પણ છે. છતાં સુધારક પ્રવૃત્તિઓમાં રસ લેવાનો ડોળ ઘાલનારા ભાઈ નલિનકુમારનું આ કૃત્ય સુધારકશાહીની પોકળ લીલાનું પ્રદર્શન જ કહી શકાય.

અમે નલિનકુમારના આ પગલાનો સુધારક દૃષ્ટિએ પણ વિરોધ કરીએ છીએ. સુશીલા જેવી સંસ્કારી સન્નારીને આ રીતે છેહ દેનારા ભાઈ નલિનનું આ કાર્ય વિલાસિતાની આનત મર્યાદાને પણ લંઘી જનારૂં ખેદજનક પગલું છે એમ અમારે ફરી એકવાર કહેવું પડે છે. '

[ શિશિરે છાપું વાંચીને બાજૂ પર મૂક્યું ]

**સુંદરલાલ**—ભાઈ શિશિર ! કૉલેજીયન કન્યા સુરબાળાની કેળવણીનું પરિણામ આ જ કે ? વર્તમાનની પાશ્ચાત્ય સંસ્કૃતિ, જીવનની પવિત્રતાને: સંસ્કારિતાને કે ઉચ્ચતમ મર્યાદિતાને મૂળથી દગો દઇ આર્યસંસ્કારો અને ધર્મવૃત્તિની સ્હામે બળવો જગાડે છે. શિશિર ! મને લાગે છે કે, અનાર્ય સંસ્કારો તેમજ પરદેશી રૂઢિઓનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરનારી આજની આ સુધારક ચળવળો, ખરૂં કહું તો આર્ય દેશની સુંદરતાને ગુંગળાવી નાંખવાને અનાર્ય પ્રજાએ પાથરેલી ભયંકર શિકારી જાળ છે.

**શિશિર**—હા, મને એમ લાગે છે, મારો અત્યાર સુધીનો અનુભવ મને કહે છે કે, આજનો સુધારક યુવક—એટલે આસુરી વૃત્તિઓથી ખદબદતો માનવી: ક્ષુદ્ર સ્વાર્થ ખાતર ધર્મ સમાજ કે રાષ્ટ્રની પવિત્ર નૈતિક મર્યાદાને પીંખી નાંખવા ઉઘાડે છોગે બળવો દેનારો તકસાધુ વૃત્તિનો પામર પ્રાણી: એનો કર્તવ્યપથ હંમેશાં અધોમુખો રહે છે. વર્તમાનની સુધારકશાહી નિર્મર્યાદ વિલાસોથી વિનાશનાં પંથે વળી રહી છે. એમ મને સ્પષ્ટ જણાય છે

[ શિશિરને મળવા તેનો ખાસ મિત્ર જયન્ત અચાનક ત્યાં આવે છે. શિશિર તેમજ તેના મોટાભાઇ સુંદરલાલને જોઇને તે ઉતાવળે પગલે કમરામાં પ્રવેશ કરે છે ]

**જયન્ત**—કેમ ભાઈ શિશિર ! ગઈકાલથી શહેરનું વાતાવરણ ચકડોળે ચઢ્યું છે એની તને ખબર છે ને ? અધૂરામાં પૂરૂં આજના ન્યુસપેપરમાં પણ એ હકીકત પ્રગટ થઈ ગઇ. વાહ સુરબાળા અને વાહ નલિન ! ખૂબજ અયોગ્ય અને ઉતાવળીયું પગલું !

**શિશિર**—'પુરૂષ સમોવડી સ્ત્રી ' ની વાતો કરનાર આ યુવકસંઘના આગેવાન કાર્યકર ભાઈ નલિને, સુશીલા જેવી પવિત્ર અને ધર્મશીલ સન્નારીના વ્યક્તિસ્વાતંત્ર્યને પોતાના વિલાસોને પોષવાની ખાતર ચૂંથી નાંખ્યું એ શું સુધારકશાહીની દંભ લીલાનું પ્રતીક નથી ? સુશીલા અને તેનો પુત્ર સરોજ: આ બન્નેને નિષ્ઠુર રીતે દગો દેનાર નલિનને સમાજમાંથી કોઇ પૂછી શકે તેમ છે કે ?

**જયન્ત**—ભાઈ શિશિર ! આપણા સમાજમાં સુધારક તરીકે ગણાતા આ લોકો, દર છાશવારે ને છાશવારે આપણા સાધુમુનિરાજોની, શ્રાવકવર્ગની કે ધર્માનુષ્ઠાનોના પવિત્ર સમારંભોની ટીકાઓ કરીને તેના જાહેરમાં હલકાઈ કરવા પ્રાપેગેન્ડા કરતા ત્યારે હું આ વર્ગની બહારની મીઠાસથી તેઓના દંભને કે છેતરપીંડીને સમજી શકતો ન હતો, તેથી આ નલિન તેના

સાગરીત રસિક અને તેની સુધારક સંસ્થા યુવકસંઘની પ્રવૃત્તિઓમાં મને કાંઈક રસ હતો. પણ શિશિર ! છેલ્લા કેટલાક બનાવોથી મને પ્રામાણિક અનુભવ થયો કે, આ લોકોની સઘળીયે પ્રવૃત્તિઓ કેવળ હાથીનાં દાંત જેવી અને સમાજના ભોળા વર્ગને ઇરાદાપૂર્વક ઠગવા માટે ઉભી થયેલી છે.

**સુંદરલાલ**—જયન્ત ! તારો અનુભવ મને પણ સાચો લાગે છે. સુશીલા જેવી ધર્મશીલ વિવેકી સન્નારીને આ રીતે પોતાની લાલસાની ખાતર દગો દેનારા આ નલિનો કે તેના સાગરીતો ક્યા મોઢે ધર્મ, સમાજ કે રાષ્ટ્રની સુધારણાની વાતો કરતા હશે ! એ લોકોએ ધર્મ, સમાજ કે રાષ્ટ્રનું કયું સાચું કલ્યાણ સાધ્યું છે ? ધર્મસ્થાનોમાં જઇ, પૂ૦ મુનિવરો અને પૂ૦ સાધ્વીજી મહારાજનાં પવિત્ર વાતાવરણથી જીવનને સુવાસિત બનાવનારી સુશીલા જેવી મર્યાદાની અખંડ મૂર્તિ સમી પવિત્ર સન્નારીઓ ક્યાં ? અને વર્તમાન વિલાસોમાં મોજ માણનારી બાપકમાઈથી સ્વચ્છંદ જીવન જીવતી, ઉદ્‌ભટતાભર્યું જીવન માણતી ગ્રેજ્યુએટ સુરબાળા જેવી પતિતાઓ ક્યાં ! ભાઈ જયન્ત ! આનું નામજ જો પ્રગતિનો, વિજ્ઞાનનો કે સંસ્કૃતિનો યુગ કહેવાતો હોય તો મારે કહેવું જોઈએ કે, આ યુગ પ્રગતિનો નહિ પણ પડતીનો; વિજ્ઞાનનો નહિ પણ વિનાશનો; સંસ્કૃતિનો નહિ પણ વિકૃતિનો જ છે.

**જયન્ત**—સુંદરલાલભાઈ ! તમારા જેવા વિચારક તેમજ શિક્ષિત વડિલોનો આ અનુભવ મારાં હૃદયને સચોટ અસર કરે છે. આજે હું સમજી શકું છું કે, આ સુધારક ગણાતો કેળવાયેલો વર્ગ; કેવળ પોતાની સ્વચ્છંદિતાને પોષવા ખાતર જ શાંત તેમજ મર્યાદાશીલ ધર્મ-સમાજની ખોટી વગોવણી અનારનવાર કરતો જ રહ્યો છે. આવા પવિત્ર સમાજની ધાર્મિક કે સામાજિક કોઈ પણ પ્રવૃત્તિને; ' અંધશ્રદ્ધા, જૂનવાણી કે રૂઢિચુસ્તોની ધાંધલ '–વગેરે અણછાજતા આક્ષેપોથી આ સુધારક-વર્ગ હંમેશા નવાજતો જ રહ્યો છે. આનું કારણ હવે મને સ્પષ્ટ રીતે જણાય છે કે, કોઈ પણ રીતે ધર્મિસમાજને જાહેરમાં અણગમતો ચીતરી પોતાનાં વિલાસો, સ્વૈરવિહારો તેમજ સ્વચ્છંદાચારોને ચલાવી લેવા માટે જ તેઓને આ બધો વ્યવસ્થિત અને આમવર્ગને આંજી નાંખનારો પ્રચાર કરવો જ રહ્યો. મારો મિત્ર શિશિર, આ બધું મને જણાવતો પણ તે વેળા હું આનું ઉઘાડે છોગે સ્પષ્ટ સમજી શકયો ન હતો.

**શિશિર—** [ જયન્તની સામે નજર કરીને કાંઇક અકળતાપૂર્વક કડક સ્વરે ] જયન્ત ! સમાજની પ્રત્યેક પ્રવૃત્તિઓનાં મારા પરિશીલનથી મને ઘણીયે વેળાયે સ્પષ્ટ અનુભવ થયો છે કે, સુશીલા જેવી પવિત્ર ધર્મશીલ સન્નારીઓની છૂપી છૂપી પણ આર્ય સંસ્કૃતિની કેળવણી એ જ આપણાં જીવન, સમાજ કે દેશને અજવાળશે. એમ મને આજે સ્પષ્ટ રીતે જણાય છે. નિરક્ષર, અશિક્ષિત કે ગામડીયણ ગણાતી પણ આપણા સમાજની આવી પવિત્ર સન્નારીઓ જ સમાજનું સાચું ભૂષણ છે. એમનાં સંસ્કારો; એમની રીતભાતો; કે એમની બોલચાલ; આ બધું સંયમ તેમજ મર્યાદાના તાણાવાણાથી નૈસર્ગિક રીતે વણાયેલું હોય છે. જેથી એમના જેવાઓ; કુટુંબ, સમાજ વગેરેના વાતાવરણમાં નિસ્વાર્થ સ્નેહની કે વાત્સલ્યની મીઠાશ ભરી શકે છે.

જ્યારે સુરબાળા જેવી ભણેલી ગણાતી કોલેજીયન યુવતીઓ; કે જે લોકોની રગેરગમાં વિલાસિતા તેમજ સ્વચ્છંદિતાનું ઝેર વ્યાપી રહ્યું છે, શીલ, સદાચાર, નમ્રતા, લોકમર્યાદા, સ્વાર્થત્યાગ, વગેરે ઉત્તમ ગુણો જેઓનાં જીવનમાંથી તદ્દન ભૂલાઇ ગયાં છે, આવી ધર્મહીન અસંસ્કારી ગ્રેજ્યુએટ બાળાઓ; પોતાના ઘરસંસારને, સમાજ, ધર્મ કે દેશને અવનતિની ઉંડી ખાડીમાં ધકેલશે ! આજ પછીની આવતી કાલ અવશ્ય આ સત્યનું ભાન જગતને કરાવશે ! બાકી પોતાના વિલાસોની ખાતર કે મોજશોખની ખાતર મા-બાપોને છેહ દેનારી આ સુરબાળાઓ આજે નહિ તો આવતી કાલે એના સહચારી યુવકોને પણ તરછોડતાં નહિ જ શરમાય ! ! '

[ કમરામાં આંટા મારતા સુંદરલાલ શિશિરની અનુભવવાણી આદરપૂર્વક ઉત્સુકતાથી સાંભળી લે છે. અને શિશિર તેમજ જયન્તને ઉદ્દેશીને વડિલની ઢાલથી ભાષામાં ]

**સુંદરલાલ—**જયન્ત ! શિશિરનો અનુભવ એક પીઢ ગણાતા વિચારક અનુભવી જેટલો સાચે માર્ગદર્શક બની રહે તેવો છે, મારા ઘરસંસારનો મને અનુભવ છે. શિશિરની પત્ની સુભદ્રા, જે આજની સભ્ય ગણાતી સંસ્કૃતિની દ્રષ્ટિયે ગામડીયણ ભોળી અને જરીપુરાણા જેવી લાગતી હોવા છતાં, આર્યદેશની પવિત્ર સંસ્કૃતિનાં વાતાવરણથી ખૂબજ સુવાસિત બની રહેલી આદર્શ ગૃહિણી છે. પૂ. સાધ્વીજી મહારાજના નિર્મલ સહવાસના યોગે એનામાં ધર્મસંસ્કારો ખૂબ સુંદર રીતે ફાલ્યાફૂલ્યા છે, કે જેનો રસાસ્વાદ, અમારા કુટુંબમાં, ઘર પરિવારમાં આજે અમે અનુભવી રહ્યા છીએ.

ભલે સુભદ્રા કે સુશીલા, આજના યુગની કે વીસમી સદીની ભણેલી ગ્રેન્જ્યુએટ સ્ત્રી ન ગણાય, છતાં પવિત્ર, મર્યાદાશીલ સુસંસ્કારી શિક્ષિતાઓ છે, એમ મારે કહેવું જોઈએ. અને આવી સન્નારીઓથી જ ધર્મ સમાજ કે દેશ સુસંસ્કારી તેમજ ચિરંજીવ રહેશે. આજે સમાજ કે દેશમાં જે અરાજકતા; અસ્વસ્થતા કે ભયંકર વિષમતાના ઓળાઓ દેખા દઈ રહ્યા છે. તેનું કારણ, આવી ધર્મશીલ આદર્શ મહિલાઓની અલ્પતા, અને સુરબાળાઓ જેવી સંસ્કાર હીન ભણેલી ગણાતી નારીઓની દિનપ્રતિદિન ભરતી !, સમાજ કે દેશ આ સ્થિતિમાંથી કયારે સાચી પ્રગતિના માર્ગે વળશે ?

[ સુંદરલાલના શબ્દોએ વાતાવરણને ગંભીર બનાવી દીધું. જયન્ત આ સાંભળી ભાવિની સુંદર કલ્પનામાં રાચતો, વર્તમાનની વિચારણામાં ગરકાવ થયો. સમય થઈ જવાથી; ત્રણે જણ ભોજન માટે ત્યાંથી ચાલી નીકળ્યા, પડદો પડયો. ]

## દ્રશ્ય ત્રીજું : નવાં પાત્રો.

**સુધીર:** શિશિરનો સંસ્કારી બાલમિત્રઃ **નિરંજન:** સુધીરનો વિચારક પાડોશીઃ સાધ્વીશ્રી **સુવ્રતાશ્રી:** સુશીલા તેમજ સુભદ્રાને ધર્મમાર્ગે જોડનાર સુવિહીત વિદુષી સાધ્વી.

[ **પૂર્વ પરિચય:** નલિન–સુરબાળાના સ્નેહ લગ્ન બાદ કેટલાયે વાહાણાઓ વીતી જાય છે. નલિનનું વાતાવરણ શિશિરના હૈયામાંથી ભુંસાતું ગયું. અચાનક એક દિવસ શિશિરપર સુધીરનો તાર મુંબઈથી આવે છે. જેમાં 'શિશિર અને જયન્તને જલ્દી મુંબઈ બોલાવ્યા છે.' તે જ દિવસે ગુજરાત મેલ દ્વારા બન્ને મુંબઈ આવ્યા, અને સુધીરને મલ્યા, બાદ ]

**સુધીર**—ભાઈ શિશિર ! તમને બોલવવાનું અનિવાર્ય કારણ બન્યું છે. આપણો જૂનો મિત્ર નલિન, છેલ્લા લગભગ ત્રણ અઠવાડિયાથી ખૂબજ અસ્વસ્થ અને પરવશ બન્યો છે, તેને અંગે તેના જ કહેવાથી તમને બન્નેને મારે અહિ બોલાવવા પડ્યા છે.

**જયન્ત**—[ નલિનનું નામ સાંભળી જરા આશ્ચર્યથી ] ભાઈ સુધીર ! નલિનની વાત જવાદો ! એનું પતન, હા, એનાં જીવન સંસ્કારોનું વિકૃત ઘડતર હજી મારાથી ભૂલ્યું ભૂલાતું નથી ! !

**સુધીર**—ભાઈ જયન્ત ! હું એજ કહી રહ્યો છું કે, ગઈકાલનો ઉદ્દામ, ઉચ્છૃંખલ કે પાશવી સૃષ્ટિમાં વિચરનારો નલિન; આજે એ રૂપે નથી રહ્યો:

આજનો નલિનઃ એટલે પોતાનાં ભૂતકાલનાં અનુચિત, અયોગ્ય અને અસદાચરણોનાં પાપોનું પ્રાયશ્ચિત કરવાને ઉતાવળો બનેલો અધીર, અને જીવનથી કંટાળેલો એક માર્ગ ભૂલ્યો સંસાર પ્રવાસી છે.'

**શિશિર**—[ કાંઇક ઉત્સુકતાથી ] હું એ જાણવા માગું છું કે, નલિનનાં જીવનમાં આ પરિવર્તન આવવાને કારણ શું ?

**સુધીર**—[ ગંભીરતાથી ] ભાઇ શિશિર ! આપણે જાણિયે છીએ; આપણા મહાન ઉપકારી જ્ઞાનિપુરુષો ઉપદેશી રહ્યા છે કે, જગતમાં જીવમાત્ર કર્મવશ છે. કર્મોની આધીનતાના કારણે મોહ, માયા, મમતા વગેરેની ભયંકર ભૂતાવળમાં અટવાતો આત્મા, અનેક કારમાં પાપોને આચરી ખુવાર થઇ બેસે છે. ધર્મ, સમાજ કે દેશનાં સાચાં કલ્યાણની આર્યદૃષ્ટિને એ ભૂલી જાય છે, પણ જ્યારે એનાં જીવનમાં કાઇક અશુભના ઉદયે પડતીનાં પગરણ મંડાય છે. ત્યારે તે ચોકીને જાગૃત થાય છે. એની સુષુપ્ત યોગ્યતા ઉઠે છે; ભાઇ શિશિર ! નલિનની આજે એ સ્થિતિ છે, એ જાગૃત બન્યો છે; ભૂતકાલનો કલંકિત ઇતિહાસ ભૂંસી નાંખવાને એ સજ્જ થયો છે. કારણ એ બન્યું છે કે, સુરબાળાએ પોતાના વિલાસોને પોષવાને માટે; આખરે એને દેહ દીધો છે. સુશીલા જેવી પવિત્ર આર્ય સન્નારીને નલિને કેવળ વાસનાની ખાતર; સ્વાર્થાન્ધ બની જે દેહ દીધો તેનું પાપ આજે એનાં સંતપ્ત આત્માને સતાવી રહ્યું છે ! એની માનસિક અસ્વસ્થતા વધતાં શરીર સ્વાસ્થ્ય લથડ્યું છે. છેલ્લા કેટલાયે દિવસોથી એ પથારી વશ છે. પથારીવશ નલિનને તરછોડી સુરબાળાએ પરમદિવસે જ કોર્ટમાં જઇ નલિનની સાથે છૂટાછેડા મેળવવા માટે અરજી કરી છે. નલિનના હૃદયમાં આ પ્રસંગે વજ્રપ્રહાર પડ્યો છે. એ તદ્દન ભાનભૂલો બની મૂંઝવણમાં મૂકાયો છે. એને શાંત્વન આપવા સારૂ તેના જૂના મિત્ર તરીકે હિતૈષિ-આપ્તજન તરીકે મેં તમને બોલાવ્યા છે; એ પણ તમારી રાહ કાગડોળે જોઇ રહ્યો છે, સાથે આજે એ ભગ્નહૃદયી બન્યો છે, એટલે એનાં જીવનમાં એ શૂન્યતા સિવાય કાંઇ જોઇ શકતો નથી. આ સ્થિતિમાં નલિનને આશ્વાસન આપી માર્ગ ચીંધવો એ તમારૂં કર્તવ્ય છે.

[ જયન્ત, શિશિર, અને સુધીર આ ત્રણે ત્યાંથી ઉઠી, આત્મારામ નિરંજનભાઇને ત્યાં પથારીવશ નલિનને મળવા જાય છે. શિશિર તેમજ જયંતને આવતાં જોઇ, નલિન પથારીમાંથી બેઠો થાય છે, કાઇક વાતાવરણ બને છે. ]

**શિશિર**—કેમ ભાઇ નલિન ! શરીર હવે ઠીક છે ને ? ભૂતકાળને

ભૂલી; શેષ જીવનને સુંદર રીતે જીવી જાણવું એમાં જ ડહાપણ છે, મનને પ્રસન્ન રાખી સુરબાળાની ઉદ્ધતાઈ કે સ્વાર્થાન્ધતાને યાદ કરી દુઃખી થવાની હવે કાંઈ જરૂર નથી.

નલીન—[ કાંઈક નરમાશથી ગદ્‌ગદ્ સ્વરે ] ભાઈ શિશિર ! આત્મા પરમાત્મા કે પરલોક; પુણ્ય : પાપ તેમજ ધર્માચરણો વગેરેને હસી કાઢનારા મને આજે સમજાય છે કે : આત્મા જેવાં તત્ત્વને ઈનકારનારા જગતમાં પોતાની જાતનો નિષેધ કરનાર પામર પ્રાણીઓ છે. પરલોકનાં સુકૃતોથી આજે ભરપૂર પાપો કરનારો મોહાધીન માનવ; કદાચ આ પ્રત્યક્ષ જગતમાં નાસ્તિક બની માનવ જીવન જેવા પવિત્ર દેવદુર્લભ જીવનને રગદોળી નાંખશે પણ ભાવિકાલે-ભવાંતરમાં કર્મસત્તા એની પાસે એનો જવાબ માગશે; જે વેળાયે એની એડી નીચેથી છટકવા માટે એની પાસે કાંઈ જ નહિં હોય ! ભાઈ શિશિર મને યાદ છે કે, તેં મને તે વેળાયે કહેલું કે, ' તમારા જેવા વિલાસપ્રિય સુધારકોનું ભાવિ ભયંકર છે. ' સાચું કહું તો આજે એ ભયંકરતા મારી આંખ સામે તરવરતી હું જોઈ શકયો છું, તેનાથી મારી જાતને બચાવવા હું મથી રહ્યો છું, મને આશા છે કે એમાં હું સફળ બનીશ. [બોલતાં બોલતાં નલિનનો શ્વાસ ઘુંટાય છે, એ કાંઈક શ્રમિત બને છે.]

નિરંજન—[ વચ્ચે અવસર મેળવીને ] ભાઈ શિશિરચંદ્ર ! અત્યાર સુધી નલિનનો દોષ જરૂર ઉલટો હતો, આજની વિલાસિતાએ; વર્તમાનના વિવેક-વિનયહીણા શિક્ષણે; નલિનને વિનાશનાં વમળમાં પથભ્રષ્ટ બનાવી મૂક્યો હતો; એનું જીવનનાવ ખરાબે ચઢયું હતું; સારૂં થયું કે, ખડકે અથડાતાં એ જાગૃત થયો છે. પણ સુરબાળા જેવી આજના સંસારની સભ્ય, સુશિક્ષિત ગણાતી ગ્રેજ્યુએટ સ્ત્રીએ; આ રીતે પથારીવશ પોતાનાં સ્વામીને દગો દીધો એ ખરે જ એનાં શિક્ષણનું કે એની પાશ્ચાત્ય કેળવણીનું એક મોટું કલંક ગણી શકાય.

શિશિર—ભાઈ નિરંજન ! વર્ત્તમાનની વીસમી સદીનું આ શિક્ષણ; ખરૂં કહું તો, પરદેશી સત્તાએ આપણી આર્યસંસ્કૃતિનાં ઉચ્ચ સંસ્કારોને આવરી દેવા માટે ગોઠવેલું ભયસ્થાન છે; આપણે આજે પતંગીયાની જેમ એ પાશ્ચાત્ય સંસ્કૃતિની અગ્નિ જ્વાળામાં આપણાં ધર્મ સમાજ કે દેશની પારમાર્થિક ઉન્નતિને બાળીને ખાખ બનાવી રહ્યાં છીએ ! આનું જ કારણ છે કે, આજની એ કહેવાતી સુધારકશાહી; આ અનાર્ય સંસ્કૃતિનાં પ્રચારકો

દ્વારા આપણાં ધર્મની ઉત્તમ તત્વવ્યવસ્થાને; મર્યાદાને; તેમજ સંયમિતાનાં વાતાવરણને કદરૂપાં ચીતરી સમાજને ખળભળાવી મૂકે છે.

[ નલિન આ બધું શાંતિથી સાંભળે છે. બધુ લાગણીવશ બની પળતે હૃદયે ઉદ્ગાર કરતા— ]

નલિન—ભાઇ શિશિર ! તું કહે છે એ બધું હવે મને સમજાય છે, વિલાસોની આંધીમાં તે વેળાએ હું ભાનભૂલો બન્યો હતો. કેવળ આજની જ દુનીયામાં માનનારો હું તે વેળાએ મારા ભાવિને ભૂલી ગયો હતો. હવે મને સમજાય છે કે, જીવનને જીવી જાણવા માટે, જીવનને ઉર્જિતનારાં ધર્મની જરૂરીયાત છે, અને તે ધર્મ જ જગતમાં શાંતિ, સ્વસ્થતા, આબાદિ કે ઉન્નતિનું આદિ કારણ છે. મંગળનો મહામાર્ગ છે, કલ્યાણની કેડી છે. આ ધર્મને આરાધવા માટે સર્વોત્તમ ધર્માચરણોની સાધના જીવનમાં હોવી જોઇએ. આ હકીકત હવે મને સ્પષ્ટ સમજાય છે. મારી ભૂતકાલની કલંક કથા હું ભૂલી જવા ઇચ્છું છું, મને આશા છે કે, તારા જેવા માર્ગદર્શક મિત્રના આલંબનથી વિનાશના વમળમાં અટવાતો હું હવે શ્રી વીતરાગદેવના કલ્યાણકર માર્ગમાં સ્થિર રહી શકીશ.

શિશિર—[ નમ્રતાપૂર્વક ગંભીરતાથી ] મારા મિત્ર નલિન ! તારા આ શબ્દો: આ તારી હૃદયસરોવરની સ્વચ્છ વિચારઉર્મિઓ; મારાં હૈયાને ઠારે છે. આજે મારૂં અંતર આનંદથી નાચી ઉઠે છે. ભાઈ નલિન ! હું કોણ માત્ર-કે તને આલંબન બની શકું ? બાકી મારી શક્તિ મુજબ, તને યોગ્ય માર્ગે વાળવા મે મારાથી બનતું કર્યું છે. તારા જેવા યુવકે, ખૂબ સમજણપૂર્વક વિચારક બની; આર્યસંસ્કૃતિનાં ઉચ્ચ તત્વજ્ઞાનના કેન્દ્રભૂત જૈન સંસ્કૃતિના આદર્શ કલ્યાણપથને કદિ ભૂલવો ન જોઇએ. આજના વાતાવરણમાં તારા જેવા યુવકોએ આ સંસ્કૃતિના ઉચ્ચ વારસારૂપ આચાર કે વિચારોનો પ્રચાર કરવા ખૂબ જ જાગૃત રહેવું જોઇએ. સમાજના યુવકવર્ગનો વર્તમાનકાલે આજ એક સાચો કર્તવ્ય ધર્મ છે.

જયંત—[ નલિનને ઉદ્દેશીને ] ભાઇ નલિન ! શિશિરનો અનુભવ સાચે આપણા જેવા અર્ધદગ્ધ યુવકોને અવશ્ય માર્ગદર્શક છે, વર્તમાનમાં નાસ્તિકતાના ભયંકર રોગચાળાથી સમાજને તેમજ દેશને ઉગારી લઇ, તેને ઉન્નતિના સાચા માર્ગે વાળવા માટે આપણા જેવા યુવકોએ, શિશિર જેવાના નેતૃત્વ નીચે, પૂજ્ય સુવિહીત નિર્ગ્રન્થ મુનિરાજોની આજ્ઞાને શિરોધાર્ય બનાવી;

કર્તવ્યપથમાં સ્વાર્થત્યાગ પૂર્વક ડગલા માંડવા જોઇએ; તોજ આપણી યુવક પ્રવૃત્તિઓ દ્વારા આપણે ધર્મ, સમાજ કે દેશની સાચી આબાદિ, પ્રગતિ કે આઝાદી સાધી શકીશું.

નલિન—[ નિરંજન તેમજ સુધીરની સામે જોઇને ] ભાઇ સુધીર ! જયંતનું કહેવું યોગ્ય છે, આપણા જેવા યુવકોએ; ઉદારતા, - સંયમ, સ્વાર્થત્યાગ વિનય, વિવેક, નમ્રતા વગેરે પવિત્ર ગુણોથી યુવકજીવનને સુસંસ્કારી બનાવવું એ આજના યુગમાં; પ્રગતિનો સાચો રાહ છે. બાકી વિલાસિતા: અનાચાર; ઉદ્દભટતા; અવિવેક; કે ઉદ્ધતાઇ; એ ભયંકર કોટિનાં દુર્ગુણો જીવનની સંસ્કારિતાને કલંકિત કરનારાં અનિષ્ટો છે, હવે મને સમજાય છે કે, આજની કેળવણી પ્રાયઃ દેશ કે સમાજનાં યુવક-યુવતીઓને આ દુર્ગુણોનાં પાશથી જલ્દી જકડી લે છે. હા. મારે કહેવું જોઇએ કે, આ જાતનું શિક્ષણ આપણા આર્યદેશને માટે આશિર્વાદ રૂપ નથી પણ શ્રાપરૂપ છે. ખરેજ આ પ્રકારનો શિક્ષણ પ્રચાર સમાજનું કારમું કલંક છે,

શિશિર—નલિન ! આજની તારી વાતો ખૂબ જ સમજણપૂર્વકની તેમજ સાચા પશ્ચાતાપના પાપથી પીડિત અંતરાત્માના ઉદ્દગારરૂપ છે. સુરબાળા જેવી પાશ્ચાત્ય સંસ્કૃતિના વિકારોથી માર્ગ ભૂલેલી સ્ત્રી; સાચું કહું તો તારે માટે જાણે-અજાણે તારા માર્ગપલટાનું કારણ બની. બાકી સુશીલા જેવી તારી પવિત્ર સુસંસ્કારી સ્ત્રીઃ કે જે આર્યસંસ્કૃતિનાં નિર્મળ વાતાવરણથી સુવાસિત આર્ય સન્નારી છે; જેણે તારા જેવા છેહ કે દગો દેનારા પતિનું મનથી પણ અશુભ ઇચ્છ્યું નથી. મને ખબર છે કે, તારા સુરબાળાની સાથેના સ્નેહલગ્નથી જ્યારે ચોમેર આપ્તજનોનાં હૃદયો ઘવાયાં હતાં; ત્યારે તારી ધર્મપત્ની સુશીલાએ, એક ધર્મશીલ આર્યદેશની પવિત્ર મહિલા તરીકે; સહુ કોઇને એ મુજબ આશ્વાસન આપતાં ખૂબજ ધીરતા, ગંભીરતા, તેમજ હૃદયની પ્રસન્નતાપૂર્વક કહ્યું હતું કે ' હોય, જે બનવાનું હતું તે બની ગયું ! મારા અશુભના ઉદયે ભવિતવ્યતાના યોગે આમ બન્યું. પણ એથી મને કાંઇ મૂંઝાવા જેવું નથી. પૂજ્ય સાધ્વીજી મહારાજના પવિત્ર સંસર્ગથી મને સમાધિ, તેમજ સ્વસ્થતા છે. મારી ચિંતા કરીને રહેજ પણ દુઃખિત થવાની જરૂર નથી. હા, એમને સદ્દબુદ્ધિ પ્રાપ્ત થાઓ; અને મારામાં એ સામર્થ્ય પ્રગટો કે એમને હિતમાર્ગે જવામાં હું સહચારિણી બનું ! '
[ બોલતાં બોલતાં શિશિરનાં નયનો આંસુથી ભીંજાઇ જાય છે, જયંત વગેરેનાં હૃદયો ' સુશીલા જેવી આર્ય સન્નારીઓથી આ દેશ, સમાજ સાચે સમૃદ્ધ છે, ' આ

કલ્પનારૂપ આનંદ ઊર્મિઓથી ઉછળે છે. ] ભાઈ નલિન ! આવા પવિત્ર આદર્શ આત્માઓને હિતનો માર્ગ દર્શાવનારા પૂજ્ય નિર્ગ્રન્થ મુનિવરો તેમજ પૂજ્ય શ્રી સુવ્રતાશ્રી જેવા સાધ્વીજી મહારાજાઓ; એ જ આપણા સમાજના ઉત્તમ માર્ગદર્શકો છે. સમાજને સદાને માટે આવો ઉર્ધ્વગામી રાખવો હોય તો આજથી આ 'સુધારકશાહી' જે અનાર્યદેશની સંસ્કૃતિનું કે નાસ્તિકતાનું રૂપાન્તર છે; તેના પ્રચારની સ્હામે; ધર્મશિક્ષણ: ધર્મસંસ્કાર ધર્માચરણો: અને ધર્મનાં તારક આલંબનરૂપ દેવ, ગુરૂ કે ધર્મસ્થાનોની ઉત્તમતાનો, ઉપકારિતાનો; અને કલ્યાણકારિતાનો પ્રચાર કરવા; આજથી જ સહુએ બનવું જોઈએ. સ્વાર્થત્યાગપૂર્વક વફાદારીથી ધર્મસેવાને જીવનવ્રત બનાવી દેવું જોઈએ. ભાઈ નલિન ! યાદ રાખવું વિજય આપણો છે—આર્ય સંસ્કૃતિનો સદા જય છે; જૈન સંસ્કૃતિના લોકોત્તર તત્ત્વજ્ઞાનનો કીર્તિધ્વજ ચિરંજીવ છે.

[ શિશિરનો ઉલ્લાસ શબ્દોમાં તે વેળા વ્યક્ત થાય છે, સહુ કોઈ શિશિરની અપૂર્વ પ્રતિભા, શ્રદ્ધા, અને અડગતાને ભાવપૂર્વક આવકારે છે. વાતાવરણમાં ધીરે ધીરે ગભીરતા છવાઈ જાય છે. કર્તવ્યમાર્ગમાં કદમ ભરવાના શપથપૂર્વક તેઓ છાવિને ઘટે છે. 'જય હો જૈન સંસ્કૃતિનો ' આ જય ઘોષથી ભાઈ નિરંજનનું મકાન લાગુવારમાં ભર્યું ભર્યું બની જાય છે. 'शिवास्ते पन्थानः '—' તમારા માર્ગો કલ્યાણ હો ! ના આશિર્વાદ પુષ્પો અદૃશ્ય રીતે ત્યાં વરસે છે. પડદો પડે છે. ]

---

## : ઝરણું :

વાણી એ આત્માના પ્રકાશકાજે છે, નહિં કે વાદ-વિવાદ યા વિદ્વત્તાથી જગતને આંજી દેવા માટે; વ્યર્થ કે કલેશકારિણી વાચા માટે જીભને ઉપાડવી એ દેવી સરસ્વતીની ભયંકર અવજ્ઞા છે. જ્યારે વિવેકપૂર્વકનાં મૌનમાં ભગવતી શારદામાતાની સાચી ઉપાસના છે.

[ અનુસંધાન પેજ ૮ માનું ચાલુ ]—

## જૈન દર્શન :

પરન્તુ એટલાં ઉપરથી જો કોઈ એમ માને કે, ન્યાય દર્શનનો અભ્યાસ કર્યા પછી જૈન દર્શનનો અભ્યાસ કરવાની કાંઇ જરૂર નથી તો તે છેતરાશે. કારણ કે જૈન દર્શન અને ન્યાય દર્શન વચ્ચે સમાનતા હોવા છતાં બન્ને વચ્ચે કેટલોક ભેદ છે. સ્યાદ્વાદ અને સપ્તભંગી નય નામે જૈન દર્શનમાં જે સુવિખ્યાત યુક્તિવાદની અવતારણા જોવામાં આવે છે, તે ગૌતમ દર્શનમાં પણ નથી. એ યુક્તિવાદ જૈનોનો પોતાનો જ અને એમના ગૌરવને દીપાવે એવો છે. ભારતીય દર્શનોમાં જૈન દર્શનને કેટલું ઉચ્ચ સ્થાન છે તે એટલા પરથી સમજાશે. કેટલાકોએ જૈન દર્શનને બૌદ્ધ દર્શન જેવું જ માની લીધું હતું. લેસેન અને વેબરે એવી ભૂલ કરી હતી. ઇ. સ. ના સાતમા સૈકામાં હ્યુએનસંગે પણ એમજ માની લીધેલું. જેકોબી અને બુલરે એ ભૂલ ભાંગી. એમણે જૈન ધર્મને સ્વતંત્ર જાહેર કર્યો એટલું જ નહીં, પણ બુદ્ધની પૂર્વે પણ એ હતો એમ પૂરવાર કર્યું. હું અહીં પુરાતત્ત્વ સંબંધી વિષયની ચર્ચા કરવા નથી માગતો. હું કહીશ કે, બૌદ્ધ અને જૈન ધર્મના જેમને પ્રવર્તકો માનવામાં આવે છે તેમની પૂર્વે-ઘણા વખત પહેલાં, બૌદ્ધ અને જૈન હયાત હતા. બૌદ્ધમતને બુધ્ધે ઉપજાવ્યો નથી તેમ જૈન ધર્મને મહાવીરે કંઇ પહેલવહેલો પ્રવર્તાવ્યો નથી.

ઉત્તર અને દક્ષિણ દિશા જેમ એક બીજાથી અલગ અને સ્વતંત્ર છે. તેમ દર્શનો અને સિદ્ધાંતો પણ બહારથી સમાન દેખાવા છતાં ભિન્ન અને સ્વતંત્ર હોઈ શકે છે. એક સમય એવો હતો કે, જે વખતે બૌદ્ધ અને જૈનો સંપૂર્ણ ત્યાગને પોતાનાં આદર્શ રૂપ માનતા એટલે આચારોમાં પણ સામાન્ય સાદૃશ્ય દેખાતું; પણ વસ્તુતઃ તેઓ ભિન્ન હતા. એક બીજાની પાસેથી અમુક નીતિ ઉછીની લીધી છે એમ કહેવું એ પણ બરાબર નથી. જરા ઉંડા ઉતરીને જોઇશું તો જણાશે કે, તત્ત્વ દૃષ્ટિએ જૈન અને બૌદ્ધ પરસ્પરથી ભિન્ન અને સ્વતંત્ર છે. બૌદ્ધમત શૂન્યને જ વળગી રહે છે, જૈનો ઘણા પદાર્થોને માને છે. બૌદ્ધમતમાં આત્માનું અસ્તિત્વ નથી. દિશા, કાળ અને ધર્માસ્તિકાય [ ગતિસહાયક દ્રવ્ય ] પણ નથી. ઇશ્વર પણ નથી. જૈનમતમાં એ બધાની સત્તા સ્વીકારવામાં આવી છે. બૌદ્ધ મત પ્રમાણે નિર્વાણ મેળવવું એટલે શૂન્યમાં ભળી જવું; પણ જૈન મતમાં મુક્ત જીવોને અનંત જ્ઞાન-દર્શન-ચારિત્રમય અને આનંદમય માનવામાં આવ્યા છે. અને

એ જ સાચું જીવન છે. બૌદ્ધ દર્શનનાં કર્મ અને જૈન દર્શનનાં કર્મ પણ જૂદા જૂદા અર્થમાં વપરાયા છે.

જૈન ધર્મ બૌદ્ધ ધર્મની શાખા નથી, એટલું તો સ્હેજે સિદ્ધ થાય છે. બૌદ્ધ દર્શન કરતાં સાંખ્ય દર્શનની સાથે જૈન દર્શનનું મળતાપણું અધિક પ્રમાણમાં હોય એમ લાગે છે. સાંખ્ય અને જૈન એ બન્ને, વેદાન્તનો અદ્વૈતવાદ નથી માનતા અને આત્માની વિવિધતા સ્વીકારે છે. વળી, એ બન્ને દર્શનો જીવથી જૂદું અજીવ તત્ત્વ માને છે, પણ એ ઉપરથી એકે બીજાની પાસેથી ઉછીનું લીધું છે અથવા તો એક મૂળ છે અને બીજું શાખા રૂપ છે એમ ન કહી શકાય. કારણ કે, બારીકીથી જોઇએ તો સાંખ્ય અને જૈનોનું, બહારનું સ્વરૂપ સામાન્ય હોવા છતાં ભીતરમાં ઘણો ભેદ છે. દાખલા તરીકે સાંખ્ય દર્શને અજીવ તત્ત્વ એટલે કે પ્રકૃતિ એકજ માની છે, પરંતુ જૈન દર્શનમાં અજીવના પાંચ ભેદ છે. અને એ પાંચમાં પુદ્ગલ, તો અનંતાનંત પરમાણુમય છે. સાંખ્ય બેજ તત્ત્વ માને છે. ત્યારે જૈન દર્શનમાં ઘણાં તત્ત્વો છે. સાંખ્ય દર્શનથી જૈન દર્શન સ્વતંત્ર છે. સાંખ્યમાંથી જૈન દર્શન ઉદ્ભવ્યું છે એમ કહેવું મિથ્યા છે. જેમ એ બે વચ્ચે ઘણા ઘણા વિષયોમાં મળતાપણું છે તેમ જૂદાઇ પણ ઘણી છે. એક જ વાત લઇએ, સાંખ્ય મતમાં આત્માને નિર્વિકાર તથા નિષ્ક્રિય માન્યો છે. જૈન દર્શન કહે છે કે, તેનો સ્વભાવ જ એવો છે કે એ પરિપૂર્ણતા પામવા મથે, એટલું જ નહિ પણ એ અનંત ક્રિયાશક્તિનો આધાર છે. ટૂંકમાં આર્હત દર્શન સુયુક્તિમૂલક દર્શન છે; યુક્તિ અને ન્યાય ઉપર જ એની પ્રતિષ્ઠા છે.

ઉપસંહારમાં એટલું કહી દઉં કે જૈન દર્શન ખાસ ખાસ બાબતોમાં બૌદ્ધ, ચાર્વાક, વેદાન્ત, સાંખ્ય, પાતંજલ, ન્યાય અને વૈશેષિકને મળતું હોય એમ દેખાય છે; પરન્તુ એ એક સ્વતંત્ર દર્શન છે, એ પોતાની ઉત્પત્તિ કે ઉત્કર્ષ માટે કોઇનું પણ દેવાદાર નથી. એના બહુવિધ તત્ત્વોના વિષયમાં એ સંપૂર્ણ અને સ્વતંત્ર વ્યક્તિત્વવાળું છે.*

---

* શ્રીયુત સુશીલદ્વારા અનુવાદિત 'જિનવાણી' પુસ્તકમાંથી લેખકના લખાણનો સારભાગ આભારપૂર્વક અહિં ઉધ્ધૃત કર્યો છે. ઇતર હોવા છતાં લેખકે; જૈન-જૈનેતરદર્શનોને સમજાવવા માટે જે સ્તુત્ય પ્રયાસ કર્યો છે, તે હકીકત રજુ કરવાનો જ આ અમારો પ્રયાસમાત્ર છે. આથી કોઈ એમ ન માની લે કે, અમે એમના મંતવ્યોને અક્ષરશઃ સમ્મત છીએ ! હા, અમે વિદ્વાન લેખકના આ સ્વાધ્યાય પ્રયાસને તેમજ તેઓના ઋજુતાપૂર્વકના માધ્યસ્થભાવને અવશ્ય આવકારીએ છીએ. સં.

# ઝળંપી કલમે



: પ્રાસંગિક નોંધ :

ધર્મ, દેશ, સમાજ કે રાજકારણને અંગે સાહિત્ય, કલા, વિજ્ઞાન કે અન્ય કોઈ પણ ઉપયોગી પ્રશ્નોની મુદ્દાસરની છણાવટ અહિં રજુ થાય છે. હળવી ભાષામાં ગંભીરતાપૂર્વક રજુ થતી આ ટૂંક નોંધો દ્વારા સંસ્કારવાચ્છુ વિચારકવર્ગને અવશ્ય માર્ગદર્શન મળી રહેશે. સ.

## ૧. ઇતિહાસનાં કલંક પ્રકરણો:

આર્ય દેશમાં જ્યારથી પરદેશી સંસ્કૃતિએ પગ પેસારો કર્યો, ત્યારથી આપણા દેશમાં–ભારત વર્ષની આર્ય પ્રજામાં ચેતનતાનાં પવિત્ર સંસ્કારો દિન–પ્રતિદિન ઘસાતાં ગયાં. ભાષા, સાહિત્ય, જ્ઞાન, કલા, વિજ્ઞાન વગેરે વિષેનાં આપણાં સજન જૂનાં હિતકર ખ્યાલો જેમ ભૂંસાતાં ગયાં તેમ, ધર્મ, દેશ, સમાજ કે તેના ઉમદા નૈતિક આચાર–વિચારો વિષેની આપણી જૂની પણ સાચી માન્યતાઓ; કે જે આપણાં મહાન ઉપકારી પુરૂષોએ એકાન્ત કલ્યાણની નિર્મળ ભાવનાથી આપણા વારસામા જીવંત રાખી હતી, તેને આજે આપણો આર્ય દેશ ભૂલતો ગયો. એટલું જ નહિ પણ તેની સ્હામે ઉઘાડે છોગે બળવો પોકારી રહ્યો છે; આનું આછું પાતળું રેખાચિત્ર, એક વિદ્વાને થોડાક સમય અગાઉ પ્રગટ કર્યું હતું, જેનો સારભાગ આ રહ્યો—

'નવો યુગ શરૂ થયો, પરદેશી સત્તા ને પરદેશી સંસ્કાર બન્નેનો સંચાર ફરીથી થયો વિ સં. ૧૮૧૩ (ઇ ૧૭૫૭) મા પ્લાસીનું યુદ્ધ થયું. વિ. સં. ૧૮૭૪ (ઇ ૧૮૧૮) માં ખડકી આગળ પેશવાઇ સત્તા પડી; આથી થએલો છેલ્લો બળવો શમ્યો

અંગ્રેજી રાજ્ય આવ્યું અને પાશ્ચાત્ય સંસ્કૃતિ દાખલ કરવાનો પ્રયોગ શરૂ થયો. મુસલમાની સંસ્કારમાં ખલીફ ઓમારની હિંમત ને પ્રમાણિકતા હતા; પાશ્ચાત્ય સંસ્કારમાં કલાઇવનું કાપટ્ય ને વોરન હેસ્ટીંગની નિર્દયતા હતાં. મુસલમાની સંસ્કૃતિ જમદૂત બનતી ત્યારે આ સંસ્કૃતિ દેવદૂત બની આત્મા હરતી, એકની સામે થવું સહેલ હતું, બીજાની સામે થવાનું અશકય થઈ પડયું.'

'આ પરસંસ્કારે આદરેલો કાર્યક્રમ આપણાં જીવન, ધર્મને સંસ્કાર ત્રણેના પાયા ઉખેડી નાંખવાનો હતા–' સંસ્કૃતને તેના સ્થાન પરથી ઉઠાડી મૂકવી; સ્વભાષાને બને તો ઉચ્છેદી નાંખવી; બ્રાહ્મણોની સત્તાને તોડી નાંખવી; સામાજિક ભાવનાઓને વીસરાવી દેવી. ભૂતકાળનું જ્ઞાન અને તેને માટેનો ગર્વ એ બન્નેને ભૂલાવી દેવાં; સાંસ્કારિક ને રાષ્ટ્રિય અસ્મિતા કદી હતી નહિ અને છે નહી, એવો ચોક્કસ ખ્યાલ આપવો; અને સ્વતંત્રતા પોષવાના બ્હાને સ્વચ્છંદ પ્રસારવો, એ આ કાર્યક્રમના જાણ્યે અજાણ્યે સ્વીકારાએલાં અંગ હતાં.'

'તે ઉપરાંત બીજા પણ કેટલાક અંગ આવ્યા. ' આપણો ખરો ઇતિહાસ પ્લાસીના યુદ્ધથી શરૂ થયો, આપણા સુખનો સૂર્ય અંગ્રેજી રાજ્યથી જ ઉગ્યો, આપણી ભાવનાઓની શરૂઆત અંગ્રેજી સાહિત્યના અભ્યાસથી જ થઇ, અને આપણો ઉદ્ધાર વિદેશી સંસ્કારથી જ થશે '—એવી એવી અનેક માન્યતાઓ પેદા કરવા માટે મહેનત થઇ રહી. આ બધો ક્રિમીયો કરવાનું મુખ્ય સાધન પાદરીશાઈ કેળવણી હતું. વિ. સં. ૧૮૫૫ માં શીંગાપોરમાં પાદરીએ પહેલી શાળા ખોલી. વિ. સં. ૧૮૯૧ માં મેકોલેએ અંગ્રેજી કેળવણીને પ્રાધાન્ય આપ્યું; વિ. સં. ૧૯૧૩ માં કલકત્તા, મદ્રાસ અને મુંબાઇની શારદાપીઠો સ્થપાઈ.'

'આ કેળવણી પાછળ આપણે ગાંડા બની ગયા. ' આપણે જંગલી હતા, એટલે એ કેળવણી આપણને સ્વતંત્ર બનાવવાની હતી. આપણે ત્યાં વિદ્યા નહોતી એટલે એ કેળવણી આપણને જ્ઞાની કરવાની હતી. આ કેળવણીએ આપણને સુધાર્યા, આપણને

માણસ બનાવ્યા, આપણને મોક્ષમાર્ગે ચઢાવ્યા, આપણે જંગલી હતા; આપણામાં જ્ઞાન નહોતું. ને ચારિત્ર્ય નહોતું, આપણામાં ભાવના નહોતી ને સ્વાતંત્ર્ય નહોતું; ને મેકોલે જેવા જગદુદ્ધારકે આ કેળવણીના દ્વાર ખોલી સુવર્ણ યુગ શરૂ કર્યો.'

—'આ કશું બન્યું નહીં છતાં બધું બન્યું એમ આપણે માન્યું, પાશ્ચાત્ય સંસ્કૃતિનું ઉત્તમ શસ્ત્ર તે આ માન્યતા સ્વીકરાવવાની શક્તિ હતી. જે દેશે મુસલમાન સંસ્કૃતિના ત્રાસને તિરસ્કાર્યો તે આ જાદુમાં ફસાઈ ગયો. પૂર્વજોની કીર્તિ કલંકિત કરી, આત્મ સંસ્કારને તિરસ્કારી આપણે પાશ્ચાત્ય સંસ્કૃતિના તેજમાં આંધળા બની ગયા.'

'અને તેને સુરવાળે શું કર્યું ? આવી માન્યતાએ આપણી પ્રજાનું શારિરીક બળ ખોવડાવ્યું. ભૂતકાળના ગૌરવ માટે આપણને પ્રેમ હતો તે વિસરાવી પરસંસ્કારની ભીખ માગતા કર્યા. એણે જ્ઞાનને શુદ્ધિ પર રચાએલી વર્ણ વ્યવસ્થા તોડી પૈસાદારને ગરીબના વર્ગો રચ્યા. એણે બ્રાહ્મણની વિડંબના કરાવી સાહેબ પૂજા શિખવી. એણે મર્યાદાની ભાવના તોડી સ્વચ્છંદ શીખવ્યો.'

'મિતાહારી જીવન ત્યજાવી ક્ષુદ્ર વાસનાઓ પાછળ ઘેલા કર્યા. એણે સંસ્કૃત ભાષાને વિસરાવી અંગ્રેજીની ભક્તિ દાખલ કરાવી. આપણો ઇતિહાસ ભૂલાવી, પારકી મહત્તાના જાપ જપાવ્યા. આપણી રીતિ ને પહેરવેશ; આપણા આચાર ને વિચાર, આપણી ભાવના ને ગૌરવ બધાં કલંકરૂપ હોય એમ તેને ત્યાગતાં શીખવ્યું. ભૂતકાળ વિસરાવી એણે આપણું ભાવી વેચાતું લઇ લીધું.'

'પર સંસ્કારનું વિષ આપણી રગોમાં પ્રસરવા માંડ્યું. ઘરો ભંગાયા, કુટુંબો તૂટ્યાં, ન્યાતો તૂટી, ભાવનાની ભ્રષ્ટતા દાખલ થઇ, સંયમ ગયા ને ગૌરવ ગયું. આપણને ખાત્રી થઈ કે આપણે નાલાયકમાં નાલાયક છીએ ને આ પરસંસ્કારના ઝીંઝવા જોઇ તરસ છીપાવવાની આશા રાખી, નિરાધારીઓ અને અધમતામાં આપણે પરાશ્રયી ઉદ્ધારનાં નિર્જીવ સ્વપ્નાં જોઈ રહ્યાં.'

કહેવું જોઇએ કે આર્ય સંસ્કૃતિના ઇતિહાસમાં આ પ્રકરણ સાચે કલંકરૂપ છે.

## ૨ અનાચારનાં ધામો:

આપણા ભારત વર્ષમાં જેમ જેમ વિલાસ, સ્વચ્છંદાચાર, અને અસંયમ વધ્યો, તેમ તેમ સામાજીક તેમજ ધાર્મિક-બન્ને પ્રકારે નિત નવી નવી અધડામણો ઉભી થઈ. નાટક, સીનેમા ઈત્યાદિ દ્વારા કલા કે સભ્યતાના લેબાશ હેઠળ છૂપા વ્યભિચારો; માનસિક વિકારો; અસહિષ્ણુતા વગેરે પાપાચારો ઘટવાને બદલે દિનપ્રતિદિન વધતા જ રહ્યા. જ્યારે વિલાસોની પાછળ લખલૂટ ખર્ચાઓ વધ્યા, હિંદુસ્તાન જેવા સદાચાર પ્રિય દેશમાં-સીતાજી જેવાં પવિત્ર સ્ત્રીનાં ગૌરવ ભર્યા સતિત્વની યશઃગાથાઓથી ગાજી ઉઠતાં આ ભારતવર્ષમાં, વ્યભિચારના માર્ગે ખીંચી જનારી અને વિષય તૃષ્ણાને ઉત્તેજનારી પતિત સ્ત્રીઓના વિકારપૂર્વક હાવ-ભાવ કે વિલાસો દ્વારા, ઉઘાડે છોગે કળા કે સેવાના સુંવાળા શબ્દો હેઠળ પ્રદર્શન ભરનારા સીને ક્ષેત્રોનો પ્રચાર આપણા સમાજ નાયકો તરફથી આજે થઈ રહ્યો છે.

તેની દુઃખદ હકીકતો કેટલાક મહિના અગાઉ તેને અંગેના એક જાહેર મેળાવડામાંથી આપણને જાણવા મળે છે. તા. ૨૮ ઓગષ્ટ ૪૩ ના દિવસે, અમદાવાદ ખાતે સરસ્વતી ટોકીઝમાં 'ખાનદાન' ચિત્રપટની રજત જયંતી પ્રસંગે શેઠ નંદદાસ હરીદાસ બોલે છે કે, 'ફીલ્મ ઉદ્યોગમાં આખી દુનિયાનું રા અબજ ડોલરનાણું, એટલે ૧૩ કરોડ લગભગ નાણું રોકાઇ રહ્યું છે. તેમાં કેવળ અમેરિકાએ બે અબજ ડોલર, સાડા દશ ક્રોડ રૂ. રોકયા છે.' અનાર્ય સંસ્કૃતિના અનાચારધર્મોની આ રીતે ગૌરવપૂર્ક પ્રશંસા કરીને, આપણા સમાજ નાયક ભાઇ આપણને આપણાં હિન્દુસ્તાનની-ભારતદેશની, એને અંગેની પછાત સ્થિતિ માટે કહે છે કે, '૧૯૧૩ માં હિંદમાં સીનેસૃષ્ટિ સરજાઈ, આજે ત્રીસે વર્ષે હિંદમાં ફિલ્મ ઉદ્યોગ હજુ બાલ્યાવસ્થા ભોગવે છે. હિંદે ટોકીયુગ પછી એકંદરે ૧૫૦ બોલપટો તૈયાર કર્યા છે. અમેરિકામાં છબીઘરો ૧૯૦૦૦ હજાર છે. હિંદમાં ૧૩૦૦ છે. અમેરિકામાં સાડા આઠ ક્રોડ પ્રેક્ષકો એક અઠવાડીયામાં છબીઘરોની મુલાકાત લે છે. જ્યારે હિંદમાં એક વર્ષે છબીઘરોનો

મુલાકાત લેનારાઓની સંખ્યા સાડા તેર ક્રોડની છે. હિંદની ફિલ્મ ઉદ્યોગની આવક ત્રણ ક્રોડની, તેમાં એક ક્રોડ સરકારને ટેક્સ આપવાનો રહે છે.'

સીને ક્ષેત્રની પ્રગતિથી ભારતવર્ષમાં કઇ સંસ્કૃતિને પોષણ મળે છે. આર્ય કે અનાર્ય ? એનો જવાબ કયો છે આપણા આ ઉદ્યોગપતિઓની પાસે ? દિન-પ્રતિદિન આજે રીતે દેશને અનાર્ય સંસ્કારો કે રીતભાતથી અભડાવનારાં આ અનાચારધામો. આપણા આર્ય દેશમાંથી સર્વથા ચાલ્યા જાય તો ખોટું શું ? મોજશોખ, એશઆરામ, ખોટી ટાપટીપ, શૃંગારિક પહેરવેશો દ્વારા ભારતવર્ષની ધાર્મિક, સામાજીક તેમજ આર્થિક સમૃદ્ધિને લુંટી લેનારા આ પાપક્ષેત્રો સારૂં છે કે, ત્રીસે વર્ષે હજુ બાલ્યકાલ વટાવી શકયા નથી ? હજુ બાકી રહ્યું હોય તેમ આ સીનેક્ષેત્રની પ્રશસ્તિ ગાવાને સારૂં, સરસ્વતી ટોકીઝના માલિક તેમજ ગુજરાતના જાણીતા પત્રકાર નંદલાલ બોડીવાલા કહે છે કે, "પત્રકારિત્વ જેમ જનતાની કેળવણીનું ક્ષેત્ર છે, સેવાનું પણ ક્ષેત્ર તે છે, તેમ સીનેમા જનતાની કેળવણી કે સેવાનું અગત્યનું સ્થાન છે' [ સંદેશ તા. ૩૦-૮-૪૩ ] શ્રી બોડીવાલા ત્રણ ત્રણ પત્રોના પત્રકાર તેમજ બબ્બે ટોકીઝના સંચાલક છે, આથી એ એ બન્નેની પ્રશસ્તિ સ્વમુખે ઉચ્ચારી શકે છે. બાકી જગત જોઇ શકે છે, આ ક્ષેત્રો જનતાને કેળવણીનું અમી પાન કરાવે છે, કે મોટે ભાગે વિષપાન ? સેવાના ક્ષેત્રો છે કે લેવાના ? એનો જવાબ શું ?

•

સીને ગ્રહોની મુલાકાત લેવા જનારા હિન્દુસ્તાનના ૧૪ ક્રોડ લગભગનો જનસમુદાય; શું કલા, વિજ્ઞાન કે સંસ્કારિતાનું અમીપાન કરવાને ત્યાં સીનેમાગૃહોમાં જાય છે ? કે આંખ, કાનનાં નિરંકુશ વિલાસોને પોષવાને માટે નાચતી ઝેરભરી વાસનાઓના દોર્યા જઇ રહ્યા છે ? ત્યાંથી સદાચાર, સંયમ, કે ઉદારતાના સંસ્કારો મેળવીને ઘેર જનારા બધાં હશે કે અનાચાર, તૃષ્ણા, અસંયમ તેમજ સંસ્કાર ભ્રષ્ટતાનાં ભયંકર પાપોનું શિક્ષણ ત્યાંથી લઇ જનારા છે ? સમજણું નથી પડતી કે, આ રીતના ખોટા અને

કેવળ અસંસ્કારિતાના પ્રચારદ્વારા આપણા આ દેશ કે સમાજના નાયક હિતચિંતકો જનસમુદાયને કઇ દોરવણી આપી રહ્યા છે!

## ૩ ધરતી કંપના આંચકા.

આપણી—શ્વે૰ મૂ૰ પૂ૰ જૈન સમાજની વર્તમાન સ્થિતિનું જ્યારે ધ્યાનસ્થ બની કાંઇક અવલોકન કરીએ છીએ ત્યારે ખૂબ જ લાગી આવે છે. આપણા સમાજની ધાર્મિક, સામાજિક કે આર્થિક–કોઇ પણ બાજુનું નિરીક્ષણ આત્મસંતોષ કે સ્વાસ્થ્યમાં ઉમેરો નથી કરતું પણ સહૃદય આત્માઓને વધુ મૂંઝવણમાં નાંખે છે. સમાજનું બંધારણ સ્વાભાવિક રીતે એ મુજબનું વ્યવસ્થિત છે કે, તેની કોઇ પણ પ્રવૃત્તિઓનાં ચક્રોનું સંચાલન, ધર્મનાયક પૂ. આચાર્યદેવાદિ શ્રમણ નિર્ગ્રન્થોના દ્વારા જ સદા-કાળથી સંગીન તેમ જ વ્યવસ્થિત રીતે ચાલતું રહ્યું છે. સૈકા જૂનો ઇતિહાસ આજે આ હકીકતને આપણી સમક્ષ કહી રહ્યો છે. પણ વર્તમાનમાં આપણા આરાધ્ય ધર્મનાયકોની પરિસ્થિતિ આપણી મૂંઝવણ કે વ્યથામાં સાચે સાચ ઘટાડો કરવાને બદલે વધારો કરી રહી છે. આનાં કારણોની શોધમાં ઉંડા ઉતરવાની, અમારે આ તકે આવશ્યકતા નથી. અમારો એ અધિકાર પણ નથી. આથી જ અધિકાર કે મર્યાદાને વટાવી લખવા કે બોલ-વામાં ધર્મની કે સમાજની સેવા નથી એમ અમને સમજાય છે. છતાં આનો અર્થ કોઇ આમ ન કરી લે કે, 'જૈન સમાજની કે જૈન સંસ્કૃતિની વર્તમાન અનિચ્છનીય પરિસ્થિતિ માટે સંતોષ માની લઇ નિ:કાર્મણ્ય કે અરાજકતાના અમે ઉપાસક બનવા-બનાવવાનો પ્રચાર કરી રહ્યા છીએ!'

ના, અમારે કહેવું જોઇએ કે, સમાજની દુ:ખદ વર્તમાનદશા જરૂર અમને ખટકી રહી છે. એનો જેમ બને તેમ જલ્દી અંત આવે એ જોવા–જાણવાને અમે ખુબ જ આતુર છીએ. આથી જ અમે આને અંગે એટલું કહી શકીશું કે, મતભેદ કે સિદ્ધાંતભેદ કદાચ દુ:ષમકાલના બળે આપણા સમાજનાયકો કે ધર્મનાયકોમાં સંભવી શકે! એની સામે આપણે કાંઇ ન બોલી શકીયે વારૂ!

પણ એ મતભેદો, મર્યાદાની, શિષ્ટતા કે સજ્જનતાની હદને લંઘીને ધર્મ કે સમાજનાં સાચાં પ્રાણતત્ત્વોને ગૂંગળાવી નાંખનારા ન જ હોવા જોઇએ. જે જે પ્રશ્નો વિવાદગ્રસ્ત હોય તેને અંગે શાસ્ત્રીય મીમાંસા જરૂર થઇ શકે, પરસ્પરના સુમેળપૂર્વક નિખાલસ હૃદયે સૌમ્યશાખામાં સરળતાથી થતા ધર્મવાદોને સમાજનો સંસ્કાર-વાંછુ વર્ગ અવશ્ય આવકારે છે. આમાં જ્ઞાનની સાચી ઉજવણી છે. તત્ત્વની શોધનું આ તો એક મહાપર્વ છે.

પણ જે વેળાયે ધર્મવાદનાં કલ્યાણકર દ્વારો ભીડાઇ જતાં હોય, અને શુષ્કવાદ કે વિવાદથી સમાજનું વાતાવરણ, ધરતી કંપનાં ભયંકર આંચકાઓ અનુભવતુ હોય, તેવી વિષમ ઘડી–પળોમાં આપણે શું કરવું ? આ એક અત્યાર સુધી સમાજના હિત-ચિંતકોને મન અણઉકેલ રહેલો ગંભીર કોયડો છે. આનો ઉકેલ જરૂર થવો જોઇએ, જ્યાં સુધી આનું બીજું કાંઇ પણ નિરાકરણ ન આવે ત્યાં સુધી સમાજની અરાજકતા કે નિર્નાયક દશાને કાંઇક ખંખેરવા માટે આપણી પાસે એક જ વ્યવહારૂ અને ડહાપણ-પૂર્વકનો સીધો તેમજ સરળ માર્ગ છે, જે અમે ઋજુતાપૂર્વક જૈન સમાજની સેવામાં મૂકીએ છીએ–' ૧ જે જે વાંતોમાં શાસ્ત્રીય દૃષ્ટિએ મતભેદ જણાતા હોય તે તે પ્રશ્નોને તેટલા જ પૂરતા મર્યાદિત રાખી, બીજા દરેક ધર્મ કે સમાજની હિતપ્રવૃત્તિઓમાં સહુ કોઇએ ઐક્ય કેળવી પરસ્પરના સુમેળપૂર્વક ખુબ જ સૌહાર્દતાથી રસ લેવો. ૨ જ્યારે જ્યારે ધર્મસિદ્ધાંતો કે જૈન શાસનની મર્યાદા માટે કોઇપણ પ્રકારની બહારની ડખલો આવતી હોય તે વેળાએ તેનો યોગ્ય પ્રતિકાર કરવાને સારૂ સઘળાએ પક્ષોએ એકત્ર મળીને પોતાના સડેલા અંગની સાફસૂફી કરવા-પૂર્વક સંભાળ રાખી ઉચિત પ્રયત્નો કરવા.'

આ અને આના જેવા અનેક માર્ગો છે; કે, જે દ્વારા વર્ત-માનમાં ઘણું ઘણું કરી શકાય તેમ છે. પૂ. શાસનનાયક સૂરિ-પુરંદરોની સેવામાં તદ્દન વિનીતભાવે કોઇપણ પ્રકારના પૂર્વગ્રહ વિના અમે આ કહી રહ્યા છીએ. આમાં અમને નથી કાંઇ પક્ષરાગ કે નથી અંગત કોઇપણ પ્રકારના રાગ–દ્વેષનું ઝેર.

કેવળ સાચી હિતચિંતાથી અમે આ બોલી રહ્યા છીએ. આપણા સમાજમાં વર્તમાનકાલે જે કાંઈ બની રહ્યું છે તે બધાની સ્હામે ઉભા રહેવા માટે થોડુંઘણું બળ તો આપણામાં પ્રગટી શકશે, નહિતર; રાજસત્તા. તેમજ ઇતર આક્રમણો આદિ દ્વારા આપણાં ધાર્મિક સ્વાતંત્ર્ય [ જેમ પાલીતાણા સ્ટેટ તરફથી પાલીતાણાની ધર્મશાળાના ઉપયોગ માટે સાધુ-સાધ્વી તેમજ શ્રાવક-શ્રાવિકા વર્ગની સત્તામાં જે રીતે હસ્તક્ષેપ કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે ] વગેરેમાં હસ્તક્ષેપ, આ બધું જે બની રહ્યું છે તેમાં આપણું સમાજની નિર્નાયક દશા: શિથિલતા, અવ્યવસ્થિતતા વગેરે આપણાં પાપોની જવાબદારી જેવી તેવી નથી. હજુપણ વેળાસર ચેતી આની સ્હામે બન્ને રીતે સત્તાવાર અને વ્યવસ્થિત આંદોલનો શરૂ કરવા જોઈએ. અને સુધારકશાહી; પરદેશી સત્તાની નાગચૂડ, વગેરેથી આપણું સામાજીક કે આર્થિક છુટાપણું દિન-પ્રતિદિન જે રીતે જોખમાતું જાય છે કે-જે આપણાં ભૂતકાલીન ઉજ્વળ ઇતિહાસમાં કલંકિત પ્રકરણો તરીકે આજે ઉમેરાઈ રહ્યું છે. તેની સામે આ રીતે કરવુ હિતાવહ છે. નહિતર આનું પરિણામ એ આવશે કે, જૈન તવારીખના એ કાળાં પ્રકરણોને ઉકેલનારા આપણી ભાવિ પેઢીના વારસો આપણે માટે નિઃસાસાનાં એકાદ-બે ઉષ્ણ આંસુઓ સારી ધરના ખૂણે રડી લેશે.

## ૪. શિક્ષણ પ્રચારની દિશા.

શિક્ષણ—કેળવણીનો પ્રશ્ન દિન-પ્રતિદિન આજે વધુ ને વધુ જટિલ બનતો જાય છે શિક્ષણનો પ્રચાર વૃદ્ધિ પામતો જાય છે કે શિક્ષિતોની સંખ્યા ઘોડાપૂરે આગળ બઢતી જાય છે, એ હકીકત અમારી ધ્યાન બહાર નથી જ. પણ જેમ જેમ શિક્ષણનું મૂલ્ય કે તેની મહત્તા વધતી જાય છે, તેમ તેમ શિક્ષણને અંગે અનેક પ્રકારની નવી નવી મૂંઝવણો; સાચા આર્ષદ્રષ્ટાઓના હૃદયોમાં જન્મતી જાય છે. ભલે શિક્ષણ વધતું હોય પણ તેમાં આત્મીયતા માની શકાય એવું કાંઇ અમને અમારી નજરે નથી દેખાતું. કેવળ પરદેશી સંસ્કારો, પરદેશી રૂઢિ, પરદેશી રીત-રીવાજો અને પરદેશી ભાષા; આ બધું આ રીતે વ્યવસ્થિત

યોજનાપૂર્વક આપણાં ભારતવર્ષમાં વધી રહ્યું છે, કે જેની સ્હામે કાંઇપણ બોલવું એ પણ આજે અરણ્ય રૂદન જેવું નિરર્થક બનતું જાય છે. છતાં પણ મક્કમ બનીને આ પ્રસંગે આ કંડિકાઓ દ્વારા બે શબ્દો લખવાનું અમે સાહસ કરીએ છીએ.

વર્તમાન શિક્ષણે, કે જે છેલ્લા લગભગ પાંચ દશકાઓથી ખૂબ જ વિદ્યુતવેગે આપણી જાતપર આક્રમણ કરીને આપણને નહિવત્ બનાવી રહ્યું છે. તે પરદેશી શિક્ષણને આપણા દેશમાંથી દરેક રીતે આપણે દેશવટો દેવો જોઇએ. જો કે, આજે આપણે પોતે પોતાની જાતે જ એવી દયનીય દશામાં મૂકાયા છીએ કે, પરદેશી સંસ્કૃતિ અથવા તેનું શિક્ષણ, તેની ભાષા કે તેનું સાહિત્ય; આ બધું આપણાં અંગરૂપ બની ગયું છે. આ સઘળાંની સાથે આપણે એકમેકરૂપે અભિન્નતાથી સંકળાઇ ગયા છીએ, કે એનાથી છૂટા થવાની કલ્પના પણ આપણા દિમાગમાં આજે ઉતરી શકે તેમ નથી. પણ એ શિક્ષણે આપણને આપ્યું કાંઇ જ નથી. જ્યારે આપણું સઘળું જ ઝૂંટવી લીધું છે. જે કાંઇ આપ્યું છે, તે જે ઝૂંટવી લીધું છે તેની દૃષ્ટિએ કાંઇ જ લાભ નથી થયો જ્યારે નુકશાન અનેકગણું થયું છે, એમ કહી શકાય.

એ શિક્ષણથી ઉછળેલી આપણી પ્રજાના દેદાર તરફ જરા મીટ તો માંડી જુઓ! કયાં છે એ પ્રજાની નસમાં પોતાના ધર્મ, કે સમાજની હિતચિંતાથી ધબકતું લોહી! કયાં છે આપણાં એ શિક્ષિત યુવકોના માનસમાં દેવ, ગુરુ કે ધર્મ જેવાં લોકહિતકર તત્ત્વો પ્રત્યેનો કે મા-બાપ, શિક્ષક કે આપ્તજનો પ્રત્યેનો સામાન્ય પણ શ્રદ્ધાભાવ! નમ્રતા, ઔચિત્ય, વિનય, વિવેક વગેરે સુંદર સદ્ગુણો આજના એ આપણાં શિક્ષિત ગણાતા ગ્રેજ્યુએટોના જીવનમાં દેખા દે છે ક્યાંય? અમને સમજાતું નથી કે, આપણા સમાજનાયકો શા સારૂ દિ ઉગ્યે નવા ને નવાં કેવળ પરદેશી સંસ્કૃતિને ઉભી રાખનારા જીવતી-જાગતી રાખનારા અને આપણા દેશમાં પરદેશી પેઢીઓના કારકુનોને પેદા કરનારા આ કેળવણીના કારખાનાઓને સદ્ધર કરવા મથતા હશે? યુનિવર્સીટીઓ, કૉલેજો કે હાઇસ્કુલોનું સંચાલન કેવળ એક જ ધ્યેયથી

હિંન્દુસ્તાનમાં-ભારતવર્ષમાં આજે થઇ રહ્યું છે. આ અમારૂં નમ્ર મંતવ્ય છે. આની સ્હામે દલીલો કરનારને સાંભળવાને અમે તૈયાર છીએ. તદુપરાંત સમાજના મોટા ભાગને કદાચ અણુગમતી, પણ પદ્ધતિપૂર્વક યોગ્ય શબ્દોમાં આ કટારોમાં રજુ થતી અમારી આ વિચાર સંકલનાઓનો ખૂબ જ ગંભીરતાપૂર્વક અભ્યાસ કરવાનો અમે સહુ કોઇ સંસ્કારવાંચ્છુ વિચારકોને આગ્રહ કરીએ છીએ.

ગુરૂકુળો, બાલાશ્રમો, વિદ્યાલયો કે મહાવિદ્યાલયો; આ બધી શિક્ષણસંસ્થાઓ નામથી ભલે પ્રાચીન ભારતીય સંસ્કૃતિ કે શિક્ષણની પ્રતિનીધિરૂપ ગણાતી હશે કદાચ ! પણ વાસ્તવિક દૃષ્ટિયે કોઇપણ ઇતર સમાજના તે તે છાત્રાલયો કરતાં આપણા સમાજના આ શિક્ષણાલયો સાચે દિ'ઉગ્યે પરદેશી સંસ્કારોના કેવળ કીર્તિસ્થંભરુપે કાર્ય કરી રહ્યા છે. એમાં શિક્ષણ લેનારો જૈન સમાજનો ઉગતો યુવકવર્ગ; વર્તમાનમાં ચોવીસે કલાક એ જ પરદેશી શિક્ષણની શેતરંજના પાસાઓ બની પોતાનો બાલ્યકાલ-ઉગતોકાલ પસાર કરે છે. 'જૈન' નામથી સંકળાયેલી અને જૈન સમાજના અઢળક ધન-વૈભવોથી સમૃદ્ધ બનેલી તે શિક્ષણસંસ્થાઓનાં અભ્યાસક્રમોમાં ક્યાં છે જૈનત્વનાં સંસ્કારોનું સાચું અભીપાન ? ઢુંઢતા પણ ધોળે દિવસે નથી મળતું અમને આવી માતબર જૈનશિક્ષણ-સંસ્થાઓમાં સામાજિક હિતની પ્રવૃત્તિઓનું નિર્ભેળ સંચાલન !

અમે આ કહીને, કોઇપણ જૈનશિક્ષણસંસ્થાને હલકી પાડવાને કે એની પ્રતિષ્ઠાને સ્હેજ પણ આઘાત પહોંચાડવાને ઇચ્છતા જ નથી. એના સંચાલકો, નિઃસ્વાર્થ વ્યવસ્થાપકો કે તેના માર્ગદર્શકોએ; આથી કોઇપણ પ્રકારની અન્ય વિચારણાઓમાં ઉતરવાની જરૂર રહેતી નથી. સિવાય વર્તમાનના શિક્ષણપ્રચારની દિશામાં ઉચિત પરિવર્તન કરવાની તાત્કાલિક આવશ્યક્તા. આ માટે જ ભારપૂર્વક અમે આ બધું કહી રહ્યા છીએ. સ્પષ્ટ રીતે આપણે નજરે જોઇ શકીએ છીએ કે, યુનીર્વસિટીના જ પાઠ્યક્રમપૂર્વક અપાતાં વર્તમાન શિક્ષણની માથાતુટ મથામણમાં આપણી આ ભાવિ પ્રજાની શક્તિઓ ખોટી રીતે ખર્ચાઇ રહી છે.

એક સવારથી બીજા સવાર સુધી અનાર્ય સંસ્કૃતિના ધામરૂપ કૉલેજ કે સ્કૂલો દ્વારા આપણી ઉગતી પ્રજાના માનસમાં યુરોપીય સંસ્કૃતિનું સાહિત્ય, વિજ્ઞાન, ગણિત, તત્ત્વજ્ઞાન, કે ભાષાજ્ઞાન; પીરસાતું જાય છે. જેથી આપણા દેશનો તે ઉછરતો વર્ગ, શરૂઆતમાં જ આ રીતે પોતાના દેશની, ધર્મની કે સમાજની સંસ્કૃતિ, કલા કે પોતાનાં આર્યતત્ત્વજ્ઞાનનાં મહામૂલા જ્ઞાનભંડારથી સાવ અજાણ રહેવા પામે છે. જયારે શિક્ષિત બની, પદવીધર તરીકે જાહેરસમાજમાં આવે છે ત્યારે, એ પૂરેપૂરો પરદેશી સંસ્કારોથી રંગાયેલો હોય છે કે, હવે એને પોતાનાં દેશની, ધર્મની કે સમાજની ઉત્તમ સંસ્કૃતિ; તેનું શિક્ષણ; કે તેના તત્ત્વજ્ઞાનને પામવાની સાચી ભૂખ જ રહેતી નથી. એ અવસરે એ એમ જ માનતો હોય છે કે, 'આપણી પાસે શું છે? આપણા દેશમાં કયાં છે આવું સાહિત્ય? આપણા ધર્મસંપ્રદાયોમાં કે ધર્મનાયકોમાં કયાં છે પાશ્ચાત્ય સંસ્કૃતિના જેવું તત્ત્વજ્ઞાન?' આ વિચારો, કલ્પનાઓ અને ભ્રમણાઓમાં અટવાતો આપણો આ શિક્ષિત વર્ગ, હંમેશા ધર્મ તેમજ સમાજથી દૂર રહી તેના રીતરિવાજોની ટીકાઓ કરી સ્વયં પથભ્રષ્ટ બની અનેકોના જીવનને અસંસ્કારી બનાવવાનું મહાપાતક પોતાના શિરે વહોરી લે છે.

આ પરિસ્થિતિમાં સમાજના સાચા હિતચિંતકોએ દરેક રીતે વ્યવસ્થિત બની, એવી સુંદર અને વ્યવહારૂ યોજનાઓ ઘડી કાઢવી જોઈએ અને સમૃદ્ધ લક્ષ્મીનંદનોએ તે તે યોજનાઓને સક્રિય બનાવી દેવી જોઈએ કે જેથી તે શિક્ષણનું પરિણામ આપણાં સંસ્કારોના હ્રાસમાં આવતું જોવાનો આપણને ફરી અવસર ન આવે! અને આપણી ભાવિ પ્રજા આપણા ધર્મ, સમાજ કે દેશને માટે આશિર્વાદ રુપ બની શકે. ગુજરાતના પાટનગર રાજનગર ખાતે તાજેતરમાં જૈન સમાજમાં કેળવણીનો પ્રચાર કરવા લાખોની સખાવતો જાહેર થઇ છે. જેમાં કલ્યાણભાઈ નાણાવટીએ એક લાખ રૂ.ની ઉદારતાથી શરૂઆત કરી છે. આ પ્રસંગે તે તે ઉદાર કેળવણી રસિક શ્રીમાન આગેવાનોને અમારો અવાજ પહોંચતો હોય તો કહી શું કે, કેળવણીના પ્રચારની આપની ભાવના જરૂર પ્રશંસનીય

છે, પણ એ પ્રચારની વર્તમાન દિશામાં જો આપ અટવાઇ ગયા અને એની એજ પાદરીશાહી કેળવણીનો વિસ્તૃત તેમજ વ્યાપક પ્રચાર કરવાનું સાધન; આપની સખાવતો દ્વારા જો જૈન સમાજમાં ઉભું થયું તો જૈન સમાજની સાચી પ્રગતિ જરૂર રૂંધાવી જશે! આથી આ પ્રશ્નની દરેક બાજુઓનું ખુબ જ ગંભીરતાપૂર્વક નિરીક્ષણ કરવાની જરૂર છે, આ વાત સમાજના તે તે હિતચિંતકોની ધ્યાન બહાર ન જ જવી જોઇએ.

## ૫ સાધર્મિક ભક્તિનું ક્ષેત્ર.

સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા આ ચાર ક્ષેત્રો; જૈન સંસ્કૃતિના ઇતિહાસમાં ખૂબ જ ગૌરવભર્યું સ્થાન ધરાવનારાં સુપાત્રો ગણાય છે. પૂ. જૈન શ્રમણ નિર્ગ્રન્થ–નિર્ગ્રન્થિની વર્ગની સેવા ભક્તિ; જૈન સમાજના શ્રાવક–શ્રાવિકાવર્ગના આચાર ધર્મ તરીકે રૂઢ છે. આ બન્ને ઉપાસ્ય ક્ષેત્રોની ઉપાસના, પૂજા, આદર કે બહુમાનની પ્રવૃત્તિ ઉત્તમ પ્રકારે જાળવવી એ વર્તમાન કાલે પણ પ્રત્યેક જૈનનું પરમ કર્તવ્ય છે. પણ આજે આ માટે જૈન સમાજને કહેવા જેવું જેટલું નથી. તેનાં કરતાં વિશેષ રીતે જે પ્રશ્ન ખૂબ ચર્ચાઇ રહ્યો છે, તેને અંગે કહેવાનું પ્રાપ્ત થાય છે તે એ કે, સાધર્મિક ભક્તિનું ક્ષેત્ર ગમે તે કારણે આપણા સમાજમાં તદ્દન ભૂલાતું જાય છે. આપણા સમાનધર્મિ જાત ભાઇઓની સેવા કે વાત્સલ્યની સાચી દિશાનાં દ્વારો દિન–પ્રતિદિન સંકડાતાં જાય છે. પોતાના સાધર્મિ ભાઈ કે બ્હેનની સાચી હિતચિંતા આજે આપણા વિશાલ જૈન સમાજમાં કેટલા પુણ્યવાનોના હૈયામાં ઉભતી હશે ? ભાણાપર બેસીને અન્નનો કોળીયો જમણા હાથેથી ઉપાડી મોઢામાં મૂકતાં કેટલા ભાગ્યશાલી મહાનુભાવોના અંતરમાં પોતાના સાધર્મિક ભાઈ–બ્હેન કે જે પોતાથી બહુદૂર નહિ પણ નજીકમાં જ વસે છે,– તેની ભક્તિ, સેવા કે વાત્સલ્ય કરવાનો ઉમળકો ઉછળતો હશે ?

જો કે, આમ ગતાનુગતિકતાથી સાધર્મિક વાત્સલ્યોની પ્રવૃત્તિ; પર્વ દિવસોની નજીકના દિવસોમાં જમણોદ્વારા આપણા સમાજમાં હજુ પણ ચાલુ રહી છે. અવારનવાર અથવા પર્વદિવસોની આજુબાજુના દિવસોમાં તપશ્ચર્યાદ્વારા ધર્મની આરાધના કરનારા

સાધર્મિક ભાઇ-બ્હેનોને આ રીતે જમાડવા દ્વારા થતું સાધર્મિક-વાત્સલ્ય એ પણ અવશ્ય આવકારદાયક ધર્મકૃત્ય છે. પણ એને અંગે અમારે કેટલુંક કહેવાનું રહે છે, સાધર્મિકવાત્સલ્યના ભોજન સમારંભો દ્વારા આજે મોટે ભાગે તેના યોજકો તરફથી જાણે-અજાણે આપણા સાધર્મિક ભાઇ-બ્હેનોની તેમજ તે ધર્મકર્તવ્યની મહાન્ અવજ્ઞા થઇ રહી છે એ ખુબ જ દુઃખદ હકીકત છે. સાધર્મિભાઈઓ કે બ્હેનો; ઘેરથી થાળી, વાટકા લાવે; જમીન પર જ્યાં ત્યાં એમને બેસાડી દેવામાં આવે; જેમ તેમ જે તે રીતે ભાડુતી પીરસણીયાઓ દ્વારા એમના ભાણામાં ફેંકી દેવાય; આ શું યોગ્ય કહી શકાય ? અને જમનાર સાધર્મિકોએ જમતી વેળાએ કે જમ્યા પછી એંઠવાડ, ગંદકી, વગેરે કરી તે ધર્મકૃત્ય ઉજવનારની મનોવૃત્તિઓ કે ઉલ્લાસની ઉર્મિઓને ધક્કો દેવાનું કે આઘાત પહોંચાડનારૂં કાર્ય કરવું એ પણ શું ઉચિત છે ?

મહાગુજરાતના મંત્રીશ્વર પરમાર્હત શ્રી વસ્તુપાલની સાધર્મિક ભક્તિ; આપણાં હૃદયમાં કોઈ અનેરો પ્રભાવ પાડી જાય તેવી છે. નાગપુરનો સંઘ જ્યારે ધોળકાનાં આંગણે મહામાત્યના આગ્રહથી પધારે છે. તે વેળાએ મહામંત્રી શ્રી વસ્તુપાલ પોતાના તમામ સાજની સાથે તે સંઘને લેવાને માટે માઇલોના માઇલો સુધી સામે જાય છે. સંઘમાં હજારોની સંખ્યામાં શ્રાવક-શ્રાવિકા વર્ગ; તેમજ પૂ. સૂરિદેવાદિ મુનિવરો; વગેરે ચતુર્વિધ સંઘના દૂરથી દર્શન કરી, મહામંત્રી અતિશય આનંદ પામે છે. સંઘના ચાલવાથી માર્ગની ધૂળ ચોમેર ઉડી રહી છે, તે અવસરે પરમાર્હત શ્રી વસ્તુપાલ મંત્રી, જે માર્ગપર અને જે દિશામાં વધુ ધૂળ ઉડે છે, તે દિશા તરફ જાય છે, અને તે ધૂળને પોતાના શરીર પર વધાવી લે છે. પાસેનો અધિકારી વર્ગ જ્યારે મહામાત્યને તે બાજુથી ખસી જવાનો આગ્રહ કરે છે, ત્યારે મંત્રીશ્વર વસ્તુપાલ જવાબમાં કહે છે. 'મારૂં અહોભાગ્ય કે, શ્રી સિદ્ધગિરિરાજની યાત્રાને સારૂ જતા પુણ્યવાન યાત્રિકો તેમ જ મારા સાધર્મિક બંધુઓના પાદકમળથી પવિત્ર રજનો સ્પર્શ મારા મલિન દેહને નિર્મલ કરે છે, સાચે આજે હું પાવન થાઉં છું.'

ક્યાં આ મહાગુજરાતના મંત્રીશ્વર શ્રી વસ્તુપાલની સાધર્મિક ભાઈઓ પ્રત્યેની અતિશય આદરભાવથી પરિપૂર્ણ ભક્તિ ! અને ક્યાં આપણી આજે આપણા સાધર્મિભાઈની છાયાથી પણ અભડાઇ જવાની ખોટી બુરી નેમ !

આ અવસરે બીજી પણ એક ગંભીર રજુઆત આપણા સમાજનાયકોની કે સાધનસંપન્ન સમાજ હિતૈષિવર્ગની સેવામાં નમ્રભાવે મૂકવાને અમે લલચાઈએ છીએ. આજે સાધર્મિકવાત્સલ્યના ભોજનસમારંભોની ટીકા કરીને તે સમારંભોને યોગ્ય, વ્યવસ્થિત અને શાસ્ત્રીય રીતે યોજવાને સારૂ પ્રચારકાર્ય નથી થતું પણ કેવળ એ જમણોને તોડી પાડી કોઈ નવી જ પદ્ધતિ અખત્યાર થઇ રહી છે, તેને અંગે જે અમારે કહેવાનું રહે છે તે એજ કે, જેમ આજના સાધર્મિક વાત્સલ્યોના ભોજનસમારંભો; અશાસ્ત્રીય અને વાત્સલ્ય શબ્દની જાણે-અજાણે કદાચ ઉપેક્ષાભાવે અવજ્ઞાનાં નિમિત્તભૂત બને છે, તેમ આજે આપણા સમાજ નાયકો કે હિતચિંતકો દ્વારા યોજાતી તેમજ લગભગ સમાજના મોટા વર્ગમાં પ્રચાર પામતી સાધર્મિકવાત્સલ્યની કેટલીક યોજનાઓ તે પણ શાસ્ત્રીય સાધર્મિકવાત્સલ્યની કે સાધર્મિક બન્ધુભગિનીઓની મહાન્ આશતનાના પાપથી સમાજને ભારે બનાવનારી પ્રવૃત્તિઓ છે. ઉદ્યોગો, કારખાનાઓ કે પેઢીઓ ઉભી કરી; આ બધા દ્વારા આપણા ભાઇઓને તે તે ધંધાઓમાં જોડવાની યોજનાઓ, વાસ્તવિક રીતે સાધર્મિક ભાઇઓની ભક્તિ સેવા કે વાત્સલ્યની પ્રવૃત્તિ નથી પણ તેઓને યુક્તિપૂર્વક આપણાં આશ્રિત, ગુલામ કે નોકરો બનાવવાની યોજનાઓ છે. ત્યાં ધાર્મિક સંબંધ નથી રહેતો પણ કેવળ અંગત સ્વાર્થ સંબંધ રહે છે. એટલે આ બધી વસ્તુઓ ખુબ જ વિચારણા માંગી લે છે.

'ત્યારે વર્તમાનકાળે સાધર્મિક વર્ગની ભક્તિ કઈ રીતે કરવી ?' આ પ્રશ્ન હજુ અનુત્તર રહે છે એમ કદાચ લાગે ! અમારી સમજણ મુજબ આનો ઉત્તર હાલના તબક્કે અમે આ પ્રકારનો આપી શકીએ કે, આપણા સાધર્મિક સમાજની સેવા માટે, આપણે ઠામ ઠામ ભક્તિગૃહો કે ભક્તિક્ષેત્રો યોજી શકીએ.

જે દ્વારા સાધર્મિક ભાઈઓ; ભોજન આદિ પોતાની દરેક પ્રકારની જરૂરીયાતો મેળવી શકે, એમાં એવી રીતની વ્યવસ્થિત યોજનાઓ હોય કે એ આપણા ભાઈઓ પોતાની ખાનદાની, કુલીનતા કે મર્યાદાને સાચવીને; આપણને સેવા કે ભક્તિનો લાભ આપી શકે. આ બધી યોજનાઓનું સંચાલન કરનારા ભાગ્યશાલીઓએ આ હકીકત ખાસ ખ્યાલમાં રાખવી કે, આપણે સાધર્મિક ભાઈઓનું વાત્સલ્ય કે સેવાનું ક્ષેત્ર આપણી યોજનાઓ દ્વારા સમાજમાં ઊભું કરવાનું છે, નહિ કે તેઓના ઉદ્ધારનું. આપણે કોણ માત્ર કે આપણા ધર્મિભાઈઓનો ઉદ્ધાર કરી શકીએ વારુ! દેવ કે ગુરુ એ બે મહાતત્ત્વો દ્વારા જ આપણો અને આપણા સાધર્મિક ભાઈઓનો સાચો ઉદ્ધાર થઈ શકે તેમ છે; માટે જ આપણા અધિકારની શાસ્ત્રીય આજ્ઞાના શબ્દોમાં આ મુજબ કહેવાયું છે કે, ' न कयं दीणुद्धरणं न कयं साहम्मिआण वच्छल्लम् '— આમાં દીનજનોનો ઉદ્ધાર અને સાધર્મિક સમાજનું વાત્સલ્ય આ બંને ધર્મકૃત્યોની કર્તવ્યતાનો ઉપદેશ આપવા દ્વારા માટે એ નહિ કરનારના જન્મની નિષ્ફલતા માટે કહેવામાં આવ્યું છે.

જેમ શ્રી જિનમંદિર આદિ માટે સંઘનો શ્રાવક–શ્રાવિકા સમાજ, પોતાની શક્તિ–સામગ્રીનો સદ્વ્યય સામુદાયિક રીતે પરસ્પરના સહકારથી કરે છે. તે મુજબ સાધર્મિક ભાઈઓની સેવા–ભક્તિ માટે આપણા સમાજમાં ખૂબ જ વિસ્તૃત તેમ જ વ્યાપક પ્રચાર થવાની આજના વિષમ અને કટોકટીના તંગ વાતાવરણમાં ખાસ આવશ્યકતા છે.

## ૬. વિદ્વત્તાની વિટંબના !

વિદ્વત્તા અને વિટંબના; આ બે શબ્દોનું જોડાણ કદાચ વાંચનારને આશ્ચર્યમાં ગરક કરી નાંખે ! પણ આ શબ્દજોડાણમાં અમારો આશય કેવળ વિદ્વાનો, શિક્ષિતો અને અભ્યાસી સહૃદયજનોને થોડુંઘણું દિશાસૂચન આપવાનો છે. કોઈ પણ વિદ્વાન કે સમાજના જાહેર કાર્યકરનાં વ્યક્તિત્વને હલકું ચીતરવાનો અમારો આમાં સદ્દલ હેતુ નથી. તે હકીકત અમારે આ સ્થાને નમ્રતાપૂર્વક

સ્પષ્ટ કરવી જોઈએ. વિદ્વાન કે શિક્ષિત વર્ગ એ તો સમાજનું ગૌરવ છે. સમાજનું-કોઈપણ સમાજના દલનું ભૂષણ; સાચી રીતે તેના પ્રૌઢ, અનુભવી અને વિચારક વિદ્વાનો અને શિક્ષિતો જ છે. એ વસ્તુ અમે બેશક સહૃદયતાપૂર્વક સ્વીકારીએ છીએ. પણ એ વિદ્વાનોમાં કે શિક્ષિત કાર્યકરોમાં ખૂબ જ ગંભીરતા, વિચારકતા અને દીર્ઘદૃષ્ટિતા હોવી જોઈએ એ કહેવું અપ્રાસંગિક નથી.

આપણા જૈન સમાજમાં એવી કેટલીયે પ્રવૃત્તિઓ ચાલી રહી છે, કે તે બધાની સમાલોચના, વિચારણા કે દોરવણી આપવાનું અમારું ગજું નથી, છતાં પણ જે જે હકીકતો; નજર સામે બની રહી હોય; જેનાં આંદોલનોની સમાજના વાતાવરણમાં જાણે-અજાણે; વ્યક્ત-અવ્યક્તરૂપે અસર પડ્યા કરતી હોય; તેવી વિગતોની યોગ્ય છણાવટ કરી, અમારો અવાજ, અમારી રીતિ-નીતિ મુજબ સમાજના કાને-કે સમાજના સંસ્કારવાંચ્છુ અભ્યાસી વિચારકવર્ગની આગળ મૂકવો એ અમારું કર્તવ્ય છે. આમ આ અવસરે અમને સમજાય છે. આથી કોઈપણ પ્રકારની પક્ષમોહની આંધીથી અટવાયા વિના; અમને જૈનશાસ્ત્રીય શૈલી મુજબના અનુભવથી જે કાંઈ સમજાય છે તે પ્રમાણે અમે અમારા કર્તવ્યમાર્ગમાં પગલા ભરીશું. અમારી ભૂલો; અમારા પ્રમાદો કે છદ્મસ્થસુલભ અમારી ક્ષતિઓ માટે; સહુ કોઈ આપ્તજનો કે હિતચિંતકો કૃપયા અમને સૂચવશે તો તે તે ક્ષતિઓને સુધારવા સૌહાર્દભાવે અમે તૈયાર છીએ. બાકી બીજી કોઈપણ ગેરવ્યાજબી રીતો અમને અમારા આ ધર્મમાર્ગથી નહિ જ ડગાવી શકે એ સહુકોઈ નોંધી લે.'

આ થઈ પ્રાસંગિક વાત : કહેવાનો મુદ્દો એ છે કે, આપણા સમાજમાં આપણા જ વિદ્વાનો કે શિક્ષિતોની લેખિની દ્વારા એવા પ્રકારનું સાહિત્ય દિનપ્રતિદિન વ્યવસ્થિત રીતે પ્રચાર પામતું જાય છે, કે જેની સામે ન-છૂટકે અમારે મૌન તોડવું પડે છે. કેટલા અઠવાડીઆ અગાઉ આપણાં એક પ્રસિદ્ધ અઠવાડિક પત્રના તંત્રીસ્થાનેથી લગભગ ત્રણ-ત્રણ અંકોમાં એક ઐતિહાસિક ઘટનાને અંગે, કેટલુંક લખાણ પ્રગટ થયું હતું. જેમાં શ્રમણ ભગવાનથી

મહાવીર પરમાત્માના શાસનમાં તેઓના હયાતીકાલમાં બની ગયેલ એક ઐતિહાસિક ઘટનાની ચકાસણી કરવાનો અનુચિત પ્રયાસ કરવામાં આવ્યો હતો. પરમાર્હત શ્રી ચેટક મહારાજાની પુત્રી સુજ્યેષ્ઠા મહાસતી હતા. એ હકીકતને જૈન ઇતિહાસકારોએ ગૌરવપૂર્વક નોંધી છે, પણ એ મહાસતી સાધ્વીજીના જીવનમાં જે બનાવો, ભવિતવ્યતાના યોગે કર્મની વિષમતાથી બની ચૂકયા હોય એની વ્યાજબી અને નિષ્પક્ષ નોંધ લેવી એ શું કોઇપણ તટસ્થ ઇતિહાસકારની ફરજ નથી શું ?

ભગવતી સુજ્યેષ્ઠા સાધ્વીજીની પરાધીન-અનુપયોગદશામાં, ભ્રમરના રૂપદ્વારા પેઢાલ વિદ્યાધરે જે અનુચિત અત્યાચાર આદર્યો, અને તેની નોંધ નિષ્પક્ષ રીતે જે જે જૈનકથાનકોમાં, ચરિત્રગ્રન્થોમાં કે પ્રબન્ધોમાં, જે કોઇ વિદ્વાન સુવિહિત શ્રમણનિર્ગ્રન્થોએ રજૂ કરી એને જો આપણે "સતી ચરિત્રનું કલંક કહીશું તો કહેવું જોઇએ કે, એવી અનેક હકીકતો આપણા-જૈનધર્મકથાનુયોગના સાહિત્યમાં સંકલનાપૂર્વક નોંધાયેલી પડી છે કે જેને આજે આપણી આ વિકૃત દૃષ્ટિએ વિચારવા બેસીએ તો ઘણી જ વિસંવાદિતા આપણને જણાઈ આવશે. અમને આશ્ચર્ય એ થાય છે કે, 'સતી ચરિત્રનું કલંક'વાળું આ પ્રકરણ ઊભું કરનાર અમને મળેલા સમાચાર મુજબ એક દિગંબર ભાઈ છે. અને એને આ રીતે પોતાના તંત્રીલેખમાં ચર્ચાની એરણ પર ઉતારનાર એક શ્વેતામ્બર ભાઈ છે, કે જેઓ આપણા સમાજમાં વિદ્વાન તેમજ વિચારક તરીકે આળખાય છે. આ આખી ઘટના એવી યુક્તિપૂર્વક અહિં રજૂ થાય છે કે જાણે વ્યવસ્થિત પ્રચારચક્રના એક નમૂનારૂપ હોય એમ અનુમાન કરવા મન લલચાય છે. આને અંગે વિચારણાપૂર્વક જવાબ વાળવાની જરૂર છે, જેથી આપણા ધર્મકથાનુયોગના ઐતિહાસિક સાહિત્ય માટે અનધિકાર પ્રયત્નો આપણાં જ વિદ્વાન કાર્યકરોના હાથે થઈ રહ્યા છે, તે અટકી પડે.

અમારા ખ્યાલ મુજબ ભગવતી શ્રી સુજ્યેષ્ઠા સાધ્વીનું જીવનવૃત્તાંત, શ્રી શુભશીલગણિકૃત 'ભરતેશ્વરવૃત્તિ' ગ્રન્થમાં, તેમજ

શ્રી વિજયલક્ષ્મીસૂરિકૃત ' શ્રી ઉપદેશપ્રાસાદ ' ગ્રન્થમાં આ હકીકતની નોંધપૂર્વક મળી રહે છે. અને શ્રમણ ભગવાન શ્રી મહાવીર પરમાત્માને આ બાબતને અંગે ભ૦ શ્રી ગૌતમસ્વામીજી પ્રશ્ન પૂછે છે, જેના જવાબમાં ભગવાનશ્રી મહાવીર પરમાત્મા ફરમાવે છે કે, ' સુજ્યેષ્ઠા મન, વાણી કે કાયાથી પવિત્ર છે, ' આવી આવી વ્યવસ્થિત ઐતિહાસિક ઘટનાઓને ' અસંભાવ્ય, અનુચિત કે અયોગ્ય '—ઇત્યાદિ બોલીને કે સામયિકપત્રોની કટારોમાં લખીને આપણા જ વિદ્વાન લેખકો દ્વારા આપણા પવિત્ર સાહિત્યના વારસાને અનધિકારપણે કલંકિત કરવાનું દુઃસાહસ જે રીતે થઈ રહ્યું છે તેને અનુલક્ષીને જ અમે અમારી હળવી ભાષામાં ' વિદ્વત્તાની વિટંબના ' કહીએ છીએ. આવો જ એક વ્યવસ્થિત પ્રચાર, આજથી લગભગ દશ વર્ષ અગાઉ આપણા જ એક વિદ્વાન પંડિત મહાશય તરફથી ' ધર્મવીર મહાવીર અને કર્મવીર કૃષ્ણ ' ના મથાળા હેઠળ, દેવાધિદેવ શ્રમણ ભગવાન શ્રી મહાવીર પરમાત્માના જીવનમાં બની ચૂકેલી ઐતિહાસિક સત્ય ઘટનાઓની સમાલોચના કરવા દ્વારા, એક સ્થાનકવાસી માસિક પત્રમાં કરવામાં આવ્યો હતો.

ભ૦ શ્રી મહાવીર પરમાત્માના જીવનમાં; ગર્ભસંક્રમણ, મેરુકંપ, અને આમલકી ક્રીડા ઇત્યાદિ પ્રસંગો બન્યા છે. આ વસ્તુ કેવળ અન્ય-ગ્રન્થોમાં, પ્રબન્ધોમાં કે કથાનકોમાં યોગ્ય, વ્યવસ્થિત તેમજ સંગીન રીતે સંકલિત થઇ છે એટલું જ નહિ પણ, મૂળ સૂત્રોમાં પણ આ બધી ઘટનાઓ સુસંબદ્ધ રીતે મળી રહે છે. તેને અંગે એ પ્રકારનો પ્રચાર તે વેળાયે થયો હતો કે, 'કૃષ્ણ મહારાજના જીવનમાં જે ઘટનાઓ ઈતર દર્શનોના પુરાણોમાંથી મળી આવે છે, તેનું અનુકરણ આપણા જૈન કથાકારોએ કરીને પાછળથી ભ૦ શ્રી મહાવીર દેવના જીવનમાં આ બધી હકીકતો જોડી દીધી છે. આનું નામ 'વિદ્વત્તાની વિટંબના નહિ તો બીજું શું ? આ અને આના જેવો પ્રચાર જો વધુ વિસ્તૃત બનતો જશે તો પરિણામ એ આવશે કે, આપણા જૈન સાહિત્ય પર ઇતર સંપ્રદાયો કે ઈતર વિદ્વાનો જે આક્ષેપો કરી રહ્યા છે, તેના જ હાથારૂપે બનીને આપણા સમાજનો આ

વિદ્વાનવર્ગ આપણા સમગ્ર સાહિત્યની પ્રામાણિકતા કે તેના પ્રાણતત્ત્વ માટે ધીરે ધીરે સંશય કે શંકાનું ધીમું ઝેર સમાજમાં વહેતું મૂકશે ! એટલે આપણા સાહિત્યની અપ્રામાણિકતા માટે દિગમ્બર સંપ્રદાય કે અન્ય સમાજના વિદ્વાન મહાશયોને પ્રચાર-કાર્ય દ્વારા જે પરિણામ આણવું છે, તે આ વર્ગ તરફથી સફલતા-પૂર્વક સહેલાઇથી આવી શકશે. એ જ અમને અમારી નજરે આજે લાગી રહ્યું છે. આ અનુમાનમાં અમે ખોટા પડીશું કદાચ; તો અમને આ લખતાં જેટલું દુઃખ થાય છે તેના કરતાં એ વેળાયે જે હર્ષ કે આનંદ થશે તે કઇગુણો અધિક હશે એમ, અમે આ તકે આદરપૂર્વક કહીએ છીએ.

જો ઐતિહાસિક સાહિત્યની જ સમાલોચના કરવી હોય, અને તે પણ નિષ્પક્ષરીતે; તો બહુ આગળ વધવાની કે જૂના કાળના ઈતિહાસનાં પૃષ્ઠોની લાંબી લાંબી મીમાંસા કરવાની ઉતાવળ કરવા કરતાં નજીકના સુવર્ણયુગી કાલને કલંકિત ચીતરનારાં કાળાં પ્રકરણો જેમાં આલેખાઇ ચૂકયા છે, અને વર્તમાનમાં હજુ પણ આલેખાઇ રહ્યા છે, તે 'પાટણની પ્રભુતા' 'ગૂજરાતનો નાથ' વગેરે ઐતિહાસિક નવલકથાઓના પાત્રાલેખનોની સમીક્ષા કરવાનું ડહાપણ આપણા વિદ્વાન વિચારકોના મસ્તિષ્કમાં ઊગશે ખરું કે ? કo. સર્વજ્ઞ ભગવાનશ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજને તેમજ મહાગૂજરાતના મંત્રીશ્વર શ્રમણોપાસક શ્રી ઉદાયનને જે રીતે આ બે ગ્રન્થોમાં ચિતરવામાં આવ્યા છે, તે શું જૈન સંસ્કૃતિનું કલંક નથી શું ? કનુ મુન્શીની લેખિનીએ 'ગૂજરાતનો નાથ.' માં પ્રકરણે પ્રકરણે ઉદાયન મંત્રીશ્વર જેવા પરમશ્રદ્ધાળુ શ્રાવક-ભૂષણને કેવળ કલ્પનાસૃષ્ટિના સર્જનદ્વારા, ખલનાયક તરીકે, વિષયલંપટ, મેલો મુત્સદ્દી, દગાખોર, તેમજ અનુભવ વગરનો મૂર્ખ, આ રીતે આલેખી જૈન ઈતિહાસનું અપમાન કર્યું છે તેની સામે આપણે કરવા જેવું નથી શું ?

અમારે આ પ્રસંગે એક જ કહેવું છે કે, જૈન ઇતિહાસના કથાનુયોગ સાહિત્યને વિષે આપણે જ્યારે આપણી વિદ્વત્તાનો

સદુપયોગ કરવાની શુભ નેમથી ચંચુપ્રવેશ કરવા તૈયાર થઈએ, ત્યારે એની પૂર્વભૂમિકારૂપે - એની આજુબાજુનાં સાહિત્યનો ખૂબ જ ગંભીરતા અને દીર્ઘદૃષ્ટિતાપૂર્વક સમન્વય શૈલીયે અભ્યાસ કરવાની થોડીઘણી ધીરતા કેળવવાની જરૂર છે. અને તો જ વિદ્વત્તાના સદુપયોગનું પરિણામ સાચે જૈન સમાજ કે સંસ્કૃતિના ગૌરવમાં આવશે. નહિતર આ પ્રકારની વિદ્વત્તાની વિડંબનાથી જૈન સમાજને વર્તમાન કરતાં ભાવિમાં ઘણું શોષવું પડશે.



## ગઇકાલ અને આજ,

જે ચોટલી અને જનોઈ કે કોઇપણ ધાર્મિક, નૈતિક પ્રતીકોને, મુસલમાનોની તલવાર કાપી શકી નહિ; તેને જ આપણે શિક્ષણના અભિમાની હિન્દુઓ જાતે જ ઉન્નતિ કે સભ્યતાને નામે કપાવી રહ્યા છીએ. અગ્નિકુંડની ચોમેર સળગતી લાલ જ્વાળાઓમાં પડીને પણ હિન્દુનારી-આર્ય સન્નારી પોતાનાં જે સતીત્વનું રક્ષણ કરી શકતી હતી તે સતીધર્મ આજે શિક્ષણના પરિણામે અમારી બહેન-દીકરીઓને ભારરૂપ થઇ પડવા લાગ્યો છે, અને તેને ફગાવી દેવા માટે ચારે બાજુથી જોરશોરપૂર્વક તૈયારીઓ થઇ રહી છે. જે ધર્મ, પુણ્ય, આત્મા કે પરમાત્મા જેવાં તત્ત્વોને આપણા સમાજે શ્રદ્ધાપૂર્વક સ્વીકાર્યાં હતા, આજે તેજ ધર્મની આવશ્યકતા અને ઇશ્વરનાં અસ્તિત્વને પોતાના શિક્ષિત સમુદાય આગળ સ્વીકાર કરતાં આપણા શિક્ષિત યુવકોને સંકોચ અને શરમ લાગે છે. જાણે તેઓ કોઇ મૂર્ખતાભર્યા ખરાબ સંસ્કારોનું સમર્થન કરીને પોતાની વિદ્વત્તાને બટ્ટો લગાડી રહ્યા છે! ખરી હકીકત એ છે કે, કામવાસનાની પૂર્તિ કરવી એ જ આજે આપણા શિક્ષિત લોકોનાં જીવનનું અંતિમ લક્ષ્ય બની ગયું છે. ઇન્દ્રિયસુખને પરમસુખ સમજી અગ્નિજ્વાળામાં ભસ્મ થઈ જનાર, પતંગીયાની જેમ કામાગ્નિમાં ભસ્મ થઇ જવા માટે આજે આપણો શિક્ષિત વર્ગ આંધળીયા કરી રહ્યો છે.

—શ્રી હનુમપ્રસાદ પોદ્દાર.

# કલ્યાણનો મંગલ માર્ગ :

પૂજનીય આચાર્યદેવ ૧૦૦૮
શ્રીમાન્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ

જૈનરત્ન વ્યાખ્યાનવાચસ્પતિ કવિકુલકીરિટ આચાર્યદેવ શ્રીમાન્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ; શ્રી જૈનશાસનમાં અદ્વિતીય શાસનપ્રભાવક તરીકે આજે પણ વિજયવંન્ત છે. વિદ્દ્ભોગ્ય તેમજ લોકભોગ્ય; આ બન્ને કોટિનાં સાહિત્યસર્જનદ્વારા તેઓશ્રીએ શ્રી જૈનસાહિત્યને સમૃદ્ધ બનાવ્યું છે. તેઓશ્રીનો લેખ મેળવવા અમે ભાગ્યશાળી થયા છીએ તેમાં તેઓશ્રીની 'કલ્યાણ' ત્રિમાસિક માટેની મમતાળુતા કારણ છે. આ રીતે તેઓશ્રીની કૃપાવૃષ્ટિ અમારા પર અવશ્ય વરસતી રહો !

—સં૦

એક સમય એવો હતો કે, ચારે તરફ ભારતભૂમિ જ્યાં નજર નાંખીએ ત્યાં કલ્યાણથી અલંકૃત થઈ રહી હતી. નાના મોટા તમામ જનો કલ્યાણકલ્પવૃક્ષની શીતલ છાયામાં ઉછરતા હતા, તેનાં મિષ્ટ ફળોના શુભાસ્વાદનો આનંદ લઈ રહ્યા હતા. જડ વાસનાના પાશથી પર રહેવા સતતોદ્યમી હતા. જિનપતિ, કેવળ–મનઃપર્યવ–અવધિધારી મુનિપતિ, ધર્મનિષ્ઠ જનપતિ અને ગૃહપતિઓ કલ્યાણની છોળો ઉછાળી રહ્યા હતા. જેના ઘોષમાં પ્રાકૃતજનો પુણ્ય પ્રવાહથી નિર્મળ બની સંસ્કૃતજનોની મંડલીને દિપાવનારા થતા હતા. એ સમય યાદ આવતાં અશ્રુપાત થાય છે, કાયા કંપે છે અને મન માલિન્ય સેવે છે. હા ! હા !! અમો કેવા નિર્ભાગી કે તેવા સમયનો લાભ નહિ મેળવી શક્યા, અને કલિકાલવિકરાલ પંચમ આરાના સ્વાર્થપ્રિય અભિમાનનિષ્ઠો, સ્વ–પૂજાપ્રેમીઓ, શાસનપરાઙ્મુખ, સ્વાનુયાયીવર્ધક બનવાની ઇચ્છાથી એકાન્તીઓની સાથે વૈમનસ્ય ઉત્પન્ન કરનારા-

ઓ, પ્રભુના સિદ્ધાન્તોથી વિરુદ્ધ વર્તનારાઓ, મનસ્વી તરંગોના ઘોડા દોડાવનારાઓ, લૌકિક માર્ગના પોષક, ધૈર્યશોષકોના કાળમાં આવી પડ્યા, છતાંય પ્રભુ મહાવીરના વિદ્યમાન સિદ્ધાન્તોમાં તે વાતાવરણ ઊભું કરનારૂં અજબ સુરભનું સત્ત્વ દાખલ થએલું છે. જો તે સદ્દબુદ્ધિ અને સદાચારથી આત્માને સુવાસિત બનાવવામાં આવે તો સમકિત અને સંયમ, સદાચાર અને સંપત્, સત્તા અને સાદગી, સમતા અને શીતલતાથી અત્યારે પણ ભારતભૂમિ ભરી શકાય. અને તે માટે જ આ કલ્યાણ નામનું ત્રિમાસિક પોતાની સેવા બજાવતું રહે તો તેનાથી આંશિક પણ તે આશા સફલ થાય માટે તે તરફ તેના કાર્યકર્તાનું ધ્યાન ખેંચવામાં આવે છે.

કલ્યાણ એ શબ્દ સંસ્કૃત ભાષાનો હોવા છતાં ય પંજાબી, મારવાડી, મેવાડી, મહારાષ્ટ્રી, ગુજરાતી આદિ અનેક ભાષાઓમાં રૂઢ થઇ ગયો છે. આબાલગોપાલ પ્રસિદ્ધ આ શબ્દ જેટલો તે શબ્દની અપેક્ષાએ જ્ઞાત થયો છે તેટલો અર્થરૂપે પરિણત નથી થયો, થશે નહિ અને થવાનો નથી; કારણ કે, અનાદિની કર્મપ્રકૃતિની પ્રકૃતિમાં ભળેલા જીવો જડતાથી જકડાએલા અકલ્યાણ માર્ગમાં જ રમ્યા કરે છે, કલ્યાણને ચાહનારાઓ પણ અકલ્યાણનાં કામો કરી કલ્યાણથી દૂર દૂર જતા જોવાય છે. અનેક પ્રકારના દુઃખોથી ગભરાઇ રહેલા આત્માઓએ સમજવું જોઇએ કે કલ્યાણની પીછાણ સિવાય તે તે દુઃખો દૂર થાય તેમ નથી. અનુષ્ઠાનરૂપ કલ્યાણ, સ્વભાવરૂપ કલ્યાણ અને કાર્યરૂપ કલ્યાણ એમ કલ્યાણના ત્રણ ભેદ પડે છે. તેમાં અનુષ્ઠાનરૂપ કલ્યાણ કારણ છે અને પાછળનાં બે કાર્ય છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહના માટે ચરણ અને કરણના ૭૦-૭૦ ભેદોનું પાલન કરવું તે અનુષ્ઠાન કલ્યાણ કહેવાય, અને આત્માની તદ્રૂપપરિણતિનું નામ સ્વભાવ કલ્યાણ કહેવાય તથા મુક્તિપ્રાપ્તિનું નામ કાર્ય કલ્યાણ કહી શકાય.

કલ્યાણ શબ્દ એટલો બધો પ્રિય છે કે તે સાંભળી આપણાં રોમાંચ ખડાં થાય છે. આપણને કોઇ કહે કે, 'તમારૂં કલ્યાણ થશે!' એ સાંભળતાંવેંત કુદીએ છીએ, પરંતુ તેના કારણ રૂપ કરણ

કે ચરણ ધર્મની આરાધનાથી બાર ગાઉ દૂર ભાગીએ છીએ. કહો, કલ્યાણ કેવી રીતે મળે ? સાંભળવા માત્રથી ? કોઇ કહે કે તમારું અકલ્યાણ થાઓ ત્યાં તો સાંભલતાની સાથે જ બરાડી ઉઠે છે કે, 'તારું, તારી માનું, તારા બાપનું, તારી માસીનું, તારા માસાનું અકલ્યાણ થાઓ;' કેવી બાલીશતા ? એક એનું અકલ્યાણ કરવા જતાં કહેનારની મા, બાપ, માસી, માસા સુધી પહોંચી વળે છે. તે શું સૂચવે છે ? અકલ્યાણની અપ્રિયતા. જ્યારે અકલ્યાણ આટલું અપ્રિય છે તો હિંસા, અસત્ય, ચોરી, સ્ત્રી અને પરિગ્રહથી પલાયન કરો અને મહાવ્રતને ધારણ કરો અને તેમાં પણ ચોલમંજીઠનો રંગ જમાવો અને યથાખ્યાતની શુદ્ધિ મિલાવો, આત્મભાવનાને ખૂબ ખિલાવો, પછી હાથમાં જ કલ્યાણ સમજજો અને તે પણ કાર્યરૂપ કલ્યાણ મુક્તિ, બીજું નહિ.

કલ્યાણ શબ્દનો 'ક' સહિત નિરુક્તાર્થ કરીએ તો કલ્ય નામ સુખનું છે, તેને અણ કહેતાં બોલાવનાર લાવી આપનાર હોય તેને કલ્યાણ કહેવાય, તે ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલ અને નિર્વાણરૂપ પાંચ તીર્થંકર પરમાત્માના હોય છે. જેમાં ઘોર નારકી પણ સુખ પ્રાપ્ત કરે. આ કલ્યાણ કેટલું બધું મહિમાવાળું ગણાય ? એક જ કલ્યાણમૂર્તિ પોતાના ચ્યવન, જન્માદિદ્વારા જગતના એકેન્દ્રિયથી લઇને પંચેન્દ્રિય પર્યન્ત પ્રાણીઓને, લગભગ આખાય જગતને ક્ષણભર સુખ આપી દે. તે સમસ્ત મધ્યે શું બાકી રહે ? કલ્યાણના સુખ, શ્રેયઃ આદિ અનેકાર્થીમાં અનેક અર્થ છે. તે તમામ અર્થો અહિં લઇ શકાય છે.

કલ્યાણના માટે ધર્મ અને શુક્લ એ બે ધ્યાનો સહાયક છે. જ્યારે અકલ્યાણનાં કારણ આર્ત્ત અને રૌદ્ર છે. સારા માર્ગે જવાની ઈચ્છાવાળાએ ખરાબ માર્ગને પણ જાણી લેવો જોઇએ તેટલા માટે અહિં ચાર ધ્યાનનું સંક્ષિપ્ત સ્વરૂપ લખવામાં આવે છે. તેમાંથી પ્રથમના બે ધ્યાન છોડી દઇ બીજા બે ધ્યાન આદરવાં જોઇએ કે જેથી આપણે કલ્યાણને સાધી શકીએ. ધ્યાનનું સામાન્ય સ્વરૂપ નીચે મુજબ છે—

चेतसो योगनिरोधपूर्वकैकविषयस्थिरतापादनं ध्यानम्, योगनिरोधः केवलिनां ध्यानम् ।

અર્થ:—મનનું યોગનિરોધપૂર્વક એક વિષયમાં સ્થિર થવું તેનું નામ ધ્યાન છે, યોગોને રોકવા તે કેવલીઓનું ધ્યાન છે.

ચેતસનો અર્થ મન કરીએ ત્યારે વચન અને કાયારૂપી યોગોની સ્થિરતા લેવી અને તેમ કરી મનને એક વિષયમાં જોડવું એ ધ્યાન કહેવાય. જેમ નિરાબાધ સ્થાનમાં દીપશિખા અબાધ રહી શકે છે તેમ આત્માની શક્તિથી ચિત્તનું એક વિષયમાં સ્થાપન કરવું. અથવા ચિન્તાવાચી ચેતસ્ શબ્દનો અર્થ જ્ઞાન કરવામાં આવે અને તે જ્ઞાન એક વિષયમાં સ્થિત થાય તેનું નામ ધ્યાન કહેવાય આ અર્થ લેવામાં આવે તો કેવલી અને છદ્મસ્થ ઉભયનું ધ્યાન પહેલા લક્ષણથી લઇ શકાય છે અને સ્થિર હોય ત્યારે ધ્યાન અને વ્યગ્ર હોય ત્યારે જ્ઞાન એમ જ્ઞાન અને ધ્યાનના ભેદો સમજવા. યોગનિરોધપૂર્વક કેવલીનું ધ્યાન આવું જ હોય છે, કારણ કે અનુત્તરાદિ દેવોને જવાબ આપવા સિવાય કેવલી ભગવાન મનનો ઉપયોગ કરતા નથી. ઉપરનું લક્ષણ ચારે પ્રકારના ધ્યાનમાં વ્યાપક છે તે વાત નીચેના સૂત્રથી માલમ પડશે—

तदार्त्तरौद्रधर्मशुक्लभेदेन चतुर्विधम् ।

શોક, આક્રન્દન, વિલાપ આદિ ખેદ ઉત્પન્ન કરનાર ધ્યાનનું નામ આર્ત્તધ્યાન છે. રંજાડવું, ભાંડવું, ફોડવું આદિ રૌદ્રધ્યાન છે. જૈન તત્ત્વની શ્રદ્ધા સ્વરૂપ ધર્મધ્યાન છે અને અબાધ, અસંમોહ આદિ સ્વરૂપ, શુક્લધ્યાનનું છે. તે તેના નીચે લખેલ ભેદોથી સમજી શકાશે—

इष्टाऽनिष्टवियोगसंयोगरोगनिदानाऽन्यतमविषयकं सोद्वेगचिन्तनमार्तम् ।

---

૧ આ લેખનાં સૂત્રો 'તત્ત્વન્યાયવિભાકર'માંથી લેવામાં આવ્યાં છે.

માનસિક, શારીરિક અનેક દુઃખોનું નામ ઋત છે તે ઉપરથી દુઃખને સૂચવનારો આર્ત્ત શબ્દ બનેલો છે. તેના ચાર પ્રકાર છે– પ્રથમ મનોહર વિષયોનો વિયોગ થાય ત્યારે તે તરફની અસહ્ય ચિન્તા **આર્ત્તધ્યાન** કહેવાય. બીજું–અનિષ્ટ શબ્દ, રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શરૂપ વિષયોના યોગમાં તેનો સતત વિયોગ ચાહે એ જ ચિન્તવન બન્યું રહે કે કયારે હું આનાથી છુટું તે **અનિષ્ટ વિયોગ** નામનું આર્ત્તધ્યાન કહેવાય. ત્રીજું–વાત પિત્ત કફના વિકારથી ઉત્પન્ન થએલ શૂલ જ્વરાદિ રોગોમાં ધ્યાન લાગ્યું રહે તેમાં આકુલવ્યાકુલ બની બીજી પ્રવૃત્તિઓ મંદ થઈ જાય અને એ જ વિચાર થયા કરે કે, હાય! હાય!! આ રોગ કયારે નષ્ટ થઈ જાય એનું હરદમ ચિન્તન રહ્યા કરે તે **રોગ** નામનું આર્ત્તધ્યાન કહેવાય છે. ચોથું–મોક્ષ સુખની અનિચ્છા રાખી માત્ર સાંસારિક સુખ મેળવવાની એકાગ્રપણે ભાવનાથી **નિદાન** નામે આર્ત્તધ્યાન પેદા થાય છે.

કૃષ્ણ, નીલ, કાપોત લેશ્યાથી અજ્ઞાનવશ થતા પાપના પ્રયોગોથી સ્થિર ભોગોના પ્રસંગવાળું અનેક નીચ સંકલ્પોને ઉત્પન્ન કરનાર, ધર્મસ્થાનનો ત્યાગ કરાવનાર, કષાયોને વધારનાર, ઉપશમની ભાવનાને ચૂસી લેનાર, પ્રમાદનું મૂલ, દુષ્ટ કર્મનું આદાન, અસાતાનું ઉત્પાદક, તિર્યંચ યોનિમાં દાખલ કરનાર, રડવું, પીટવું, કુટવું આદિ સ્વરૂપે આ ધ્યાન છે. હવે રૌદ્રધ્યાનનું સ્વરૂપ લખીએ છીએ—

हिंसाऽसत्याऽस्तेयसंरक्षणानुबन्धि चिन्तनं रौद्रम्।

રૂદન સૂચક રૂદ્ર શબ્દ છે, તેના પરથી રૌદ્ર શબ્દ બનેલો છે. હિંસાનું ચિન્તન, અસત્યનું ચિન્તવન, ચોરી કરવામાં લક્ષ્ય અને દ્રવ્ય રક્ષણ કરવાની ચિન્તા એમ ચાર પ્રકાર તે ધ્યાનના છે. અતિ કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યાનું બળ મળવાથી એટલું પ્રમાદનું પૂર વધે છે કે તે ધ્યાન કરનારો નરકગતિ સુધી પહોંચી જાય છે. પોતે મરે, અન્યને કલેશ આપી પ્રસન્ન થાય, બીજાઓના અંગ પ્રત્યંગ કાપી નાચવા લાગે આની અધમદશા, તે રૌદ્રધ્યાનને સૂચવનારી છે.

હવે ધર્મધ્યાનનું સ્વરૂપ પ્રદર્શિત કરવામાં આવે છે—

## आज्ञापायविपाकसंस्थानान्यतमविषयकं पर्यालोचनं धर्मध्यानम्

ક્ષમા, માર્દવ, આર્જવાદિ દશવિધ ધર્મ સંબંધી ધ્યાન તે ધર્મધ્યાન કહેવાય છે તેના આજ્ઞા આલોચન, અપાયાલોચન, વિપાકાલોચન અને સંસ્થાનાલોચન એ ચાર ભેદો છે. તેમાં મંદબુદ્ધિ, ઉપદેશકનો અભાવ, તીવ્ર કર્મોદયથી સૂક્ષ્મ તત્ત્વનું અજાણપણું હોવા છતાં ય વીતરાગ સર્વજ્ઞ ભગવન્તો હંમેશાં સત્યવાદી જ હોય છે, કોઈપણ એવું કારણ તેઓમાં હોતું જ નથી કે તેઓ અસત્ય બોલે તેટલા માટે તેમનું શાસન સત્ય, ભવસાગરથી પાર કરનારું પ્રમાણિક છે એમ માની તેમની આજ્ઞાને હૃદયમા સ્થિર કરે તે **આજ્ઞાપર્યાલોચન** નામના ધર્મધ્યાનનો પ્રથમ ભેદ છે રાગ, દ્વેષ, કષાય અને ઇન્દ્રિયોના વશ થએલા પ્રાણીઓ શરીર અને મન સંબંધી કેવાં કેવાં જબરજસ્ત દુઃખો પ્રાપ્ત કરે છે અને તેથી વારંવાર જન્મમરણની પરંપરાને ભેટી રહ્યા છે, સુખ તો તિલ માત્ર અને દુઃખ મેરુપર્વત જેટલું આવી રીતે એકાગ્રપણે ચિન્તવવું તે **અપાયપર્યાલોચન** નામનું બીજું ધર્મધ્યાન છે. આઠ કર્મના સ્વરૂપનો વિચાર કરવો—જેમકે **જ્ઞાનાવરણીય** કર્મ જ્ઞાનને હરકત પહોંચાડે છે. **દર્શનાવરણીયથી** નેત્રની વિકલતા તથા નિદ્રાદિની ઉત્પત્તિ થાય છે. **અસાતાવેદનીયથી** દુઃખ અને **સાતાવેદનીયથી** સુખ થાય છે. **મોહનીયથી** વિપરીત શ્રદ્ધતા તથા ચારિત્રનો અભાવ રહ્યા કરે છે **આયુષ્યથી** અનેક જન્મોની પરંપરા સાંપડે છે. **નામથી** શુભાશુભ દેહાદિ પેદા થાય છે. **ગોત્રથી** ઉચ્ચનીચ સ્થિતિ ઉત્પન્ન થાય છે **અન્તરાય** કર્મ દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યને અટકાવે છે. એમ કર્મની વિચારણા કરવી તે **વિપાકપર્યાલોચન** નામનું ત્રીજું ધ્યાન છે. અધોલોક, તિર્યક્લોક તથા ઊર્ધ્વલોકનું, ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોનું તથા સંસારની આકૃતિનું ચિન્તન કરવું તે **સંસ્થાનપર્યાલોચન** નામનું ચોથું ધર્મધ્યાન કહેવાય છે.

શુકલધ્યાનનું સ્વરૂપ આ મુજબ સમજવું—

आज्ञाद्यविषयकं निर्मलप्रणिधानं शुक्लम् । तच्च पृथक्त्ववितर्कैकत्ववितर्कसूक्ष्मक्रियव्युपरतक्रियाभेदेन चतुर्विधम् ॥

આજ્ઞાદિને વિષય કરનાર એવા નિર્મલ પ્રણિધાનને શુકલધ્યાન કહેવામાં આવે છે. લક્ષણમાં નિર્મલ પદ, આર્ત્ત–રૌદ્રધ્યાન પણ પ્રણિધાનાત્મક હોવાથી મૂકવામાં આવ્યું છે, તેથી તે બે ધ્યાનોમો વ્યવચ્છેદ થાય છે અને નિર્મલ પ્રણિધાનપણું ધર્મધ્યાનમાં પણ રહે તેને દૂર કરવાને માટે આજ્ઞાદિને નહિ વિષય કરનાર એ વિશેષણ આપવામાં આવ્યું છે. હવે તે શુકલધ્યાનના પૃથક્ત્વવિતર્ક, એકત્વવિતર્ક, સૂક્ષ્મક્રિય અને વ્યુપરતક્રિય એમ ચાર ભેદ પડે છે. તેમાંથી પ્રથમ ભેદનું લક્ષણ નીચે મુજબઃ—

पूर्वविदां पूर्वश्रुतानुसारतोऽन्येषां तमन्तरेणार्थव्यञ्जनयोगान्तरसंक्रान्तिसहितमेकद्रव्यउत्पादादिपर्यायाणामनेकनयैरनुचिन्तनं पृथक्त्ववितर्कम् । इदं सविचारम् ॥

પુદ્ગલાદિ એક દ્રવ્યનાં વિષે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય, મૂર્તામૂર્ત, નિત્યાનિત્ય આદિ પર્યાયોનું–દ્રવ્યાર્થિકાદિ નયોદ્વારા પૂર્વશ્રુતવડે અથવા પૂર્વજ્ઞાનના અધિકાર વિનાના જીવો માટે બીજા શ્રુતજ્ઞાનવડે અર્થવિચારણાથી–એટલે દ્રવ્યવિચારણાથી પર્યાયમાં અને પર્યાયથી દ્રવ્યમાં, એક શબ્દ વિચારણામાંથી બીજા શબ્દની વિચારણામાં, એક યોગથી બીજા યોગ અને બીજાથી ત્રીજામાં એમ ઉપરોક્ત પર્યાયોનું ચિન્તન સંક્રાન્તિથી કર્યા કરવું, **પૃથક્ત્વવિતર્ક** નામનું શુકલધ્યાન કહેવાય. આમાં નય સંબંધી ઉચ્ચ જ્ઞાન પર્યાયની પૂર્ણ સમજ હોવી જોઈએ. આથી સિદ્ધ થાય છે કે જ્યાંસુધી દ્રવ્યાનુયોગનું જ્ઞાન ન હોય ત્યાંસુધી આ ધ્યાન આવી શકતું નથી, એકથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં એમ વિચારવાનું હોવાથી આ **સવિચાર** કહેવાય છે.

શુકલધ્યાનના બીજા ભેદનું સ્વરૂપ આ રીતેઃ—

अर्थव्यञ्जनयोगान्तरसंक्रान्तिरहितमेकद्रव्ये एकपर्याय-विषयानुचिन्तनमेकत्ववितर्कम् । इदन्त्वविचारम् ॥

વ્યંજન અને યોગમાં જેમ પ્રથમના પાયા-ભેદમાં સંક્રાન્તિ બતાવી છે તેમ અહિં નથી માત્ર એક દ્રવ્યમાં એક પર્યાયનું અભેદભાવે ચિન્તવન અથવા એક પર્યાયમાં દ્રવ્યનું અભેદભાવે ચિન્તવનનું નામ એકત્વવિતર્ક કહેવાય છે. અહિં પણ પૂર્વ શ્રુતના જ્ઞાનીઓ પૂર્વના શ્રુતથી અને સ્ત્રીને પૂર્વનો અધિકાર ન હોવાથી તેઓને બીજા શ્રુતજ્ઞાનથી મતલબ અગ્યાર અંગના જ્ઞાનથી અને મરુદેવા માતામાં દ્રવ્યશ્રુત-હતું જ નહિ. એટલે તેમને તેવી જાતના કર્મના ક્ષયોપશમથી. ભાવશ્રુત તથા-પ્રકારનું ઉત્પન્ન થાય છે તેથી ઉપરોક્ત ચિન્તવન કરી શુકલનો બીજો ભેદ ઉત્પન્ન કરી શકે છે આમાં સંક્રાન્તિ ન હોવાથી આ ધ્યાન અવિચારક છે. આ ધ્યાનથી કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે અને ત્યારપછીના બે ભેદો મોક્ષની તૈયારીના સમયે ધ્યેય બને છે.

શુકલધ્યાનના ત્રીજા ભેદનું સ્વરૂપ નિમ્ન સૂત્રથી સમજવું—

सूक्ष्मकायक्रियांप्रतिरुद्धसूक्ष्मवाङ्मनक्रियस्यसूक्ष्मपरिस्पन्दात्मकक्रियावद्ध्यानं सूक्ष्मक्रियम् । इदमप्रतिपाति ॥

મોક્ષગમનની તૈયારીમાં પ્રથમ મન અને વચનનાં યોગોને રોકી કાયયોગને પણ અડધો રોકી લેવાથી માત્ર શ્વાસોશ્વાસની સૂક્ષ્મ ક્રિયા જ બાકી રહે તેનું નામ સૂક્ષ્મક્રિયધ્યાન કહેવાય છે અને આ ધ્યાન અપ્રતિપાતિ છે કારણ કે અહિંથી કોઈ પડતું નથી

હવે ચોથાનું સ્વરૂપ લખવામાં આવે છેઃ—

निरुद्धसूक्ष्मकायपरिस्पन्दात्मकक्रियस्य ध्यानं व्युपरतक्रियम् । इदमप्यप्रतिपाति ॥

કાયાની સૂક્ષ્મ ક્રિયાનું પણ રોકાણ કરી ધ્યાન કરવાનું નામ વ્યુપરતક્રિય શુકલધ્યાન છે, અર્થાત્ રોકયું છે કાયાની સૂક્ષ્મ ક્રિયારૂપ પરિસ્પન્દ જેણે તેનું ધ્યાન વ્યુપરતક્રિય કહેવાય.

આ પણ અપ્રતિપાતી છે. અગીઆરમા તથા બારમા ગુણસ્થાનક સુધી પ્રથમના બે ભેદો છે, અને પછીનાં બે ભેદો કેવલી ભગવાનને હોય છે. તે પણ મુક્તિ જવાની તૈયારીમાં. આ રીતે કલ્યાણકામી જનોએ જેમ બને તેમ આર્ત્ત અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરવો ઘટે છે કે જે અનુક્રમે તિર્યંચ અને નરકગતિને આપનારાં છે. ધર્મ અને શુકલધ્યાનમાંથી અત્યારે પ્રાણિઓને ધર્મધ્યાનનો જ આધાર છે અને તે આધારને લઇ કલ્યાણનો માર્ગ સાધવો તે જ પરમશ્રેયસ્કર છે.



## નૈતિક જીવનની ભવ્યતા.



પરિગ્રહ એ આજના જમાનાની એક વિષમ સમસ્યા થઇ પડી છે. જીવનના ધોરણને ઉચ્ચ બનાવવાની,–સૌને જીવનની જરૂરીયાતોના પ્રમાણમાં અન્ન–વસ્ત્ર–કેળવણી આદિ મળવાની ચર્ચા તો ઘણી થાય છે, પણ પરિગ્રહ ઉપર સંયમ મૂકવાની–પરિગ્રહનું પરિમાણ કરવાની વાત ભાગ્યેજ કોઇને સૂઝે છે.

એકલા પરિગ્રહની વાત જવા દઇએ. શ્રાવકનાં અણુવ્રતો અન્યોન્યાશ્રિત છે. એકનો બીજાની ઉપર આધાર રહેલો છે. એટલે ખરું જોતાં પાંચ અણુવ્રત પાળ્યા વિના કોઇ એકલા અણુવ્રતના પાલનની વાત કરે તો તેનો કાંઇ અર્થ નથી. અહિંસા, અસત્યત્યાગ જેવા વ્રતો સર્વોચ્ચ સ્થાન ધરાવે છે. એ નિર્વિવાદ વાત છે. જીવનના પાયામાં જ એ અહિંસા પુરાવી જોઇએ. એની ઉપર જ અણુવ્રતનો મહિમા સમજાશે જ્યારે આ સ્વીકારાશે ત્યારે નૈતિક જીવનની ભવ્યતા સૌ કોઇને હૃદયંગમ બનશે.

—વેણીપ્રસાદ જૈન.

# શ્રી જૈનશાસનની મહત્તા

આચાર્યદેવ ૧૦૦૮શ્રીમ.
વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ

---

જેઓશ્રીની વૈરાગ્યમયી સાદી પણ હૃદયસ્પર્શી ધર્મદેશનાએ જૈન સમાજને જાગૃત કર્યો છે તે પૂજ્યપાદ પરમ શાસન પ્રભાવક મહારાષ્ટ્ર દેશોદ્ધારક આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજના અપૂર્વ વ્યક્તિત્વની ઓળખ અમે કઈ રીતે આપી શકીએ ? —સં૦

---

જે મુક્તિ માર્ગનું—કલ્યાણ માર્ગનું પ્રકાશન તેમજ પ્રતિપાદન, કોઈપણ ઈતર ધર્મશાસનોએ નથી કર્યું, તે મોક્ષમાર્ગનું પ્રતિપાદન અને પ્રકાશન શ્રી જૈન શાસને કર્યું છે મુક્તિ એટલે આધિ, વ્યાધિ, અને ઉપાધિનો યોગ નહિ, સંપૂર્ણ અને સ્થાયી આત્મિક આનંદ એ મોક્ષસુખ એ દર્શાવનાર આ શાસન છે અને એ જ પ્રયત્ન યોગ્ય વસ્તુ છે, એમ જૈન શાસને ફરમાવ્યું છે દુનિયાના જીવોની દૃષ્ટિને અસારમાર્ગમાંથી ખસેડી, મુક્તિ માર્ગ તરફ વાળનાર જૈન શાસન છે મુક્તિ સ્થાનનું ભાન કરાવે, મુક્તિમાં કેવો આનંદ અને કેવું સુખ છે એ દર્શાવે, પણ એ મુક્તિ સુખ પામવાના માર્ગનું દર્શન કરાવે નહિ તો એ નકામું જૈન શાસને મુક્તિનું વર્ણન કરવા સાથે, મુક્તિને મેળવવાનો માર્ગ પણ દર્શાવ્યો છે

सम्यग्दर्शन ज्ञानचारित्राणि मोक्षमार्गः । સમ્યગ્દર્શન, સમ્યગ જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર—એ રત્નત્રયી, મુક્તિને મેળવવાનો માર્ગ છે એ ત્રણદ્વારા મોક્ષને પામી શકાય છે આ ત્રણેને દર્શાવનાર પણ આ શાસન છે

## અનુપમ શ્રી જૈન શાસન

મુક્તિ દર્શાવી, મુક્તિ માર્ગ દર્શાવ્યો, પણ એ મુક્તિ માર્ગની આરાધના માટે પદાર્થોના ઉપાદેયાદિ સ્વરૂપને જાણવું જોઈએ. હેય શું, જ્ઞેય શું, અને ઉપાદેય શું, એનો જો સાચો ખ્યાલ ન આવે, તો તજવા યોગ્યનો ત્યાગ અને સ્વીકારવા યોગ્યનો સ્વીકાર થઇ શકે નહિ ! આ કારણથી આ શાસન જેમ મોક્ષ-માર્ગનું પ્રતિપાદક છે, તેમ સઘળા ભાવોનું દર્શાવનાર પણ છે. આ બે છતાં ઉન્માર્ગનો નાશ કરનાર ન હોય, તો અનેક આત્માઓ અટવાયા વિના ન રહે. આથી આ શાસન ઉન્માર્ગનું ઉન્મૂલન કરનારું પણ છે. જે શાસનમાં ઉન્માર્ગનું ઉન્મૂલન અને સન્માર્ગનું સ્થાપન કરવાની તેમજ હેય, જ્ઞેય અને ઉપાદેય પદાર્થોની હેયતા, જ્ઞેયતા અને ઉપાદેયતાનું વાસ્તવિક ભાન કરાવવાની તાકાત નથી, તેવા શાસનનો સ્વીકાર કોઈનું પણ કલ્યાણ કરે નહિ; માટે અનંત જ્ઞાની શ્રી જિનેશ્વર દેવોએ સ્થાપેલું આ શાસન જ કલ્યાણના કામી આત્માઓએ આરાધવા યોગ્ય છે. કારણ કે, આ શાસન મુક્તિમાર્ગનું પ્રતિપાદન, સર્વ ભાવોનું પ્રકાશન અને ઉન્માર્ગનું ઉન્મૂલન. એ ત્રણે ગુણે કરીને સહિત છે. અને એથી જ એ અજોડ છે—અનુપમ છે. પૂર્વના મહાપુણ્યના યોગે આપણને આવા અમૂલ્ય શાસનની પ્રાપ્તિ થઈ છે, આ શાસનને પમાડે એવા પુણ્ય પુરુષો પણ આપણને આપણા પરમ પુણ્યોદયે મળ્યા છે એનો જ પ્રતાપ છે કે, આપણે આ કાળમાં પણ આટલીય આરાધના કરી શકીએ છીએ. આ શાસનના બે વિભાગ છે. પહેલો વિભાગ સાધુઓનો અને બીજો વિભાગ ગૃહસ્થોનો. ભગવાને પણ મુખ્યત્વે સાધુ ધર્મ અને ગૃહસ્થ ધર્મ, એમ બે પ્રકારના ધર્મ દર્શાવ્યા છે. દુનિયાની સઘળી ઉપાધિને ત્યજીને, સંસારની કારવાઈનો ત્યાગ કરીને, માત્ર જિનેશ્વરદેવની આજ્ઞા મુજબ કલ્યાણ માર્ગની આરાધના કરવી અને દુનિયાના જીવોને કલ્યાણ માર્ગમાં જોડવા–સ્થિર કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરવો, એ સાધુધર્મ છે. એવા સાધુધર્મને પામેલા આત્માઓ શ્રી આચાર્યપદ, શ્રી ઉપાધ્યાયપદ અને શ્રી સાધુપદ ઉપર રહીને; આ શાસનનો પ્રચાર

કરવા દ્વારા પણ શ્રી જિનાજ્ઞામાં વર્તીને, સ્વપર-શ્રેયની સાધના કરી શકે છે. જે આત્માઓ આવા સાધુધર્મને અંગીકાર કરવા માટે આવા સાધુધર્મનું શ્રી જિનાજ્ઞા મુજબ પાલન કરવાને માટે સમર્થ નથી જેઓ સાધુ ધર્મને સ્વીકારી શકે તેમ નથી, તે આત્માઓ ગૃહસ્થાવાસમાં રહેવા છતાં પણ શ્રી જિનેશ્વર-દેવોએ દર્શાવેલા શ્રાવક ધર્મની પણ શ્રી જિનાજ્ઞા મુજબ આરાધના કરી શકે છે.

## શક્તિ અને સામગ્રીનો સદ્વ્યય.

શ્રી જિનેશ્વર દેવના શાસનની આરાધના કર્યા વિના મુક્તિ મળવાની નથી. મુક્તિ ન મળે ત્યાં સુધી આ સંસારની આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણેયથી છુટાય તેમ નથી. આથી જે આત્માઓ આ સંસારની આધિ, વ્યાધિ અને ઉપાધિથી છૂટવાને ઇચ્છતા હોય, જે આત્માઓને શ્રી જિનેશ્વર દેવોએ વિષય કષાય-રૂપ સંસારની જે ભયંકરતા વર્ણવી છે તે વાસ્તવિક ભાસતી હોય, તે આત્માઓએ શ્રી જિનેશ્વરદેવોએ સ્થાપેલા આ શાસનની શક્તિ મુજબ આરાધના કરવાને માટે સજ્જ થવું જોઇએ પરમ પુણ્યોદયે પ્રાપ્ત થઇ શકે એવી આ ઉત્તમ સામગ્રીને સફળ કરવાનો એક માત્ર ઉત્તમ માર્ગ એ જ છે કે, 'શ્રી જિનેશ્વર દેવના શાસનની આરાધના કરવામાં પોતાની શક્તિ અને સામગ્રીનો સદ્વ્યય કરવામાં કચાશ રાખવી નહિ.' જે આત્માઓ એ પ્રમાણે આરાધના કરશે તે તરશે. આપણે મોક્ષને ઇચ્છીએ છીએ, માટે શ્રી જિનેશ્વર દેવોએ પ્રરૂપેલા મોક્ષમાર્ગની આરાધનાથી બેદરકાર રહેવું જોઇએ નહિ. સૌ કોઈ આ અનુપમ શાસનને પામો, આરાધો અને કલ્યાણ સાધો, એ જ શુભેચ્છા !*



* તા. ૨૫-૧૨-૪૪ ના જૈનપ્રવચનમાંથી' સારભાગ સાભાર ઉદ્ધૃત.

# શાસ્ત્રીય શિલ્પવિદ્યા
: અને :
# વર્તમાનની કેટલીક ભૂલો

પૂ. પંન્યાસ પ્રવર શ્રીમાન્
કલ્યાણવિજયજી ગણિવર.

ઇતિહાસ, શિલ્પ તેમ જ જ્યોતિષના વિષયોમાં; આપણા જૈન સમાજમાં કે ઇતર સમાજના યાવત્ ભારતવર્ષના તે તે આદેયવાક્ય ગણાતા સમર્થ વિદ્વાનો, કે જેની સંખ્યા આંગળીના વેઢાવે પણ આવી શકવી મુશ્કેલ છે-તેમાં જેઓનું સ્થાન અતિશય ગૌરવપૂર્વક જળવાઈ રહ્યું છે-તે પૂજ્ય સમર્થ વિદ્વાન પંન્યાસજી મહારાજશ્રીનાં શુભ અભિધાનથી સહુ કોઇ પરિચિત છે. 'કલ્યાણ'ના આ અંક માટે અમારી માગણીનો જવાબ તેઓશ્રીએ આ લેખદ્વારા અમને વાળ્યો છે, તે માટે અમો તેઓશ્રીની અમારા પરની અમીદૃષ્ટિને કેમ વિસરી શકીએ !

પ્રાચીન શિલ્પકળાની શાસ્ત્રીય વિગતો રજૂ કરવાદ્વારા વર્તમાન કાળમાં તેમાં જે સ્ખલનાઓ ચાલી રહી છે, તેને અંગે આ વિસ્તૃત લેખમાં તેઓશ્રીએ જે સુંદરપ્રકાશ પાડ્યો છે, તે તેના અભ્યાસી વિચારકવર્ગને અવશ્ય માર્ગદર્શક બનશે-સં૦

**પુરાતન અને વર્તમાન પરિસ્થિતિ:**

શિલ્પવિદ્યા અથવા સ્થાપત્ય કલા સંસારની મહત્ત્વપૂર્ણ કલાઓમાં એક વિશિષ્ટ સ્થાન ભોગવે છે. આબૂનાં જૈન પ્રાસાદો જેવા શિલ્પકામોનું જેમણે અવલોકન કર્યું છે તેઓને માટે એ વિષયમાં પ્રમાણ આપવાની ભાગ્યે જ આવશ્યકતા રહે છે. શિલ્પવિદ્યા એ પદ્ધતિબદ્ધ એક વ્યવસ્થિત કલા છે. આ વિદ્યાના નિરૂપણમાં સેંકડો ગ્રન્થો અને લાખો શ્લોકો લખાઈ ગયા છે જે પૈકીના આજે પણ સંખ્યાબન્ધ ગ્રન્થો અને હજારો શ્લોકો વિદ્યમાન છે, છતાં આ વિદ્યા ભારતવર્ષમાં મુસલમાનોના આગમન પૂર્વે જેટલી ઉન્નત અને વિકસિત હતી તેના શતાંશે

પણ આજે વિદ્યમાન નથી. અપરાજિતસંહિતા, જયસંહિતા, મયમત, કાશ્યપશિલ્પ, ક્ષીરાર્ણવ આદિ અનેક પ્રાચીન મૌલિક ગ્રન્થો આજે મળી આવે છે ખરા, છતાં બધાય અપૂર્ણ અને ખંડિતદશામાં, અને તેય શુદ્ધ નહિ. કેટલાક એ વિષયના પ્રકરણ-ગ્રન્થો પૂર્ણ મળે છે; જેવા કે-પ્રાસાદમંડન, રૂપમંડન, વાસ્તુ-મંજરી, વાસ્તુસાર આદિ, છતા તેમાંય અશુદ્ધિઓનો તો પાર નથી જ. આ પરિસ્થિતિમાં આ વિદ્યા કયાં સુધી પોતાનું અસ્તિત્વ ટકાવી શકશે એ કહેવું કઠિન થઇ પડે છે. આ કલાનો સૌથી અધિક હ્રાસ છેલ્લી ચાર શતાબ્દિઓમાં થયો, એ સમયમાં નથી કોઇ એ વિષયનો પ્રસિદ્ધ ગ્રન્થકાર થયો કે નથી કોઇ એવું સ્થાપત્ય કર્મ થયું કે જે ઉદાહરણરૂપ ગણી શકાય. આગ્રાનો તાજમહાલ એ સમય દરમિયાન બનેલ ખરો, પણ એ કાર્યમાં મુખ્ય હાથ વિદેશી કારીગરોનો હતો અને એ કાર્ય ગમે તેવું સૂક્ષ્મ કે સુન્દર હોય છતા એ ભારતના શિલ્પશાસ્ત્રાનુસારી નથી.

## शिल्पकार जाति:

શિલ્પકાર્યનો-ખાસ કરીને પ્રાસાદશિલ્પકાર્યનો જેનો વંશ-પરમ્પરાનો ધંધો છે એ સોમપુરા નામની એક શિલ્પજાતિએ આ 'પ્રાસાદશિલ્પ'ને કેટલેક અંશે જીવિત રાખ્યું છે એ સ્પષ્ટપણે સ્વીકારવું જોઇએ

સોમપુરા શિલ્પિની સંખ્યા સેંકડોથી ગણી શકાય એટલી હશે અને તેમાં યે સારા શિલ્પી-મિસ્તરી ગણી શકાય એવા મનુષ્યો તો આંગળીએ ગણી શકાય એટલા જ નિકળશે. અને આજે ગુજરાત, મારવાડ કે દક્ષિણ-ઉત્તરમાં જ્યાં જ્યાં સારા શિખરબદ્ધ દેવપ્રાસાદો બન્યાં કે બને છે ત્યાં મિસ્તરી તરીકે પ્રાય: એ સોમપુરા શિલ્પિયો જ કામ કરનારા હોય છે. આટલું પ્રાસ્તાવિક વિવેચન કર્યા પછી હવે આપણે મૂળ વિષય ઉપર આવીએ.

## आधुनिक शिल्पकाममां भूलो:

આજના શિલ્પિયોના શિલ્પકામમાં ચાલતી કેટલી ભૂલો બતાવવી અને કેટલી નહિ એનો વિભાગ પાડવો મુશ્કેલ છે.

આજના શિલ્પકામમાં પેસેલી ભૂલોનો પાર નથી, શિલ્પશાસ્ત્રના વિધાન સાથે આજકાલ થતા કામનો મુકાબલો કરવા બેસીએ તો કાંકરામાંથી ઘઉં શોધવા જેવું બને છે. પ્રાસાદ વગેરેના અંગ-ઉપાંગોમાં જે કાંઇ રૂપકો કે ખોદકામ થાય છે તે ઘણે અંશે અશાસ્ત્રીય હોય છે.

દાખલા તરીકે-પહેલાંની જેમ આજે પણ શિલ્પિયો પ્રાસાદનાં દ્વારો ત્રિશાખ, પંચશાખ કે સપ્તશાખ બનાવે છે ખરા, પણ તે પ્રત્યેક શાખામાં કેવા પ્રકારનું ખોદકામ કરવું કે રૂપકો બનાવવાં તે લગભગ ભૂલાઇ ગયું છે અને શિલ્પને યોગ્ય લાગે તેવું ગમે તે અશાસ્ત્રીય રૂપક ખોદી કાઢે છે.

લગભગ દરેક દેવના પ્રાસાદોની દિશા પરત્વે જુદા જુદા પ્રતીહારો (દ્વારપાલો) હોય છે અને તેમના આયુધો પણ જુદાં જુદાં હોય છે, છતાં આજના શિલ્પિયોમાં આજે એ વિષયનું જ્ઞાન ઘણું જ મર્યાદિત છે, જેથી ગમે તે દિશામાં ગમે તે પ્રતીહારનું રૂપક ખોદી કાઢે છે. એ જ રીતે મંડપોમાં થતા વિતાનોનું કામ આજના શિલ્પિયો સાવ ભૂલી ગયા છે, અને મંડપોના વૃત્તની ઊંચાઇમાં પડતા ભાગો અને તેના રૂપકોનું જ્ઞાન પણ આજના શિલ્પિયોમાંથી લગભગ અદૃશ્ય થયું છે. પણ આ બધી ભૂલો અને એવા જ પ્રકારની બીજી ભૂલો થવામાં શિલ્પિયોની બેદરકારી ઉપરાન્ત કેટલેક અંશે આધુનિક મહર્ઘતા પણ કારણરૂપ નિવડી છે.

આજથી ત્રણ સો વર્ષ ઉપર જ્યારે એક દેવકુલિકા (દેહરી) રૂપિયા ૪૫ થી ૫૫ સુધીમાં તૈયાર થતી ત્યારે આજે તે જ માપની તેવી દેહરી તૈયાર થતાં લગભગ રૂા. ૫૦૦ થી ૪૦૦૦ રૂપિયાનો ખર્ચ આવે છે. આ વધેલ ખર્ચના પરિણામે સુન્દર ખોદકામ ન કરાવતાં સાદામાં સાદું કામ કરાવવાની લોકરુચિ ઉત્પન્ન થઇ અને તેમ થતાં ઝીણું અને શાસ્ત્રાનુસારી ખોદકામ કરવાની આવડત શિલ્પિયોમાંથી અદૃશ્ય થતી ગઇ.

અમે અહીં જે ભૂલો બતાવવા માંગીયે છીયે તે આવી સૂક્ષ્મ

કામમાં ચાલતી ભૂલો નહિ પણ સાદામાં સાદા કામમાં પેસી ગયેલી ભૂલો પૈકીની ત્રણ ભૂલો છે—

૧ જગતીની વ્યાખ્યા, ૨ મૂર્તિની દૃષ્ટિનું સ્થાન અને ૩ શિખરની રેખા.

## ૧ જગતી.

જગતીના વિષયમાં શિલ્પશાસ્ત્રમાં નીચે પ્રમાણે વિધાન છે.

" प्रासादानामधिष्ठानं, जगती सा निगद्यते ।
यथा सिंहासनं राज्ञः, प्रासादस्य तथैव च ॥ १ ॥ "

અર્થઃ—'પ્રાસાદોનું અધિષ્ઠાન તે જગતી કહેવાય છે. જેમ રાજાનું અધિષ્ઠાન સિંહાસન હોય છે તેમ પ્રાસાદનું અધિષ્ઠાન જગતી હોય છે.' જગતી, અધિષ્ઠાન, ભૂમિ એ બધા પર્યાયાર્થક નામો છે. ઠક્કુર ફેરુ, વાસ્તુસારમાં જગતીનો પર્યાય 'ક્ષેત્રમર્યાદા' લખે છે કે જેનો અર્થ 'પ્રાસાદની મર્યાદિત ભૂમિ' એવો થાય છે. શિલ્પરત્નાકરના સંગ્રાહકે જગતીની ઉક્ત વ્યાખ્યાનું ખંડન કર્યું છે અને પ્રાસાદનું અધિષ્ઠાન એટલે જગતી, અને જગતી એટલે પ્રાસાદનો ઓટલો આવી વ્યાખ્યા કરી છે, પણ જો તેમને જગતી અને અધિષ્ઠાન એ શબ્દોનો અર્થ જાણવામાં હોત તો આ ખંડનનું દુઃસાહસ કદાપિ કરત નહિ, કેમકે જગતીનો શબ્દાર્થ જ 'ભૂમિ' એવો થાય છે ત્યારે તેનું ખંડન કેવું? અમરકોશનો નીચેનો શ્લોક જુઓ—

" विपुला गह्वरी धात्री, गौरिला कुंमिनी क्षमा ।
भूतधात्री रत्नगर्भा, जगती सागराम्बरा ॥ १ ॥ "
(અમરકોશ, કાણ્ડ ૨, ભૂમિવર્ગ)

ઉપરના શ્લોકમાં પૃથિવીનાં જુદા જુદા નામો બતાવ્યાં છે જેમાં 'જગતી' નામ પણ છે.

વળી 'प्रासादानामधिष्ठानं' આમાં આવેલ અધિષ્ઠાન શબ્દનો

અર્થ પણ વિચારણીય છે. સામાન્ય રીતે અધિષ્ઠાનનો શબ્દાર્થ, રાખવાની જગા અથવા આધાર આવો કરવામાં આવે છે. પણ શિલ્પશાસ્ત્રમાં અધિષ્ઠાન શબ્દને પણ જગતીની માફક ભૂમિનો પર્યાય માનેલો છે. જુઓ કાશ્યપશિલ્પના નીચેના શ્લોકો—

" अथ वक्ष्ये विशेषेण, अधिष्ठानविधिं शृणु ।
धरातलमधिष्ठानमाधारं धरणी तथा ॥ १ ॥
भुवनं पृथिवी भूमिः, पर्यायवचनादिभिः । "

( કાશ્યપશિલ્પ, પૃષ્ઠ ૧૬ )

અર્થ:—'હવે વિશેષ પ્રકારે પર્યાયવચનાદિદ્વારા અધિષ્ઠાન-વિધિ કહીશ તે સાંભળ ! ધરાતલ, અધિષ્ઠાન, આધાર, ધરણી, ભુવન, પૃથિવી તથા ભૂમિ એ બધાં પર્યાયવચનો ( એકાર્થક નામો ) છે.'

આ ઉપરથી શું એ સિદ્ધ નથી થતું કે જગતી, અધિષ્ઠાન, ભૂમિ ઇત્યાદિ એકાર્થક નામો છે અને એટલા જ માટે ઠક્કુર ફેરુએ જગતીનો અર્થ ક્ષેત્રમર્યાદા કર્યો છે એ સાવ સાચો છે અને આનું ખંડન કરનારાઓ લૌકિક કોશના જ નહિ પણ શિલ્પશાસ્ત્રના પણ અજાણ હોય એમ જણાય છે.

અપરાજિતસંહિતાના ૧૧૫ મા સૂત્રમાં ઉપર્યુક્ત પ્રાસાદ-મંડનના શ્લોકને મળતો જ નીચેનો શ્લોક જોવાય છે—

" यथा सिंहासनं राज्ञः, शोभते मणिदीप्तिभिः ।
तथा प्रासादजगत्यां, पीठं(ठ)कर्मोपशोभितं(मते) ॥ ३३ ॥

અર્થ:—'જેમ રાજાનું સિંહાસન મણિઓના પ્રકાશવડે શોભે છે તેમ પ્રાસાદની જગતીમાં પીઠકર્મ શોભે છે.'

ઉપરના બન્ને શ્લોકોનું તાત્પર્ય લગભગ એક છે, પણ પ્રથમ શ્લોકના " प्रासादानामधिष्ठानं " એ શબ્દો કેટલેક અંશે ભ્રમજનક છે. શિલ્પશાસ્ત્રમાં પ્રાસાદ શબ્દ મૂળ મંદિર કે જે પાંચ સાત હાથનું કે ન્યૂનાધિક પ્રમાણનું હોય છે તેના અર્થમાં

પ્રસિદ્ધ છે અને એ પ્રસિદ્ધિને વશ થઈને જ કેટલાક આજના શિલ્પિયો ઉપર મુજબ 'જગતી'નો અર્થ પ્રાસાદનો ઓટલો કરવાની ભૂલ કરે છે, વ્યાખ્યા કરવામાં જ ભૂલ કરે છે એમ નહિ પણ વ્યાખ્યા પ્રમાણે ભૂલભરેલું કામ પણ કરે છે, એટલે કે મૂળ પ્રાસાદ અને તેની આગળના ગૂઢમંડપ તથા ત્રિક–ચોકિયા સુધી ઓટલો ચણીને દેહરાંઓ બાંધી દે છે. સોયણી, પાનસર તથા સેરીસાંના દહેરાં એ જ પ્રમાણે બાંધવામાં આવ્યાં છે, ભમતીની જમીન પાછળના ભાગે બાંધવામાં આવ્યાં છે, ભમતીની જમીન કે પાછળના ભાગે બંધાયેલ દેહરાંઓ નીચેની જમીનને મૂળ દેહરાંની જગતીની સાથે કશો સંબંધ રાખ્યો નથી. પણ આ પ્રમાણે કરવું અથવા માનવું એ શિલ્પશાસ્ત્રાનુસારી નથી. શિલ્પશાસ્ત્રમાં મૂળપ્રાસાદ અને તેના મંડપો નીચેના ઓટલાને જ જગતી નથી માની પણ મૂળપ્રાસાદ, આગળના મંડપો, ચારે તરફની ખુલ્લી ભમતી અને ભમતીમાં જો દેહરિયો હોય તો તેની નીચેની જમીન; એ બધી જમીનનો આખો પ્લાન 'જગતી' નામથી ઓળખાવ્યો છે.

એ જગતીને પ્રાસાદને અનુસારે અમુક પરિમાણમાં ઊંચી લેવાનું, લાંબી પહોળી કરવાનું અને તેને ફરતો ચારે બાજુ કોટ કાઢવાનું પણ વિધાન છે, અને જો એ જગતી સામાન્ય પ્રાસાદની હોય તો ગર્ભગૃહને સંમુખ એક દ્વાર અને પ્રાસાદ જો વૈરાજ્યાદિ વર્ગનો ચતુર્મુખ હોય તો જગતીમાં ચારે દિશામાં ચાર દ્વારો અને પ્રત્યેક દ્વાર ઉપર ચોકીમંડપ કરવાનું પણ વિધાન છે.

जगतीने फरतो कोट होवो जोइए:

પ્રાસાદમંડનમાં એ સંબંધમાં નીચે પ્રમાણેનો ઉલ્લેખ છે—

" प्राकारै मंडिता कार्या, चतुर्भिर्द्वारमण्डपैः ।
मकरैर्जलनिष्कासैः, सोपानतोरणादिभिः ॥ १ ॥"

અર્થ:—' કોટમાં ચાર દ્વારો, ચાર દ્વારમંડપો, મકર મુખાકાર પ્રણાલો, સોપાનો ( પગથિયાઓ ) અને તોરણોવડે

જગતીને શોભાયમાન કરવી.' ઉપરના શ્લોકને કેટલાક આધુનિક ગુજરાતી શિલ્પિયો જગતીને બદલે મંડપના અર્થમાં લગાડે છે એ તેમનું અજ્ઞાન સૂચવે છે; કારણ કે મંડપો ચાર દ્વારવાળા હોતા નથી પણ એક દ્વારવાળા, ત્રણ દ્વારવાળા કે ખુલ્લા હોય છે, કોઇપણ દેહરામાં કોઇપણ મંડપને ચાર દ્વાર હોતાં નથી. વળી એ શ્લોક જગતીના અધિકારમાં આવેલ છે. શિલ્પના આકરગ્રન્થ *અપરાજિતપૃચ્છામાં પણ એને મળતા અનેક શ્લોકો જગતીના અધિકારમાં મળે છે પણ મંડપોના વર્ણનમાં ક્યાંઇ પણ ચાર દ્વારના મંડપનું વર્ણન આવતું નથી. આ શ્લોક જગતીના જ નિરૂપણમાં લખાએલ છે એ વાતને અપરાજિતપૃચ્છામાં નીચે લખેલ વચનોથી પણ સમર્થન મળે છે—

" चतुर्द्वारसमायुक्ता, मण्डपैश्चतुरोत्तमा "

( અપરાજિતપૃચ્છા, પૃ. ૯૨ )

અર્થ:—'જગતીને ચાર દ્વારયુક્ત કરવી અને ચાર મંડપોથી ઉત્તમ બનાવવી.'

" दिग्‌दिग्‌द्वारसमायुक्ता, मण्डपैश्चतुरोत्तमा ॥ १७ ॥ "

( અપરાજિતપૃચ્છા, પૃ. ૯૨ )

અર્થ:—'જગતી દરેક દિશામાં દ્વારયુક્ત કરવી અને ચાર મંડપોવડે ઉત્તમ બનાવવી.'

" जलनिष्कासमकर-मुखाश्च विवृताननाः ।
उत्तानपादोन्नता चैव, हस्ते हस्ते चतुर्यवा ॥ ३२ ॥ "

( પત્ર ૯૨. )

અર્થ:—'જગતીના અન્તભાગોમાં ખુલ્લા મુખવાળા મગરનાં મ્હોડાં પાણી નીકળવા માટે કરવાં અને જગતી શિશા પગની જેમ ( છેડાઓથી મધ્ય ભાગની તરફ ) ઉન્નત ( ઊંચી ) કરવી એ ઊંચાઇ હાથ દીઠ અર્ધ આંગળની કરવી.' એ જ સમ્બન્ધમાં વાસ્તુમંજરીમાં નીચે પ્રમાણે લેખ છે—

" सृष्ट्या कर्णेषु दिक्पालैः, प्राकारद्वारमण्डपैः ।
सोपानैस्तोरणैर्युक्ता, चतुर्दिक्षु प्रणालकैः ॥ ४१ ॥ "

( વાસ્તુમંજરી સ્તંભક ૧ )

અર્થ:—' સૃષ્ટિક્રમથી ખૂણાઓમાં દિક્પાલોવડે, કોટના દ્વારભાગોમાં મંડપોવડે, સોપાનમાર્ગો( પગથિયાઓ )વડે, તોરણોવડે અને ચારે દિશામાં પ્રણાલોવડે જગતીને યુક્ત કરવી. '

આ બધા પ્રમાણોથી નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે જગતીને ફરતો પ્રાકાર ( કોટ ) હોવો જોઇએ, જગતીની ચારે તરફ પાણી જવા માટે મુખ હોવાં જોઇએ, જગતી જો ચતુર્મુખ પ્રાસાદની હોય તો તેની ચારે દિશાઓમાં દ્વારો અને તેમની ઉપર ચોકી મંડપો તેમજ ઉપર ચઢવા માટે ચારે દિશામાં સોપાનમાર્ગો ( પગથિયાઓ ) હોવા જોઇએ.

આજના કેટલાક શિલ્પિયોની વ્યાખ્યા પ્રમાણે જગતીનો અર્થ પ્રાસાદ નીચેના ઓટલા પૂરતો જ હોય અને તેને કોટ કે કિલ્લાની જરૂરત ન હોય તો ઉપરના પ્રમાણોમાં જણાવેલ ચાર દ્વારો અને ચાર દ્વારમંડપોનું વિધાન નિરર્થક ઠરે છે, કેમકે દ્વાર તો ભીંત હોય ત્યાં જ બની શકે, ખુલ્લી જગતીને ફરતાં દ્વારો અને દ્વારમંડપો હોઇ શકે નહિ અને દ્વારો બતાવ્યા છે. માટે જગતીને ફરતી ભીંત અથવા કોટ અવશ્ય કરવો જોઇએ. એમ શાસ્ત્રથી સિદ્ધ થાય છે. અપરાજિતપૃચ્છામાં તો જગતીની ભીંતોના ચાર દ્વારોના પ્રતીહારો પણ જણાવ્યા છે જે નીચેના શ્લોકોથી જણાશે:—

" आदिमूर्तिपदन्यासात् प्रतीहारा वामदक्षिणे ।
वामे चैव भवेन्नन्दी महाकालश्च दक्षिणे ॥ ३४ ॥

याम्यद्वारे भवेद् भृंगी, हेरम्बश्चैव दक्षिणे ।
पश्चिमे दुर्मुखो वामे, पाण्डुरोवा(रोमा)ऽथ दक्षिणे ॥३५॥

" सौम्यां चैव सितो वामे, असितश्चैव दक्षिणे ।
मूलगर्भे भित्तिगर्भे, सीमान्ते द्वारविस्तरः ॥ ३६ ॥ "
( અપરાજિત પૃચ્છા સૂત્ર–૧૧૫ )

અર્થ:—' મૂળનાયક મૂર્તિ જે પદમાં સ્થિત હોય એ પદની સંમુખ ભીંતમાં આપેલ પૂર્વદ્વારના વામ અને દક્ષિણ ભાગથી પ્રતીહારીનો ક્રમ ગણવો, વામભાગમાં નન્દી અને જમણા ભાગમાં મહાકાલ નામે પ્રતીહાર કરવા.

જગતીના દક્ષિણ દ્વારના ભૃંગી અને જમણાભાગે હેરંબ-નામક પ્રતીહાર કરવો. જગતીના પશ્ચિમ દ્વારે વામભાગે દુર્મુખ અને જમણા ભાગે પાંડુરોમા પ્રતીહાર રાખવા. જગતીના ઉત્તર દ્વારે વામભાગમાં સિત અને દક્ષિણભાગમાં અસિતનામક પ્રતીહારો કરવા, મૂળના ગર્ભે, ભિત્તિના ગર્ભે અને સીમાના ગર્ભે દ્વારનો વિસ્તાર કરવો. ( અપરાજિતપૃચ્છાના ૧૧૫ મા સૂત્રમાં ) ઉપરના વર્ણનથી દીવા જેવું સ્પષ્ટ થઈ જાય છે કે જગતીમાં ભીંતો હોય, તેમાં ચાર દ્વારો હોય અને તે દ્વારોની ડાબી જમણી બાજુમાં જુદા જુદા પ્રતીહારો પણ હોય.

चार द्वारो चतुर्मुख प्रासादने ज होय :

અહીં એક શંકાને અવકાશ છે, તે એ છે કે–' જ્યારે શાસ્ત્રમાં જગતીને ચાર દ્વારો હોવાનું ઠેકાણે ઠેકાણે પ્રતિપાદન છે તો પછી આવા પ્રકારની જગતીવાળા પ્રાસાદો આજે કેમ જોવામાં આવતા નથી ? આબુ જેવાં તીર્થોમાં પણ દહેરાસરોની જગતીને કોટ તો હોય છે પણ ત્યાં દ્વાર તો એક જ જોવાય છે. જે મુખ્ય પ્રવેશ દ્વાર હોય, જમણી, ડાબી કે પાછલી બાજુ દ્વારો કેમ જોવામાં નથી આવતાં ? ' શંકા ખરી છે પણ એને અહીં સ્થાન નથી, અમો પ્રથમથી જ કહી ચૂકયા છીએ કે જગતીના ચાર દ્વારોનો નિર્દેશ વૈરાજ્યાદિ વર્ગનાં ચતુર્મુખ પ્રાસાદોની જગતીને ઉદ્દેશીને છે, જે દહેરાં એક મુખવાળાં હોય તેની જગતીને પણ એક જ દ્વાર હોઈ શકે, આબુનાં કે એ જ પ્રકા-

રનાં બીજાં દરેક દહેરાં જે એક દ્વારવાળાં છે તેની જગતી પણ એક જ દ્વારવાળી છે પણ જે પ્રાસાદ ચતુર્મુખ છે તેની જગતીની ભીંતો પણ ચતુર્મુખ જ છે.

ઉદાહરણ રૂપે રાણકપુર (મારવાડ)નું દેહરું અને લુણાવા—(મારવાડ)નું દહેરું ગણાવી શકાય.

**जगतीनी फालनाओ पण कोटना बहारना भागमां होय छेः**

જગતી ચાર કોણ, બાર કોણ, વીસ કોણ, અઠ્ઠાવીસ કોણ અને છત્રીસ કોણવાળી બનાવવાનું વિધાન બતાવેલ છે તે મૂળ-પ્રાસાદ અને આગળના એક બે મંડપોના ઓટલાને અનુલક્ષીને નહિ પણ દહેરાના કંપાઉંડમાં પડતા આખા પ્લોટને અનુલક્ષીને છે જેમાં મૂળપ્રાસાદ, એના તમામ મંડપો, એની ભમતીની ખુલ્લી જમીન અને ફરતી દહેરીઓની ચોકિયો તથા ગભારાઓનો પણ સમાવેશ થઇ જાય છે. આના ઉદાહરણરૂપે સેવાડી(મારવાડ)નું શ્રી મહાવીરસ્વામીજીનું પ્રાચીન દેહરું બતાવી શકાય તેની જગતી બાર કોણ છે અને દેહરીઓના પૃષ્ઠભાગમાં તે ખુલ્લી દેખાય છે.

**जगतीमां भमती अवश्य होवी जोईए :**

વળી શિલ્પશાસ્ત્રમાં જગતીના જઘન્યા, મધ્યમા અને ઉત્કૃષ્ટા એમ ત્રણ ભેદો બતાવેલ છે અને જઘન્યા જગતીમાં એક ભમતી, મધ્યમામાં બે ભમતીઓ અને ઉત્કૃષ્ટામાં ત્રણ ભમતીઓ રાખવાનું વિધાન કર્યું છે. તે માટે જુઓ નીચેનો અપરાજિત-પૃચ્છાનો શ્લોકઃ—

" भ्रमणी कन्यसे चैका, मध्यमे भ्रमणीद्वयम् ।
ज्येष्ठे त्रयभ्रमण्यश्च, सांगोपांगैकसंख्यया ॥ ९ ॥ "

(અપરાજિતપૃચ્છા, સૂત્ર-૧૧૫)

અર્થ:—'કનિષ્ઠ પ્રાસાદની જગતીમાં એક ભ્રમણી (ભમતી-પરિક્રમા-ફરવાની ખુલ્લી જગા) મધ્યમ પ્રાસાદની જગતીમાં

બે ભ્રમણી અને ઉત્કૃષ્ટમાનના પ્રાસાદની જગતીમાં ત્રણ ભ્રમણી-માર્ગો રાખવા.'

જગતીનો અર્થ પ્રાસાદનો ઓટલો માનનાર શિલ્પી આ ઉપરથી જોઈ શકશે કે તેમનો માનેલો જગતીનો અર્થ વાસ્તવિક નથી પણ ભૂલભરેલો છે. પ્રત્યેક પ્રાસાદની જગતીમાં ઓછામાં ઓછી એક ભમતી (ફરણી) હોવી જ જોઈએ એમ ઉપરનો શાસ્ત્રલેખ કહે છે. જ્યારે જગતીને ઓટલો માનનારે પાનસર, સેરિસા વગેરેમાં મૂલપ્રાસાદ અને આગળના ગૂઢમંડપ તથા ત્રિક ચોકિયા સુધી ઓટલાઓ બનાવીને બાકીનો ભૂમિભાગ પડતો મૂકી દીધો છે, અને પોતાનું શિલ્પજ્ઞાન બતાવવા તે ઓટલાને દલવિભક્તિથી શોભાવ્યો છે. પણ એ શિલ્પીમહાશયને કોઈ પૂછે કે, 'કાલે દેહરાને ફરતો કોટ(દીવાલ) ચણવામાં આવે તો તમો જમીન ઉપરથી જ દીવાલ ચણશો અને ભમતીની જગા છે તેટલી જ નીચી રાખશો કે તમારી માનેલી ઓટલા-જગતીની ઊંચાઈ જેટલી ભ્રમણીની જમીન ઊંચી લેશો ?' હું ધારું છું કે જમીન ઊંચી લેવાની જ તમો પણ સલાહ આપશો અને આવી પરિસ્થિતિમાં તમારો ચણગારેલો ઓટલો દબાશે કે નહિ ?, ભોયણી, પાનસર અને સેરિસા વગેરેના મંદિરોને ફરતી ધર્મ-શાળાઓ હોવાથી કદાચ આજે ફરતો કોટ કાઢવાની જરૂરત ન સમજાઈ હોય પણ છેવટે તો કોઈ કાળે દહેરાની હદબંધી કરવી જ પડશે અને જ્યારે આ દહેરાઓની હદબંધી થશે ત્યારે બે ચાર ફુટના હથ્થાથી નહિ ચાલે પણ શાસ્ત્રોક્ત માન પ્રમાણે કોટ ઉંચો લેવો પડશે અને તે વખતે વચલી ભમતીની જમીન પ્રાયઃ તમારા ઓટલા જેટલી લગભગ ઊંચી લેવી પડશે અને આ રીતે તમારી આ ઓટલા-જગતી અને એની દલરચના ક્યાંઈ જુદી રહેશે નહિ. ધારો કે કાલે સંઘનો વિચાર પાનસરના મૂળ દહેરાને ફરતી ૫૧ દેહરીઓ બંધાવી તેને બાવન જિનાલય બનાવવાનો થયો તો તે વખતે તમારી ઓટલા-જગતીથી માંડીને દેહરીઓના પૃષ્ઠભાગ સુધીની તમામ જમીન ઊંચી લઈને જગતી એક કરવી

પડશે કે નહિં અને તેમ થતાં તમારી એટલા જગતીના થરવાલા બરબાદ થશે કે નહિ ?

**उपाधिभेदे जगतीना छ भेदो :**

અપરાજિતપૃચ્છાના ૧૧૫ મા સૂત્રમાં તો ઉપાધિભેદથી જગતીના જુદા જુદા ભાગોનું જુદા જુદા નામોથી પણ નિરૂપણ કર્યું છે, જે નીચેના લેખથી સમજાશેઃ—

" दिग् दिग्द्वारसमायुक्ता, सहस्रायतनोत्तमा ।
प्रासादस्यानुमानेन, बहुदेवकुला तथा ॥ १८ ॥
प्रकारः कथ्यतेदानीं, षड्विधं च सलक्षणम् ।
कर्णजा भ्रमजा चैव, भद्रजा गर्भजा तथा ।
मध्यजा पार्श्वजा चैव, भेदाः षड् भवन्ति च ॥ १९ ॥
कर्णेषु कर्णजा ख्याता, भ्रमिजा च परिभ्रमे ।
भद्रजा भद्रसम्भूता, गर्भजा गर्भमानतः ॥ २० ॥
परिभ्रममध्यांगेषु, मध्यजा सा निगद्यते ।
तस्यैव च चतुःपार्श्वे, पार्श्वजा साऽभिधीयते ॥ २१ ॥"

(અપરાજિતપૃચ્છા સૂત્ર ૧૧૫)

અર્થઃ—' જગતી પ્રત્યેક દિશામાં દ્વારે કરીને યુક્ત કરવી અને પ્રાસાદના અનુમાનથી હજારો દેવમન્દિરોવડે અથવા ઘણા દેવમંદિરોથી ઉત્તમ બનાવવી. હવે જગતીના લક્ષણ સહિત છ પ્રકારો કહેવાય છે—૧ કર્ણજા, ૨. ભ્રમજા, ૩. ભદ્રજા, ૪. ગર્ભજા, ૫. મધ્યજા અને ૬. પાર્શ્વજા. એ પ્રમાણે જગતીના છ ભેદો થાય છે. કોણવિભાગમાંની જગતી કર્ણજા, પરિભ્રમણમાર્ગની ભ્રમજા, ભદ્રોની અંદરની ભદ્રજા, ગભારાની અંદરની ગર્ભજા અને તેની ચારે પાસની પાર્શ્વજા કહેવાય છે. આમ સ્થાનપરત્વે એક જ જગતી જુદા જુદા નામોથી ઓળખાય છે.

जैन प्रासादनी एक जगतीनो नमूनो :

હવે અમે અપરાજિતપૃચ્છામાંથી જૈનપ્રાસાદની એક જગતીનું વર્ણન ઉદ્ધૃત કરીને જગતીના વિષયને પૂરો કરીશું.

" चतुर्विंशतिविस्तारं, चत्वारिंशन्मुखायतम् ।
द्वौ द्वौ भागौ त्यजेत्कर्णे पुरतो(ऽपरा)ऽग्रोभय(भयत)स्तदा ॥१॥"

अपरस्य ऋजु(स्यर्जु)सूत्रेण, प्रासादं चन्द्रकलांशकैः(दश्वशरांशकः)।
शुकनासं भवेद् भागं मंडपं( पः ) पद् [ च ] विस्तरे ॥ २ ॥

मद्रं तु भागनिष्कास-मुभयोर्वामदक्षिणे ।
तस्याग्रे चतुष्किका च द्विभागायामविस्तरे ॥ ३ ॥

द्विपर्णं( क्षणं ) त्रिपूण,(क्षण)माख्यातं चतुष्किका चतुरोत्तमाः ।
अष्टभागमायामं च पृथुत्वमष्टमेव च ॥ ४ ॥

अष्टांशयुक्तोत्तमाख्यं मण्डपं नृत्यकोत्तमम् ।
द्विभागं(गा) क्षणचतुष्की (च) द्वौ भागे (द्विभागा) पट्टशालिका ॥५॥

शाला भागद्वयं कुर्यात् अष्टोभयसंज्ञकाः ।
सप्तसप्तोभयपक्षे द्वाविंशतिजि(र्जि)नालयाः ॥ ६ ॥

त्रिकोभये द्वौ प्रोक्तौ चतुर्विंशति(तिः) संख्यया ।
चतुर्भागं पृथुनिष्कासं अग्रे शात् ( स्याच ) बलाणकम् ॥ ७ ॥

श्रिया शान्तिकरा नित्यं पुरमध्ये सुखावहा ।
जिनेन्द्रस्य (जिनस्य) भुवनाख्याता नाम्ना सा तु श्रीकर्तिका ॥८॥"

**અર્થ**:—' જગતીના વિસ્તારના ૨૪ અને દ્વારની દિશાએ લંબાઇના ૪૦ ભાગ કરવા, તેમાંથી પાછળ આગળ અને ડાબી જમણી તરફ કોણમાં બે બે ભાગ કાઢી નાખવાં ( એટલે ભદ્રના ભાગમાં લંબાઇ પહોળાઇના ૪૦ અને ૨૪ ભાગ થશે અને કોણવિભાગમાં અનુક્રમે ૩૬ અને ૨૦ ભાગે લંબાઇ પહોળાઇ રહેશે ) પ્રાસાદની પછવાડે ભદ્રભાગે બે બે ભાગના ૩ ક્ષણો

મૂકીને પછી સીધા સૂત્રે પાંચ ભાગનો પ્રાસાદ, ૧ ભાગનો શુકનાસ (શુકનાસ નીચેનો કપિલા મંડપ) અને ૬ ભાગનો ગૂઢમંડપ વિસ્તૃત કરવો. ૧ : ૨.

ગૂઢમંડપને ડાબી જમણી બન્ને બાજુ એક એક ભાગે નિકલતા ભદ્રો કરવા અને તેની બહાર બે બે ભાગની સમચોરસ ચોકિયો કરવી. ૩.

ગૂઢમંડપની બાજુની પ્રત્યેક ચોકીની આગળ ભીંતપર્યન્ત કોણ વિભાગે બે બે ક્ષણો (અંતરાઓ–ભ્રમતીની જગા) અને ભદ્ર વિભાગે ત્રણ ત્રણ ક્ષણો છોડવા. (આ પ્રમાણે વિસ્તારમાં ભદ્રના નિકાલનો ૧ ભાગ, ચોકીના ૨ ભાગ, ત્રણ ક્ષણના ૬ ભાગ, એકંદર ૧+૨+૬=૯ ભાગ ડાબી તરફના અને નવ ભાગ જમણી બાજુના મલી ૧૮ ભાગો થશે અને ગૂઢમંડપના ૬ ભાગ મળી કુલ ૨૪ ભાગ વિસ્તારના ભદ્રવિભાગે જગતીમાં થશે) તે પછી (ગૂઢમંડપસંમુખ) ચાર ચોકિયો બે બે ભાગની કરવી (નવ ચોકિયોના મધ્યપદની ૩ અને તેની અને નૃત્યમંડપની વચ્ચે ૧) આમ નવ ચોકી અને તેની આગળની ચોકી એ બધાની લંબાઇ પહોળાઇ ૮–૮ ભાગની કરવી. ૪.

તે પછી આઠ ભાગમાં ઉત્તમ નૃત્યમંડપ–રંગમંડપ કરવો અને તેની આગળ દ્વારની તરફ ૨.ભાગનો ૧ ક્ષણ (અવકાશ સ્થાન)ની ચોકી છોડી તેની આગળ ૨ ભાગની પડશાલ કરવી. ૫.

પડશાલ પછી છેલ્લી દ્વાર પાસેની શાળ ૨ ભાગની કરવી અને તેની બન્ને બાજુની ૪–૪ મલી–૮ દેવકુલિકાઓ કરવી અને ૭–૭ (રંગમંડપના) ડાબા જમણાભાગમાં કરવી એટલે ૪+૪+૭+૭=૨૨ દેવકુલિકાવાળું દેવાલય બનશે. ૬.

આમાં જ જો ત્રિકચોકીની બન્ને બાજુએ એક એક મલી ૨ દહેરિયો કરવામાં આવે તો એ જ જગતીમાં ૨૪ જિનાલય પણ થઇ શકે છે. આ જગતી પર બનેલ પ્રાસાદ આગળ દ્વાર ઉપર ૪ ભાગના વિસ્તારવાળું અને ૪ ભાગ બહારનિકળેલું બલાનક કરવું. ૭.

લક્ષ્મી અને શાન્તિને કરનારી નગરમાં સુખકારી જિનેન્દ્રપ્રાસાદની પ્રસિદ્ધ 'શ્રીકર્ણી' નામની જગતી આ પ્રકારની હોય છે. ૮.

આમ આ જગતીના લંબાઇના ત્રણ ક્ષેત્રોના ૬, મૂલપ્રાસાદના ૫, કોળીનો ૧, ગંડપના ૬, નવચોકીના ૬, આગળની ચોકીના ૨, રંગમંડપના ૮, શ્રણની ચોકીના ૨, પડસાલના ૨, અને દ્વાર પાસેની દહેરિયો વચ્ચેની શાળના ૨, કુલ ૬+૫+૧+૬૨+૬+૮+૨+૨+૨=૪૦ ભાગ એની લંબાઇ થાય છે.

આ અપરાજિતસંહિતામાં કરેલ જગતીનું વર્ણન વાંચ્યા પછી જગતીના સંબંધમાં વધારે લખવાની ભાગ્યે જ જરૂર રહે છે. જગતીની 'પ્રાસાદનો ઓટલો' આવી વ્યાખ્યા કરનાર શિલ્પિયો જોઇ શકશે કે જગતી એ પ્રાસાદની નીચેનો ઓટલો માત્ર નહિ પણ પ્રાસાદ, એની આગળના તમામ મંડપો, આજુ બાજુની ખુલ્લી ભમતી અને દેહરિયો એ સમગ્ર નીચેની ભૂમિનું નામ જગતી છે, અને એથી જ ઠક્કુર ફેરુએ વાસ્તુસારમાં જગતીનો પર્યાય 'ક્ષેત્રમર્યાદા' જે લખ્યો છે તે બિલ્કુલ સાચો છે.

निष्कर्ष :

(૧) 'જગતીનો' અર્થ દહેરાસરની નીચેની ભૂમિ–જમીન એવો છે, કાશ્યપશિલ્પાદિ શિલ્પશાસ્ત્રોમાં એવો અર્થ સ્પષ્ટપણે જણાવ્યો છે, આમાં મૂલપ્રાસાદ, આગળના મંડપો, આસપાસ અને પાછલની ભમતી અને તે ઉપરાન્ત જો દહેરાસર મોટું હોય અને દેહરિયો હોય તો તે નીચેની જમીન પણ મૂલ જગતીમાં ગણાય છે. સારાંશ કે, મૂલગભારાથી માંડી ચારે તરફના કોટને નીચેની જમીન સુધી જગતીની મર્યાદા ગણેલી છે. તે ઊંચી કેટલી લેવી અને તેમાં શી રચના કરવી એ બીજી વસ્તુ છે. ઊંચાઇમાં તો તે શાસ્ત્રોક્ત પરિમાણ મુજબ હોવી જ જોઇએ અને બાકીની રચના બાર કોણ, વીસ કોણ આદિ અને પરસાલાઓની દલવિભક્તિ આદિ બનાવનારની વ્યયશક્તિ ઉપર આધાર રાખે છે.

( ૨ ) જગતીને અંતે ફરતો કોટ હોવો જ જોઈએ અને જો મૂલ દેહરું ચોમુખ હોય તો જગતીના કોટમાં ચારે દિશામાં ૪ તથા દેહરું એક મુખ હોય તો જગતીને પણ એક દ્વાર હોવું જોઈએ અને પ્રત્યેક દ્વાર ઉપર ચોકી મંડપો, અને બહારથી અંદર જવા માટે પગથિયાં કરવાં જોઈએ.

( ૩ ) મારવાડ, મેવાડમાં જગતીને ફરતા કોટવાલાં હજારો દેહરાં છે, છતાં જેઓ જગતીનો અર્થ 'પ્રાસાદનો ઓટલો' કરે છે તથા જગતીને કોટ ન હોવાનું માને છે અને તે પ્રમાણે જમીનના અમુક ભાગમાં જ ઓટલો ચણીને બાકીની દેહરાસરની જમીનને જગતી ન માની એમજ છોડી દે છે; જેમ પાનસર, શેરીસા આદિના દહેરાસરોમા કર્યું છે, તેઓ "જગતી" શબ્દનો અર્થ સમજ્યા નથી.

## ૨ દ્વારદૃષ્ટિસ્થાન :

શિલ્પશાસ્ત્રમા 'દ્વારદૃષ્ટિસ્થાન' એ એક મહત્ત્વનો વિષય ગણાય છે. અપરાજિતપૃચ્છામા 'દ્વારદષ્ટિ' નિર્ણયમાં એક આખો અધ્યાય લખેલો છે અને તેમા તત્કાલપ્રસિદ્ધ ઘણાખરા દેવોની દષ્ટિના દ્વારસ્થાનો બતાવેલ છે, એટલે કે કયા દેવની મૂર્તિ દ્વારના કયા ભાગે દષ્ટિ આવે તેમ બેસાડવી એ બધું સમજાવ્યું છે.

વાસ્તુસાર, પ્રાસાદમંડન, વાસ્તુમંજરી વગેરે બીજા શિલ્પગ્રન્થોમા પણ અમુક દેવની મૂર્તિની દષ્ટિ દ્વારના કયા ભાગે રાખવી એ બતાવ્યું છે, પણ એ વિધાનમાં પુરાતન શિલ્પિઓમાં કેટલાક મતભેદ હશે એમ પ્રાચીન ઉલ્લેખો ઉપરથી જણાય છે. વાસ્તુસારમાં ઠક્કુરફેરુ, દ્વારના ૧૦ ભાગ કરીને સાતમાના સાતમા ભાગમાં જૈન મૂર્તિની દષ્ટિ રાખવાનું વિધાન કરે છે અને બીજા કેટલાક દેવોની દષ્ટિના સ્થાનો પણ ૧૦ ભાગના હિસાબે જ બતાવે છે જે નીચેની ગાથાઓથી જણાશે—

" दसभागकयदुवारे, उदुंबरउत्तरंगमज्झेण ।
पढमंसि सिवदिट्ठी, बीए सिवसत्ति जाणेह ॥ ४० ॥

सयणासणसुर तइए, लच्छीनारायणं चउत्थे अ ।
वाराहं पंचमए, छट्ठंसे लेवचित्तस्स ॥ ४१ ॥

सासणसुरसत्तमए, सत्तमसत्तंसि वीयरागस्स ।
चंडियमइरव अडंमे, नवमिंदा चमरछत्तधरा ॥ ४२ ॥

दसमे भाए सुन्नं, जक्खा गंधव्वरक्खसा जेण ।
हिट्ठाउ कमि ठविजइ, सयलसुराणं च दिट्ठीअ ॥ ४३ ॥

અર્થ:—' ઉંબરો અને ઉત્તરંગની વચ્ચેના દ્વારના ૧૦ ભાગ કરીને નીચેના પહેલા ભાગમાં શિવની અને બીજા ભાગમાં શિવશક્તિ( અર્ધનારીશ્વર )ની દૃષ્ટિ રાખવી ૪૦

ત્રીજા ભાગમાં શેષશાયી વિષ્ણુની, ચોથા ભાગમાં લક્ષ્મીનારાયણની અને છઠ્ઠા ભાગમાં લેપથી બનાવેલ ચિત્રમૂર્તિની દૃષ્ટિ રાખવી. ૪૧

જૈનશાસનના ભક્ત દેવોની સાતમાભાગ, વીતરાગ ( જિન )ની સાતમાના સાતમા ભાગમાં, ચંડિકા તથા ભૈરવની આઠમામાં અને ઇન્દ્રો ચમરધરો છત્રધરોની દૃષ્ટિ નવમા ભાગમાં મેળવવી. ૪૨

દશમો ભાગ ખાલી રાખવો અથવા યક્ષો ગંધર્વો અને રાક્ષસ જાતિના દેવોની મૂર્તિની દૃષ્ટિ દશમા ભાગમાં રાખવી. આ પ્રમાણે સર્વ દેવોની દૃષ્ટિનાં સ્થાનો અનુક્રમે નીચેથી ઉપરની તરફ ગણીને મેળવવાં. ૪૩

દૃષ્ટિસ્થાન પરત્વે મતભેદનો નિર્દેશ :

ઉપર પ્રમાણે દૃષ્ટિસ્થાનોનું નિરૂપણ કરીને ઠક્કુર ફેરુ આગળ નીચે પ્રમાણે લખે છે—

' भागद्ध भणंतेगे, सचमसत्तंसि वीयरागस्स ।
गिह देवालि पुणेवं, कीरइ जह होइ वुड्ढिकरं ॥ ४४ ॥

**અર્થ:**—' કેટલાકો દ્વારના આઠ ભાગ કરીને સાતમાના સાતમા અંશમાં વીતરાગ દેવની દૃષ્ટિ રાખવાનું કહે છે; પણ આ પ્રમાણે ઘર દેહરાસરમાં કરવું કે જેથી વૃદ્ધિકારી થાય. ' ૪૪

ફેરુના આ લેખથી એ તો સ્પષ્ટ છે કે દ્વારના ભાગ કરવા સંબન્ધી માન્યતા તેમના ધ્યાન બહાર ન હતી, પણ તે પોતે એ મતના હતા કે ' દ્વારના આઠ ભાગ કરવાનું વિધાન પ્રાસાદને નહિ પણ ગૃહ દેવાલયને અનુલક્ષીને કરાયેલ છે. '

ધૂલેવા ઋષભદેવ ( કેશરિયાજી ) અને આવાં જ અનેક પ્રાચીન દેહરાઓમાં દૃષ્ટિસ્થાનો જોતાં ફેરુનું કથન સત્ય હોય તેમ જણાય છે, કેમકે આ પ્રાચીન દેહરાસરોમાં સેંકડો વર્ષો પૂર્વે સ્થાપિત થયેલ મૂર્તિઓનું દૃષ્ટિસ્થાન સાતમા અષ્ટમાંશને બદલે દ્વારના સાતમા દશમાંમાંશ જ જોવાય છે.

વળી દિગંબર આચાર્ય વસુનન્દિ પોતાના પ્રતિષ્ઠાસારમાં દ્વારના નવ ભાગો કરી તેના સાતમાના સાતમા નવમાંશમાં દૃષ્ટિ મૂકવાનું નીચેના શ્લોકમાં વિધાન કરે છે—

" विभज्य नवधा द्वारं, तत्षड् भागानधस्त्यजेत् ।
ऊर्ध्वं द्वौ सप्तमं तद्वद्, विभज्य स्थापयेद् दृशम् ॥ "

**અર્થ:**—' દ્વારના ૯ ભાગ કરી તેની નીચેના ૬ ભાગ અને ઉપરના ૨ ભાગ છોડી દેવા અને સાતમાના ફરી ૯ ભાગ કરી તેના ૭ મા નવમાંશમાં દૃષ્ટિ સ્થાપન કરવી. '

ઠક્કુર ફેરુનો દશ ભાગનો અને વસુનન્દિનો નવ ભાગનો દૃષ્ટિસ્થાપન સંબન્ધી સિદ્ધાન્ત કયા મૌલિક ગ્રંથને અનુસરીને બાંધવામાં આવ્યો હશે એ કહેવું મુશ્કેલ છે, કેમકે અગાએ

જોએલ શિલ્પગ્રન્થોમાં એ પ્રમાણે વિધાન જોવામાં આવતું નથી, છતાં એ બંને વિદ્વાનોના ઉલ્લેખો નિરાધાર છે એ કહેવું અલ્પજ્ઞતાનું સૂચક છે, એ સિવાય બીજી પણ અનેક શિલ્પકર્મ સંબંધી વાસ્તુસારની વાતો પ્રચલિત શિલ્પગ્રંથોમાં મળતી નથી છતાં તેનું બૃહત્સંહિતા જેવા પ્રાચીન ગ્રન્થો સમર્થન કરે છે. તેવી જ રીતે દ્દષ્ટિસ્થાન-સંબન્ધી ઉક્ત ગ્રંથકારોની માન્યતાને પણ અવશ્ય કોઈ પ્રાચીન ગ્રન્થનો આધાર તો હોવો જ જોઇએ.

ठक्कुर फेरुए सूचवेल मतभेदनो आधारः

ઠક્કુર ફેરુ " भागट्ठमणंतेगे " એ શબ્દોથી જે માન્યતાનો નિર્દેશ કરે છે, તે માન્યતા અપરાજિતસંહિતાકારની છે અપરાજિતના 'દ્દષ્ટિદ્વારનિર્ણય' નામક ૧૩૭ મા સૂત્રમાંના આ વિષયના કેટલાક શ્લોકો નીચે પ્રમાણે છે—

" द्वारोच्छ्रयं तु यन्मध्ये, वसुभागविभाजितम् ।
शुभाऽशुभदृष्टिस्थानं, हिताऽहितफलप्रदम् ॥ २ ॥
पदमेकैकोद्गताख्यमष्टधा च पुनः कृतम् ।
चतुःषष्ठ्योच्छ्रितं कार्यं, तदुम्बरात् शाखान्तकम् ॥ ३ ॥
विषमस्थानेषु सर्वेषु, देवतादृष्टियोजिता ।
द्वात्रिंशद् दृष्टिस्थानानि, विलोमानि द्वात्रिंशतिः ॥ ४ ॥
शुभेषु प्रतिष्ठिता शुभं, विलोमेष्वशुभोद्गमः ।
दृष्टिदोषविपाकेन, स्थाननाशो धनक्षयः ॥ ५ ॥ "

અર્થ:—' ઉંબરા અને ઉત્તરંગ વચ્ચેના દ્વારની લંબાઈના આઠ ભાગ કરવા અને તેમાં હિત-અહિત ફલ આપનાર શુભ અશુભ દ્દષ્ટિ સ્થાનો નિશ્ચિત કરવાં ૨.

લંબાઈ( ઊંચાઇ )માં કરેલા ૮ ભાગો પૈકી એક એકના ફરી ૮-૮ ભાગ કરવા એટલે ઉંબરાથી ઉત્તરંગ-શાખા સુધીના દ્વારની ઊંચાઇના ૬૪ ભાગો થશે. ૩.

આ ૬૪ ભાગોમાંના તમામ વિષમ ( પહેલું, ત્રીજું આદિ ) સ્થાનોમાં ભિન્ન ભિન્ન દેવોની દૃષ્ટિ જોડવી, આમ ૩૨ ભાગો દૃષ્ટિસ્થાનો બને છે અને ૩૨ ભાગો તેથી વિપરીત શૂન્ય રહે છે. ૪.

શુભ સ્થાનોમાં સ્થાપેલી દૃષ્ટિ શુભ કરનારી અને અશુભ ( સમ-બીજા, ચોથા, છઠ્ઠા આદિ ) સ્થાનોમાં સ્થાપેલી દૃષ્ટિ અશુભકારિણી થાય છે, આ દૃષ્ટિવિપર્યાસના દોષ-વિપાકથી સ્થાનનાશ અને ધનનો ક્ષય થાય છે. ૫.

ઉપર પ્રમાણે દ્વારના ૬૪ ભાગ કરવાનું અને તેના વિષમ ૩૨ સ્થાનોમાં દૃષ્ટિવિન્યાસનું વિધાન કરવાનું જણાવી ગ્રન્થકારે આગળ કયા સ્થાનમાં કયા દેવની દૃષ્ટિ રાખવી એ વિસ્તારથી લખ્યું છે. આપણે એ બધું અત્ર આપવાની જરૂર નથી. એ બાબતમાં આજના શિલ્પકર્મિયો ભૂલ કરે છે તેનું જ અહીં દિગ્દર્શન કરાવવું અભિપ્રેત છે.

અપરાજિતસંહિતાકાર ૫૩ મા ભાગ સુધીમાં દૃષ્ટિસ્થાનો દેખાડીને લખે છે—

" ब्रह्मा विष्णुश्च सूर्यश्च, वीतरागोद्भवः क्रमात् ।
ऊर्ध्वार्चादृष्टिसंस्थानं, पञ्चपञ्चाशतितमे ॥ १९ ॥"

અર્થ:—'બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય અને વીતરાગ ( જિન ) આ દેવોનું દૃષ્ટિસ્થાન અનુક્રમે પંચાવનમાં સ્થાનમાં રાખવું.' ૧૯.

ઉપરના શ્લોકમાં જિનમૂર્તિની દૃષ્ટિ દ્વારના ઉપર તરફના પંચાવનમા સ્થાનમાં રાખવાનો સ્પષ્ટ નિર્દેશ છે અને આધુનિક ગુજરાતી શિલ્પકર્મિયો પણ એ જ પ્રમાણે એ શ્લોકનો અર્થ કરે છે, પણ તેમની એ અર્થ સમજવામાં એક મોટી ભૂલ થઈ જાય છે, જે તેમના ખ્યાલમાં આવતી નથી, એટલું જ નહિ પણ પોતાની એ ભૂલને જ ખરો સિદ્ધાન્ત માનીને જેઓ એ પ્રમાણે નથી કરતા-કરાવતા તેમની ટીકા કરે છે, એ વાત શિલ્પ-રત્નાકર નામના સંગ્રહ ગ્રન્થકારે લખેલ નીચેનું વિવરણ વાંચવાથી

"હાલમાં કેટલાક જૈન મુનિઓ પ્રભુની દષ્ટિ વિષે ખરું રહસ્ય નહિ સમજતાં ઊલટો અર્થ કરીને સંપૂર્ણ સાતમા ભાગે દષ્ટિ માનતા નથી, અને સાતમા ભાગના મધ્યમાં એટલે ૬॥ સાડાછ ભાગમાં દષ્ટિ રાખવા વિધિ કરનારાઓને જણાવે છે. ખરી રીતે જોતાં એ તેમની ભૂલ થાય છે; કારણ કે 'દ્વારની ઊંચાઈમાં ૮ આઠ ભાગ કરી ઉપરનો ૧ એક ભાગ તજવો અને નીચેના ૭ સાતમા ભાગમાં આઠ ભાગ કરી આઠમો ઉપરનો ૧ એક ભાગ તજી ૭ સાતમા ભાગમાં પ્રભુની દષ્ટિ રાખવી, એવો શ્લોકનો અર્થ છે' તેમ છતાં તેનો અર્થ એવો કરે છે કે ૭ સાતમા ભાગની અંદર વચ્ચે દષ્ટિ રાખવી, પરંતુ તેમનું આ માનવું તદ્દન અસંભવિત છે; કેમકે તેમ કરવાથી ઉપરનો આઠમો ૧ એક ભાગ તજવાનું કહેલું છે તેના બદલે ૧॥ દોઢ ભાગ તજાય છે અને ૭ સાતમા ભાગમાં દષ્ટિ ન આપતાં ૬॥ સાડા છ ભાગે છે માટે આમ માનવું અયોગ્ય છે. ધારો કે આપણે કોઈની પાસે ૭ સાત રૂપીઆ માંગીએ છીએ તો સાત પૂરા લઈશું; પરન્તુ ૬॥ સાડા છ કે ૬॥। પોણા સાત લઈશું નહિ, તેવી રીતે પ્રભુની દષ્ટિ સાતમા ભાગે કહી છે છતાં પોણા સાત ભાગે કે સાડા છ ભાગે રાખવી, આપણી ભૂલ ગણાય. તેવી ભૂલો ન થવા પામે તે માટે બાજુના નકશામાં સ્પષ્ટ ચીતરી બતાવેલું છે. તે પ્રમાણે દષ્ટિ રાખવી." (શિલ્પરત્નાકર પૃ. ૧૬૪.)

લખનારનો આશય એ છે કે દષ્ટિ સાતમા ભાગમાં નહિ પણ સાતમાની ઉપર અને આઠમાની નીચે બેના સંધિભાગમાં દષ્ટિસ્થાન કાયમ કરવું જોઈએ, એમણે આપેલ દષ્ટિસ્થાનના નકશા ઉપરથી પણ એ જ વસ્તુ સિદ્ધ થાય છે કે દષ્ટિ સાતમા ભાગની અંદર નહિ પણ તે પૂરો થાય ત્યાં દષ્ટિસૂત્ર રાખવું જોઈએ.

**સપ્તમી વિભક્તિનો અર્થ સમજતા નથી :**

શિલ્પરત્નાકરના સંગ્રાહકની અને એમના જેવા જ ભ્રાન્ત અન્ય ગુજરાતી શિલ્પિયોની આ માન્યતા તેમના વ્યાકરણ-વિષયક

અજ્ઞાનને આભારી છે. તેઓ શ્લોકનો અર્થ તો સાચો કરે છે કે 'સાતમાના સાતમા ભાગમાં દૃષ્ટિ રાખવી' પણ વર્તનમાં એઓ ખોટા સ્થાનમાં દૃષ્ટિ મૂકવાની હિમાયત કરે છે, શિલ્પિયો અને જૈન મુનિયો બંને દૃષ્ટિસ્થાન તો સાતમાના સાતમા અષ્ટમાંશમાં રાખવાનું જ કહે છે ત્યારે બે વચ્ચે કોઇ જાતનો મતભેદ રહેવો જ ન જોઇએ પણ એ મતભેદ ગુજરાતી સોમપુરાઓ ઉભો કરે છે અને તેમની ખોટી સલાહના ભોગ થઇ પડેલા કોઇ કોઇ સાધુઓ અને વિધિકારો પણ તે પ્રમાણે માને છે,' ત્યારે કહેવું પડે છે કે તેઓ બોલે છે ન્યાયે પણ ચાલે છે અન્યાયે. કારણ કે 'સપ્તમે' અથવા 'સાતમામાં' આ શબ્દો ઉપરથી 'સાતમાને અન્તે' અથવા 'પૂરા સાતે' એવો અર્થ નિકળતો નથી પણ 'સાતમામાં' અથવા 'સાતમાની અંદર' એવો જ અર્થ થાય છે. શિલ્પિયો 'સપ્તમે' આ સંસ્કૃત સપ્તમ્યન્ત શબ્દનો અર્થ તો કદાચ ન જાણતા હોય પણ 'સાતમામાં' અહીં 'સાતમા' એ શબ્દને અન્તે આવેલ 'માં' એ ગુજરાતી વિભક્તિનો અર્થ પણ નહિ જાણતા હોય? આ પ્રમાણે 'સાતમામાં' એ ગુજરાતી વિભક્ત્યન્ત શબ્દનો ખરો અર્થ છોડીને પ્રથમાવિભક્ત્યન્ત શબ્દના અર્થને મળતો 'સાતમો ભાગ પૂરો' એવો અર્થ કરે છે? વાસ્તવમાં 'સાતમામાં' આનો અર્થ 'સાતમો ભાગ પૂરો' એવો નહિ પણ 'સાતમા ભાગની અંદર' એવો થાય છે. કેમ કે ગુજરાતી ભાષામાં સાતમી વિભક્તિમાં વપરાતો 'માં' એ પ્રત્યય 'મધ્યે' શબ્દનું જ સંક્ષિપ્તરૂપ છે, સંસ્કૃત ભાષાના 'મધ્યે' શબ્દનું પ્રાકૃતમાં 'મજ્ઝે' અને અપભ્રંશમાં 'મજ્ઝિ' એ રૂપ થઇ કાલાન્તરે પ્રાચીન ગુજરાતીમાં 'માજ્ઝિ', 'માંહિ' ઇત્યાદિક આકારો બદલતું છેવટે આધુનિક ગુજરાતીમાં 'માં' આવું સંક્ષિપ્ત રૂપ બની ગયું છે, છતાં આજે પણ એનો અર્થ 'મધ્યે'ના અર્થને મળતો જ થાય છે; બીજો નહિ, અને બીજો અર્થ થઇ શકે પણ નહિ.

કોઇ એમ કહે કે 'રામદત્ત, મકાનના સાતમાં ખંડમાં રહે

છે' તો આનો અર્થ શું આમ થશે કે "'રામદત્ત મકાનના સાતમા ખંડની ઉપર રહે છે? અથવા સાતમો ખંડ પૂરો થાય ત્યાં રહે છે?' હરગિઝ નહિં, આનો ખરો અર્થ એ જ થશે કે 'રામદત્ત મકાનના સાતમા ખંડની અંદર રહે છે.' પછી ભલે તે સાતમા ખંડના આંગણુામાં રહેતો હોય, શાળમાં રહેતો હોય કે ઓરડામાં રહેતો હોય.

એ જ રીતે સંસ્કૃતમાં "गृहे प्रविशति देवदत्तः" આવા પ્રકારનાં વાકયમાં 'દેવદત્ત ઘરમાં પ્રવેશ કરે છે' આટલો જ અર્થ થશે પણ 'ઘરની ઉપર પ્રવેશ કરે છે, અથવા આખા ઘરમાં પ્રવેશ કરે છે', આવો અર્થ કરીને કોઇ પણ માણુસ પોતાની મૂર્ખતાનું પ્રદર્શન નહિ કરે, જેમ શિલ્પિયો 'सप्तमसप्तमे'ને અર્થ કરીને કરે છે.

### उपर अधिक छोडवामां वांधो छे तो नीचे केम नहिं?

શિલ્પી મહાશયની એ દલીલ કે 'સાતમાનો આઠમો એક જ ઉપર તજવો કહ્યો છે, માટે સાતમા, આઠમા વચ્ચે જ દષ્ટિ-સ્થાન રાખવું જોઇએ, સાતમાની અંદર મધ્યભાગે રાખવાથી ઉપર દોઢ તજાઇ જાય છે અને દષ્ટિ સાતમા ભાગે ન આવતાં સાડા છ ભાગે આવે છે.' કેવી વાહિયાત યુક્તિ છે?, ભલા ઉપર આઠમો ભાગ તજવાનો લેખ છે તેમ નીચેના છ ભાગો તજવાનો લેખ પણ ખરો કે નહિં?, જો હા, તો પછી સાતમાની સમાપ્તિમાં દષ્ટિસ્થાન નિશ્ચિત કરતાં નીચે છ ભાગ તજાશે કે સાત?, ઉપર પા અડધો ભાગ અધિક તજવામાં તમને વાંધો છે અને નીચે આખો ભાગ વધારે તજાય તેનું કંઇ નહિં? શિલ્પી મહાશય!, જરા હૃદયમાં ઊંડો વિચાર કરો, તમારા સિદ્ધાન્ત પ્રમાણે દષ્ટિ સાતમા આઠમા ભાગની વચ્ચે આવે છે જે વાસ્તવમાં દષ્ટિસ્થાન નથી પણ સમ-વિષમ સ્થાનોનો સંધિભાગ છે, દષ્ટિસ્થાન કોઇ પણ વિષમસ્થાનમાં જ હોવું જોઇએ તેની બહાર નહિં, પણ તમારી માન્યતા અને તમારા નકશામાં ચીતર્યા પ્રમાણે દષ્ટિસ્થાન

કોઈ પણ રીતે વિષમસ્થાનમાં આવતું નથી, પણ તેની બહાર ઉપરની સંધિમાં આવે છે, અને તેથી દૃષ્ટિ સાતમાના સાતમા ભાગમાં રહેવાને બદલે અડધી સાતમાં રહે છે અને અડધી ઉપરના આઠમા ભાગમાં કે જે ભાગ ૬૪ ભાગોના હિસાબે ૫૬ મો છે, અને સમસ્થાન હોવાથી અશુભ ફલકારી છે.

'સાતમાની મધ્યમા દૃષ્ટિ રાખવાથી તે સાડા છ ભાગે જ આવે છે, આ યુક્તિ પણ અજ્ઞાનપૂર્ણ છે, સાડા છ, સવા છ કે પોણા સાત એ બધા ભાગો છે તો સાતમાંના જ અવયવો ? તો પછી ત્યાં દૃષ્ટિ મૂકવામાં વાંધો શો છે ?, કેમ કે આખો સાતમો ભાગ શુભદૃષ્ટિસ્થાન છે, પછી ભલે પહેલો અષ્ટમાંશ હોય, ત્રીજો હોય, પાંચમો હોય કે સાતમો હોય, બધા અંશો શુભદૃષ્ટિસ્થાનો છે.

अघटमान युक्ति :

'સાત રૂપીયા માંગતા હોઈએ તો પૂરા સાત લઈયે, ઓછાં નહિ.' આ યુક્તિ પણ અજ્ઞાનિયોના મુખે શોભે તેવી છે, દૃષ્ટિ પૂરા સાત ભાગ માંગતી નથી પણ છ ભાગ પૂરા થયા પછી સાતમા ભાગમાં યોગ્ય આય ઉત્પન્ન થાય તે ભાગ માંગે છે. દૃષ્ટિસ્થાનમાં મૂકવાના યોગ્ય આય; ધ્વજ, સિંહ અને વૃષભ એ ત્રણ માન્યા છે, જે પૈકીનો એક પણ આય તમારી માન્યતા પ્રમાણે દૃષ્ટિસ્થાન રાખવાથી આવતો નથી, જુઓ પ્રાસાદમંડન તથા વાસ્તુમંજરીનો દૃષ્ટિસ્થાન સંબન્ધી નીચેનો શ્લોક—

" आयभागैर्भजेद् द्वार-मष्टममूर्ध्वतस्त्यजेत् ।
सप्तमसप्तमे दृष्टि-र्वृषे सिंहे ध्वजे शुभा ॥ ५ ॥ "

( પ્રાસાદમંડન ૪. )

અર્થઃ—'દ્વારના ૮ ભાગ કરવા અને તેમાંનો ૮ મો ભાગ ઉપર છોડી દેવો, નીચેના સાતમા ભાગના ફરી ૮ ભાગ કરવા અને તેનો પણ ઉપરનો આઠમો ભાગ છોડી સાતમા અષ્ટમાંશમાં વૃષભ, સિંહ અથવા ધ્વજ આયમાં દૃષ્ટિ રાખવી તે શુભ છે'

એ જ શ્લોક વાસ્તુમંજરીમાં છે પણ વસ્તુ એક જ હોવાથી જુદો આપ્યો નથી.

વાચકગણ જોશે કે 'અપરાજિતપૃચ્છા' 'પ્રાસાદભવન' અને 'વાસ્તુમંજરી' આદિ બધા ગ્રન્થોનો એક જ મત છે કે દષ્ટિસ્થાન સાતમાનો સાતમો ભાગ છે, અને ઘણાખરા ગ્રન્થો તો સાથે સાથે એ પણ જણાવે છે કે 'સાતમાના સાતમા ભાગમાં જ્યાં વૃષભ, સિંહ કે ધ્વજ આય મળતો હોય ત્યાં દષ્ટિ રાખવી' હવે આધુનિક ગુજરાતી શિલ્પિયોના ભ્રાન્તમત પ્રમાણે સાતમાનો સાતમો ભાગ પૂરો થાય ત્યાં જો દષ્ટિ રાખવાની હોત તો આ ગ્રન્થકારો ઉપર જણાવેલ ત્રણ આયો જોવાનું કેમ લખત ? સાતમાનો આઠમો ભાગ છોડીને નીચે દષ્ટિસ્થાન રાખવાથી કદાચ ગજ આય મળી જાય, પણ શ્લોકમાં બતાવેલ ત્રણ આયો ત્યાં કોઈ રીતે મળી શકતા નથી. જો સાતમાના સાતમા ભાગના ફરીથી ૮ ભાગ કરીને તેના ૧લા, ૩જા, ૫મા ભાગે દષ્ટિ રાખવામાં આવે તો જ આ ત્રણ આયો પૈકીનો કોઈ પણ એક આય મળી શકે છે, અને એ પ્રમાણે ત્યારે જ થઇ શકે જ્યારે દષ્ટિ સાતમા ભાગની અંદર રાખવામાં આવે.

સાતમાના નીચેના પ્રથમ અષ્ટમાંશમાં ધ્વજાય, ત્રીજા અષ્ટમાંશમાં સિંહાય અને પાંચમા અષ્ટમાશમાં વૃષાય હોય છે, આજના શિલ્પિયોની માન્યતાનુસાર સાતમાનો સાતમો ભાગ પૂરો કરીને જો દષ્ટિ રાખવામાં આવે તો આ ત્રણ પૈકીનો એક પણ આય આવી શકતો નથી. આ ઉપરથી જ સિદ્ધ થાય છે કે આધુનિક ગુજરાતી શિલ્પિયોની દષ્ટિ વિષયક માન્યતા ખરી નથી, પણ ભ્રાન્ત છે.

સાતમાનો અર્થ 'પૂરા સાત કરનાર શિલ્પિને પૂછીયે કે તમે દ્વારદષ્ટિસ્થાનમાં આય જુઓ છો કે નહિ ?'

જો જોતા હો તો તમને તમારી માન્યતા પ્રમાણે દષ્ટિસ્થાન નિશ્ચિત કરવામાં વૃષ, સિંહ અથવા ધ્વજ એ ત્રણ પૈકીનો કોઈ પણ આય મળે છે ?

**सप्तमीनो विपरीत अर्थ करतां बीजी आपत्तियो :**

વળી 'સપ્તમે' અને 'સાતમામાં' આદિ શબ્દોનો 'પૂરા સાત' આવો અર્થ કરવામાં બીજી પણ અનેક આપત્તિઓ આવે છે જુઓ નીચેના તમારા સંગ્રહના શ્લોકો અને તેવો તમારો અર્થ—

" यज्ञादयश्च प्रथमे विभागे, द्वितीयभागेऽखिलदेवताश्च ।
ब्रह्मा च विष्णुश्च जिनस्तृतीये, चतुर्थभागादधिके हरस्य ॥ "

(શિલ્પરત્નાકર, પૃ. ૧૫૪)

**અર્થ**—(તમારો જ લખેલો) 'પ્રથમ વિભાગમાં યજ્ઞાદિ, બીજા વિભાગમાં સર્વ દેવતાઓ (દેવિયો), ત્રીજા વિભાગમાં બ્રહ્મા, વિષ્ણુ અને જિનદેવતાઓનું સિંહાસન કરવું તથા ચોથા ભાગથી અધિક પાંચમા વિભાગમાં અર્થાત્ ગભારાના મધ્યભાગે શિવનું સ્થાન કરવું. ૧૩૪.'

આ શ્લોકના અર્થમાં તમોએ જે જે દેવોનું સિંહાસન કરવાનું લખ્યું છે. તે બધે સ્થાને 'વિભાગ' શબ્દ સંસ્કૃતમાં 'સપ્તમાન્ત' છે અને તેનો અર્થ પણ તમોએ સપ્તમ્યન્તના રૂપમાં જ કર્યો છે ત્યારે પ્રશ્ન ઊભો થાય છે કે દૃષ્ટિને અંગે લખાયેલ 'सप्तमे' અથવા 'સાતમામાં' નો અર્થ 'પૂરા સાત' કરો છો તેમ અહીં પણ 'પ્રથમ વિભાગમાં' ઇત્યાદિનો 'પહેલો પૂરો' કરો છો? અને પ્રથમ વિભાગ પૂરો થાય ત્યાં સિંહાસન કરો છો? કે પ્રથમ વિભાગની અન્દર? હું ધારું છું કે અહીં તમે તમારો 'પૂરા રુપિયા લેવાનો સિદ્ધાન્ત' પાળતા નહિં જ હો.

વળી તમારા સંગ્રહનો નીચેનો શ્લોક અને તેનો અર્થ જુઓ-

" आद्ये क्रमे गवाक्षं च, द्वितीये मादमेव च ।
सिंहस्थानं तृतीये च, चतुर्थे सिंहमाथयेत् ॥ २७ ॥ "

(શિલ્પરત્નાકર, પૃ૦ ૧૭૭)

અર્થ:—( તમારો જ લખેલો )—' છજા ઉપરથી શિખરના પહેલા શૃંગના મથાળા સુધી ગવાક્ષ, બીજા શૃંગના મથાળા સુધી માઢરો, ત્રીજા શૃંગના મથાળા સુધી સિંહસ્થાન અને ચોથા શૃંગના મથાળા સુધી શુકનાશનો સિંહ કરવો. ૨૭.'

શ્લોકનો ઉપર્યુક્ત અર્થ શું તમોએ તમારા સિદ્ધાન્ત પ્રમાણે કર્યો છે ?, નહિં જ, તમારા સિદ્ધાન્ત મુજબ તો આ શ્લોકનો અર્થ નીચે પ્રમાણે થવો ઘટે—

' પહેલો ક્રમ પૂરો થાય ત્યાં ગવાક્ષ, બીજા ક્રમની સમાપ્તિમાં માઢરો. ત્રીજા ક્રમને અન્તે સિંહસ્થાન અને ચોથા ક્રમને મથાળે શુકનાશનો સિંહ કરવો. '

કેમ મિસ્તરીજી આ અર્થ ઠીક છે ? કારણ કે તમે પૂરો ભાગ લેવાના સિદ્ધાન્તને માનનારા છો માટે ' મથાળા સુધી ' નહિં પણ ' મથાળે ' આવો જ અર્થ થવો જોઇયે અને આમ થયે જ તમારો ' પૂરા રૂપિયા લેવાનો ' સિદ્ધાન્ત ટકી શકશે. ' મથાળા સુધી ' કહેવાથી તો મથાળા નીચેનો ભાગ પણ ભેગો આવી જાય છે, જે તમારા મત પ્રમાણે આવવો ન જોઇયે, કેમ કે દૃષ્ટિને અંગે તમે સાતમાનો સાતમો ભાગ પૂરો થાય ત્યાં દૃષ્ટિ રાખવાનો મત ધરાવો છો ત્યારે દેવોના સિંહાસન માટેના વિભાગોમાં અને ગવાક્ષ માઢરા, વગેરેને માટે ક્રમોમાં પણ પહેલો, બીજો, ત્રીજો વિભાગ કે પહેલો, બીજો ત્રીજો ક્રમ પૂર્ણ થાય ત્યાં અનુક્રમે સિંહાસનો અને ગવાક્ષાદિ કરવાની આપત્તિ આવે છે, જે તમને પણ માન્ય નહિં જ હોય.

આ બધા પ્રમાણો અને પુરાવાઓ ઉપરથી સમજી શકાશે કે દૃષ્ટિસ્થાનને અંગે ગુજરાતના આધુનિક સોમપુરા શિલ્પિયો જે મત ધરાવે છે તે ખરેખર ભૂલભરેલો અને ત્યાજ્ય છે.

**ભૂલનું કારણ :**

ગુજરાતી મિસ્તરિયોમાં આ ભૂલ કેવી રીતે પેસી ગઈ એનો

તેમને પોતાને તો કદાચ ખ્યાલ પણ નહિ હોય છતાં એનું કારણ અમારા ધ્યાન બહાર નથી.

પ્રાસાદોના અંગ ઉપાંગોની માપણીમાં એ શિલ્પિયો 'આટલા ભાગે અમુક કરવું, આટલા ભાગે અમુક કરવું' ઇત્યાદિ બોલ્યા કરે છે જે નીચેના શ્લોકો અને એનો અર્થ વાંચતાં જણાશે—

"प्रासादस्य दशांशेन, स्तंभानां पृथुविस्तरः ।
कार्यं एकादशांशेन, द्वादशांशेन वै तथा ॥ ५९ ॥
त्रयोदशांशमानेन, शकांशेन तथोच्यते ।
एतन्मानं यथोद्दिष्टं, स्तंभानां पृथुविस्तरः ॥ ६० ॥

( શિલ્પરત્નાકર, પૃષ્ઠ ૧૩૨ )

"સ્તંભોનો પૃથુ ( જાડાઇ )નો વિસ્તાર પ્રાસાદની પહોળાઇના પ્રમાણના દશમા ભાગે, અગિયારમા ભાગે, બારમા ભાગે, તેરમા ભાગે અથવા ચૌદમા ભાગે કરવો, સ્તંભોની જાડાઇનું આ પાંચ પ્રકારનું માન યથાશાસ્ત્ર કહેલું છે એટલે પાષાણની મજબૂતીના આધારે યોગ્ય માન લેવું "

ઉપરના અર્થમા આવેલો 'ભાગે' એ શબ્દ સપ્તમ્યન્ત જેવો લાગે છે, પણ વાસ્તવમાં એ તૃતીયા વિભક્તિના અર્થમાં વપરાયો છે. મૂળ સંસ્કૃતમાં બધેય ભાગવાચક 'અંશ' શબ્દ તૃતીયાન્ત છે અને એનો જ અર્થ 'ભાગે' એ શબ્દથી બતાવ્યો છે જેનો તાત્પર્યાર્થ 'ભાગ જેટલો' અથવા 'અંથવા ભાગ બરોબર' એવો થાય છે. અહીં 'ભાગે' એ શબ્દથી પૂરો ભાગ લેવાય છે, એ રીતે 'ભાગે' એ શબ્દ પ્રયોગના અભ્યાસથી દહિસ્થાન વિષે પણ 'ભાગ' શબ્દથી પૂરો ભાગ લેવાની ભ્રમણામાં શિલ્પિયો પડી ગયા લાગે છે, પણ તેમણે સમજવું જોઇયે કે અહીં પૂરો ભાગ લેવાનો છે તે તો તૃતીયા વિભક્તિના પ્રયોગથી જ સમજાય છે, પણ દહિસ્થાન વિષે પૂરો ભાગ લેવાનો નથી, કેમકે ત્યાં સપ્તમી વિભક્તિનો પ્રયોગ છે, તૃતીયાનો નથી.

निष्कर्ष :

દષ્ટિ સ્થાન સંબન્ધી આ લાંબી ચર્ચાનો નિષ્કર્ષ નીચે પ્રમાણે નિકળે છે—

૧. જિનમૂર્તિની દષ્ટિ દ્વારના કયા ભાગમાં પડે એટલી ઊંચી રહેવી જોઇયે એ વિષયમાં ઠક્કુર ફેરુ, જૈનાચાર્ય વસુનન્દી અને બીજા શિલ્પ ગ્રન્થકારો વચ્ચે મતભેદ હતો.

૨. આજકાલની પ્રવૃત્તિમાં દષ્ટિનું સ્થાન અપરાજિતપૃચ્છા, પ્રાસાદમણ્ડન, વાસ્તુમંજરી આદિ ગ્રન્થોના અનુસારે નિશ્ચિત કરવામાં આવે છે.

૩. ઉત્તરંગ અને ઉંબરા વચ્ચેની દ્વારની ઊંચાઇને ૬૪ ભાગે તેના ૫૫ મા ભાગમાં જિનમૂર્તિની દૃષ્ટિ રાખવી એવું અપરાજિતપૃચ્છાનું વિધાન છે.

૪. પ્રાસાદમણ્ડન, વાસ્તુમંજરી આદિ ગ્રન્થો દ્વારની ઊંચાઈના ૮ ભાગ કરી ઉપરનો આઠમો ભાગ છોડી નીચેના સાતમા ભાગના ૮ ભાગ કરી તેનો પણ ઉપરનો આઠમો ભાગ છોડી દેવાનું અને સાતમાના ફરી આઠ ભાગ કરી નીચેના પહેલા અષ્ટમાંશે ધ્વજઆયમાં, ત્રીજા અષ્ટમાંશે સિંહ આયમાં અથવા પાંચમા અષ્ટમાંશે વૃષભ આયમાં દષ્ટિ રાખવાનું વિધાન કહે છે.

૫. આજના ગુજરાતી શિલ્પિયો મોઢાથી તો સાતમાના સાતમા ભાગમાં દષ્ટિ રાખવાનું કહે છે, પણ કૃતિમાં તેનો સાતમો ભાગ પૂરો થાય ત્યાં દષ્ટિ રાખે છે અને તેમ કરવાની બીજાઓને સલાહ આપે છે.

૬. ગુજરાતી શિલ્પિયોની માન્યતા પ્રમાણે દષ્ટિસ્થાન રાખતાં પ્રાસાદમણ્ડન, વાસ્તુમંજરી પ્રમુખ ગ્રન્થોનું કથન ખોટું ઠરે છે, કેમકે આ બધા ગ્રન્થોમાં દષ્ટિસ્થાન વૃષ, સિંહ અથવા ધ્વજ આયમાં રાખવાનું કહ્યું છે જે સાતમા ભાગની અંદર દષ્ટિ રાખવાથી જ મળી શકે, પૂરા સાત ભાગે નહિ.

૭. સપ્તમી વિભક્તિનો અર્થ બરાબર સમજવામાં આવે તો આ નવી ભૂલ ક્ષણભરમાં નિકળી જાય તેવી છે.

૮. બીજા પ્રસંગોમાં જેમ 'દશમા ભાગે, બારમા ભાગે' ઇત્યાદિ પ્રકારની કારીગરો ભાષા વાપરે છે અને ત્યાં તેટલા ભાગો જેટલું માપ ગ્રહણ કરે છે, તેમ દષ્ટિસ્થાનના સંબન્ધમાં પણ કરે છે જે તેમની ભૂલ છે. 'સ્થાનવિભાગ' અને 'ક્રમ' પ્રકરણમાં જેમ સપ્તમીનો અર્થ 'તેની અંદર' અથવા 'તેના મથાળા સુધી' એવો કરવામાં આવે છે તેવો જ અર્થ દષ્ટિસ્થાનના સંબન્ધમાં પણ 'સાતમાના સાતમાની અંદર' અથવા 'સાતમાના મથાળા સુધી' આવો કરવામાં આવે તો આ ભૂલ સુધરી જાય.

દષ્ટિસ્થાન સંબન્ધી આટલો સ્પષ્ટ ખુલાસો વાંચ્યા પછી પણ જો શિલ્પિયો પોતાની ભૂલ નહિ સુધારે તો તેનો અર્થ એ જ થશે કે તેઓ સમજવા છતાં દુરાગ્રહી છે. અને એવા દુરાગ્રહી શિલ્પિયોની સલાહ માનવામાં કેટલું જોખમ રહેલું છે તે કામ કરાવનારાઓને વિચાર કરતા બનાવશે.

## ૩. રેખા.

**રેખાજ્ઞાનની ઉપયોગિતા અને તેનો પરિચયઃ**

શિલ્પશાસ્ત્રમાં જગતી અને દષ્ટિસ્થાનના જેટલી જ રેખાની પણ ચર્ચા છે. અપરાજિતસંહિતામાં રેખાનિરૂપણ માટે આખા ત્રણ સૂત્રો (અધ્યાયો) અને ૧૦૧ શ્લોકો રોકાયેલા છે. કોઇપણ પ્રાસાદના શિખરનું નિર્માણ રેખાજ્ઞાન વિના નિર્દોષપણે થઇ શકતું નથી, પ્રાસાદોના મુંડાવરા ઉપર ક્રમ (શૃંગપંક્તિ) ચઢ્યા પછી નીચે પહોળા અને ઉપર સાંકડા આકારનું જે શિખર ચઢાવવામાં આવે છે તેની ઊંચાઇ અને વલન (નમન)નું પરિમાણ નક્કી કરવા સૂત્રની દોરીથી અથવા કામઠીવડે જે લીટીઓ ખેંચવામાં આવતી તે પૂર્વકાળમાં રેખા કહેવાતી, પણ

આજકાલ કોણુ ભાગ ઉપર બનતા શિખરના તે અંગ વિશેષને જ શિલ્પિઓ 'રેખા' એ નામથી ઓળખે છે. ગુજરાતના શિલ્પિયો તો શિખરના કોણુ વિભાગ ઉપરાન્ત મંડોવરાના કોણુને પણુ 'રેખા' નામથી પોકારે છે પણુ તે યોગ્ય નથી, શિખરના કોણુ વિભાગને 'રેખા' કહેવાનો વ્યવહાર તો ચિરકાળ થઇ જવાથી શિલ્પગ્રન્થોમાં પણુ જોવાય છે, પણુ મંડોવરાના કોણુને 'રેખા' કહેવાનો વ્યવહાર ગુજરાત સિવાય બીજે જણાતો નથી.

### રેખાના ભેદો અને નાગરી રેખાઓ :

શિલ્પશાસ્ત્રમાં રેખાઓ બે પ્રકારની બતાવી છે: એક 'નાગરી' રેખાઓ, બીજી 'ચન્દ્રકલા' રેખાઓ.

નાગરી રેખાની બે પચ્ચીસિયો હોય છે, એક પચ્ચીસી 'ઉદય ભેદોદ્ભવા'ની અને બીજી 'કલાભેદોદ્ભવા'ની આ બંને રેખા પચ્ચીસિયોની પ્રત્યેક રેખાનાં નામ શાસ્ત્રમાં લખેલાં મળે છે.

આ રેખા પચ્ચીસિયોથી પ્રાસાદનો સ્કન્ધ( બાંધણો ) ૨૫ ઠેકાણે ચિહ્નિત થાય છે, તેથી સ્કન્ધનાં પણુ ૨૫ નામો ઉપજે છે.

ચન્દ્રકલાદિ રેખાઓ મૂળ ૧૬ છે અને ઉત્તરભેદો ગણુતાં ૨૫૬ ભેદ થાય છે. આ રેખાઓ સર્વસાધારણુ છે, સર્વજાતિના પ્રાસાદોના શિખર નિર્માણુમાં આનો ઉપયોગ થઈ શકે છે.

નાગરી રેખાઓ પૈકીની પહેલી પંચખંડી, બીજી ષટ્ખંડી યાવત્ પચ્ચીસમી ૨૯ ખંડી હોય. આ જાતિની રેખાઓમાં પંચખંડીથી ઓછા ખંડવાળી કોઈ રેખા હોતી નથી. એના ખંડોમાં પ્રતિખંડો એક એક વધતી સંખ્યામાં કલાઓ હોય છે. પંચખંડી કે જેનું નામ 'સંન્યાસા' છે—ના પહેલા ખંડમાં એક બીજામાં બે, એમ વધારતાં પાંચમામાં પાંચ કલાઓ લગાડાય છે; એકંદર તેના પાંચ ખંડોની કલાઓની સંખ્યા ૧×૨×૩×૪×૫=૧૫ એ થાય છે, અને એ નિયમાનુસાર પચ્ચીસમી નાગરી રેખા

'પ્રિયાનના 'ના ૨૯ 'ખંડોમાં ૪૩૫ કલાઓ ઉપજે છે એકંદર નાગરી પચ્ચીસ રેખાઓમાં ૪૪૭૫ પોણા પીસ્તાલીશ સો કલાઓ ઉપજે છે અને આ કલાઓની ઉદય તથા નમનમાં એક એક કલાની હાનિ વૃદ્ધિના ભેદથી તેટલા પ્રકારનાં શિખરો ઉપજે છે.

चन्द्रकला रेखाथो:

સાધારણ રેખાઓનું 'ચન્દ્રકલા ' એ નામ એની સોળની સંખ્યાને લઈને પડયુ લાગે છે, કેમકે આ રેખાઓ મૂલમાં ૧૬ છે જે બધી 'સમચાર ખડવાલી ' છે, પણ આ સોળ પૈકીની પ્રત્યેક રેખાની પાછળ બીજી ૧૫-૧૫ રેખાઓ વિષમચારી પણ છે તેથી એ સખ્યા બસો છપ્પનની થાય છે.

ચન્દ્રકલા રેખાઓમાં ત્રણ ખંડો અને ચોવીસ કલાઓથી ઓછા ખંડ કે કલાવાળી કોઇ રેખા નથી.

પહેલી ચન્દ્રકલા રેખા કે જેનું નામ 'શશિની ' છે, ત્રિખંડા છે, એને બધી મળીને ચોવીશ કલાઓ હોય છે. એ પછીની ૧૫ રેખા પણ એની જ જાતિની હોવાથી છે તો ત્રિખંડા, પણ એ બધીમા પ્રથમ ખડ સિવાયના ખડોમાં કલાઓની વૃદ્ધિ થતી જાય છે

બીજી ત્રિખંડાના બીજા ખંડમા ૯ અને ત્રીજામાં ૧૦ કલાઓ લાગે છે અને પહેલા ખડ કરતા ત્રીજા ખંડમાં એક ચતુર્થાશ કલાઓ વધુ હોવાથી એ રેખા 'સપાદચાર 'વાળી કહેવાય છે. એ પ્રમાણે જેમ જેમ રેખાઓનો નંબર વધે છે તેમ તેમ તેના ખંડોમાં વધે છે અને તેની સાથે ચાર ગણુ છે.

સોળમી ત્રિખંડા રેખાના પહેલા ખંડની ૮ કલાઓ કરતાં ત્રીજા ખંડની ૩૮ કલાઓ પોણા પાંચગણી થઇ જાય છે અને તેથી એ રેખાનો ચાર પોણા પાંચ ગણો ગણાય છે

ચન્દ્રકલા રેખાઓ પૈકીના બીજી મૂળ રેખા 'શશિની ' છે,

આ ચતુષ્ખંડા છે અને આના ચારે ખંડોમાં ૧૨-૧૨ કલાઓ છે. અર્થાત્ એ પણ સમાચારીવાળી છે, ત્રિખંડાની જેમ એની પાછળ પણ બીજી ૧૫ ચતુષ્ખંડાઓ છે, જે અનુક્રમે સપાદ, સાર્ધ, પાદોનદ્વય, દ્વય આદિ ચારવાળી છે. આ પ્રમાણે પ્રત્યેક મૂળ રેખામાં એક એક ખંડની વૃદ્ધિ થતાં ૧૬ મી અમૃતા રેખા અઢાર ખંડવાળી બને છે.

મૂળ રેખાઓમાં જેમ જેમ નંબર વધે છે તેમ તેઓના પહેલા ખંડોમાં ચાર ચાર કલાઓની વૃદ્ધિ થાય છે, પહેલી મૂળરેખા અને એની અનુવર્તિની ૧૫ રેખાઓના પહેલા ખણ્ડમાં ૮-૮ કલાઓ છે તો બીજી મૂળ રેખા અને તેની જાતની ૧૫ રેખાઓના પહેલા ખંડમા ૧૨-૧૨ રેખાઓ છે આમ ૪-૪ ની વૃદ્ધિ થતી સોળમી અમૃતા અને એની જાતની બીજી ૧૫ રેખાઓના પહેલા ખડોમાં ૬૮-૬૮ કલાઓ ઉપજે છે અને અમૃતા વર્ગની છેલ્લી રેખાના છેલ્લા અઢારમા ખંડમાં ૩૨૩ કલાઓ ઉપજે છે. આ સોળમીની સોળમી અર્થાત્ ૨૫૬ મી રેખાના બધા ખણ્ડોની કલાસંખ્યા ૩૫૧૯ ની થાય છે, આમ આ બધી રેખાઓનો કલાવિસ્તાર અનેક લાખોની સંખ્યામાં છે, અને જેટલા રેખાઓના કલાભેદો તેટલી જ જાતના સમછન્દ શિખરના ભેદો ઉપજે છે.

રેખાઓ સંબન્ધી આ સંક્ષિપ્ત વિવરણથી વાંચકગણ સમજી શકશે કે પ્રાસાદ સંબન્ધી શિલ્પવિદ્યામાં 'રેખા' એ મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

## आजना शिल्पियोमां रेखाज्ञाननी खामी :

શિલ્પમાં રેખાનું જેટલું મહત્ત્વ છે, તેટલું જ આધુનિક શિલ્પકર્મિયોમાં એનું અજ્ઞાન વ્યાપેલું છે. આજે પણ પ્રાસાદો અને શિખરો તો બને છે જ છતાં તે બનાવનારાઓમાં આ સેંકડો રેખાઓ અને લાખો કલાઓ પૈકીની એક પણ રેખા કે કલાનું ખરું જ્ઞાન હોતું નથી, રેખા અને કલા એક છે કે ભિન્ન

ભિન્ન છે એટલું પણ આજના શિલ્પિયો જાણતા નથી, કેવલ "सपादं द्विगुरं कार्यं, सार्धैकशिखरं तथा" આવાં ત્રુટક વચનોના આમ્નાયથી અથવા તો "रेखामूलस्य विस्तरात्, पद्मकोश समालिखेत् ' चतुर्गुणेन सूत्रेण, सपादशिखरोदयः"

અર્થાત્—'રેખામૂલના વિસ્તારથી ચારગુણા સૂત્રથી 'પદ્મકોશ'-(વગર ખિલેલા કમલપુષ્પનો આકાર) લખવો' એટલે ઊંચાઈમાં સવાયા શિખરનો આકાર બનશે.'

ઈત્યાદિ વચનોને આધારે તેઓ શિખરનો આકાર બનાવી દે છે, પણ રેખાજ્ઞાનના અભાવે તેઓ ઉદયમાં અને નમનમાં કઈ રેખા લાવવી જોઈએ એ જાણતા ન હોવાથી ગમે તે રેખા ઉપર નમન અને ઉદય છૂટી જાય છે જ્યાં રેખાનું પણ ઠેકાણું ન હોય ત્યાં કલાની તો વાતજ શી હોઈ શકે? આ સ્થિતિમાં બિચારા શિલ્પિયો "दैर्घ्यंकल्याः कलाः स्कन्धे" ઈત્યાદિ વસ્તુને સમજ્યા જ ન હોય ત્યાં એ સિદ્ધાન્તના પાલનની તો વાત જ કેવી? આમ આ રેખા પ્રકરણનું વ્યાપક અજ્ઞાન આજના શિલ્પિયોમાં વ્યાપી ગયું છે, આજથી જ નહિ પણ ઘણા સમય પહેલાંથી શિલ્પિયો રેખાજ્ઞાનથી વંચિત થઈ ચૂકયા લાગે છે. આજથી લગભગ ત્રણ દાયકા ઉપર થઈ ગયેલા પાટણવાળા પં. યતિ હીંમતવિજયજી—કે જેઓ શિલ્પશાસ્ત્રના સારા જાણકાર ગણાતા હતા—પ્રાસાદમંડનનામક શિલ્પગ્રન્થ ઉપરની પોતાની ગુજરાતી ટીકામાં રેખાને અંગે નીચે પ્રમાણે જણાવે છે—

"એ ભેદ ઊંચપણુ તથા વિસ્તારપણુના અન્યોન્ય સંબંધથી મેરુ તથા ખણ્ડમેરુની રીત આવતી હોય તો સ્પષ્ટ કરી શકે, એ વિદ્યા કારીગરોમાંથી ગઈ છે તેનેથી આગળના જાણપણાવાલે સૂત્રધારે પુસ્તકોમેં આકૃતિઓના ઉતારા કર્યા છે તે પ્રમાણે કરવા."

યતિજીની ઉપર્યુક્ત ટીકા વિશ્વવિશ્વા સાચી છે. આજે સારામાં સારા ગણાતા સોમપુરા શિલ્પિયો કે જેઓએ પોતાને ગ્રન્થકાર

કઢેવરાવવાનું સાહસ ખેડયું છે તેઓ પણ આ રેખાજ્ઞાનથી સેંકડો કોશ દૂર છે, જે જ્ઞાન કેટલાએ કાળથી તેમની જાતિમાંથી લુપ્ત થઈ ગયું છે, તેને અંગે પણ તેઓએ પોતાના સંગ્રહ-ગ્રન્થોમાં લખવાનો પ્રયત્ન કર્યો છે, પણ તેમાં તેઓમાંથી કોઇને પણ સફળતા મળી નથી.

## આધુમિક શિલ્પિયોના રેખાજ્ઞાનનો નમૂનો :

આધુનિક શિલ્પિયોદ્વારા સંગ્રહેલાં અને છપાયેલાં બે પુસ્તકો આ વખતે અમારી સામે છે–૧ 'બૃહત્‌શિલ્પશાસ્ત્ર' અને ૨ 'શિલ્પરત્નાકર.' પહેલા પુસ્તકના ત્રીજા ભાગમાં પૃ. ૩૦ થી ૩૬ સુધીમાં રેખા પ્રકરણ આપેલું છે. કેટલાક અશુદ્ધ શ્લોકો અને અસંગત અર્થો ઉપરાન્ત લગભગ ૩૨ નકશાઓ આપીને રેખા પ્રકરણ સમજાવવાની ચેષ્ટા કરવામાં આવી છે, પણ લેખકને સફળતા મળી નથી. ૩૨ નકશાઓમાં ૧૮ નકશાઓ એક ખંડાના અને ૬ નકશા દ્વિખંડા રેખાના ચીતર્યા છે, પણ એમણે એટલું તો સમજી લેવું હતું કે શિલ્પશાસ્ત્રમાં એકખંડા કે દ્વિખંડા રેખા જ માની નથી, ત્રિખંડાથી અષ્ટાદશખંડી અને પંચખંડાથી ઓગણત્રીશ ખંડા સુધીની રેખાઓ હોય છે, પણ એક ખંડા કે દ્વિખંડા રેખા હોતી નથી.

એ જ લેખકે ૮ નકશા ત્રિખંડા રેખાના પણ ચીતર્યા છે, છતાં તેમાં ખડાનો ચાર કે કળાઓનો ઢંગધડો ન હોવાથી તે પણ નકશા નકામાં જ છે, તાત્પર્ય કે એ બધા નકશા અને લખાણ રેખાજ્ઞાન વિના વગર સમજ્યે કરેલ હોવાથી તદ્દન અશુદ્ધ અને અશાસ્ત્રીય છે.

શિલ્પરત્નાકર પુસ્તકમાં આ રેખા પ્રકરણ પૃ૦ ૧૮૦ થી ૧૮૨ સુધીમાં આપેલું છે, આમાં પણ એના એ જ શ્લોકો અને એની એ અશુદ્ધિયો છે.

બૃહત્ શિલ્પશાસ્ત્રમાં પ્રતિલેખક, પ્રેસકોપી લેખક, અને

કમ્પોઝીટર એ બધા તરફથી થોડી થોડી અશુદ્ધિયો ઉમેરાઇને સહર્ષ અશુદ્ધિયોનું ઘર બની ગયો છે, છતાં આમાંની કેટલીક અશુદ્ધિયો ઝટ પકડી શકાય તેવી હોય છે જ્યારે શિલ્પરત્નાકરની અશુદ્ધિયો કોઇ વેદિયા પંડિતના હાથે થયેલી છે કે જે પકડતાં પણ મુશ્કેલી પડે છે

રેખા પ્રકરણ કેટલું બધું અશુદ્ધ અને અજ્ઞેય થઇ ગયું છે એ વસ્તુ સમજાવવાના ઉદ્દેશથી અમો શિલ્પરત્નાકરમાં આપેલ એ વિષયના મહત્ત્વપૂર્ણ શ્લોકોની અશુદ્ધિયો અને એના અશુદ્ધ અર્થના થોડાક અવતરણો આપીને સાથે જ એ શ્લોકો કેવા જોઇએ અને એનો અર્થ વાસ્તવિક કેવો છે તે જણાવીશું.

आजना शिल्पियोनुं अशुद्ध रेखा प्रकरण :

" सपादं शिखरं कार्यं, सार्धैकं शिखरं तथा ।
सपादकर्णयोर्मध्ये रेखाः स्युः पञ्चविंशतिः ॥ ४४ ॥
उदये कर्णयोर्मध्ये रेखाश्च पञ्चविंशतिः ।
प्रोक्ता रेखाः कलाभेदैर्नमनं पञ्चविंशतिः ॥ ४५ ॥ "

૪૪ મા શ્લોકમા " सार्धैकं " આ શબ્દો મૂલગ્રન્થકર્તાના નહિ પણ ' શિલ્પરત્નાકર 'ના સંગ્રાહક અને એના સંશોધક કોઇ પંડિતના છે, મૂલ ગ્રન્થ પ્રાસાદમંડનમાં " सकर्णशिखरं तथा " આવો પાઠ છે, તૃતીય ચરણ પણ એજ પાઠનું સમર્થન કરે છે અને જોઇએ પણ એમજ, કારણ મૂલ ગ્રન્થકારનો આશય સવાયું તથા દોઢું શિખર બતાવવાનો નથી પણ કોણના વિસ્તાર જેટલા ઊંચા અને રેખાવિસ્તારથી સવાયા ઊંચા આ બે માપના શિખરોના અંતરનું માપ કાઢી તેમાં ૨૫ રેખાઓ ઉપજાવવાનો છે.

૪૫ મા શ્લોકમાં પણ મૂલ ગ્રન્થકારનો પાઠ " सपादकर्णयोर्मध्ये उदये पञ्चविंशतिः " આ પ્રકારનો છે અને એ જ જોઇએ, કેમકે સવાયા અને કર્ણતુલ્ય શિખરના અન્તર જેટલી

ઊંચાઇમાં ૨૫ રેખાઓ ઉપજાવવાની છે અને એ અર્થ "उदये कर्णयोर्मध्ये" આ પાઠથી કોઈ પ્રકારે સિદ્ધ થઈ શકે તેમ નથી.

"प्रोक्ता रेखाः कलाभेदैर्नमनं" આ પાઠમાં મૂલ ગ્રન્થકારનો 'नमन' ને સ્થાને 'वलनं' આવો શબ્દ છે અને એ જ સાચો છે. આજના શિલ્પિયો અંદરની બાજુમાં વળવાનો અર્થ 'નમન,' એવો કરે છે, પણ શાસ્ત્રમાં આ અર્થમાં 'વલન' શબ્દનો પ્રયોગ થયેલો છે કે જેનો અર્થ 'વળવું' અર્થાત્ 'ઉપરથી અંદરની બાજુમા વળવુ' એવો થાય છે.

આ શ્લોકમાં આવેલ "कलाभेदैः" શબ્દોનો "ઉપર કહેલી રેખાઓ સોળ ભેદે, કરી પણ છોડી શકાય છે." આવો અર્થ કરીને તો લેખકે રેખા અને કલા વિષેના પોતાના અજ્ઞાનનુ જ પ્રદર્શન કર્યું છે. અહીં 'કલા' શબ્દ સંખ્યાવાચી નથી પણ ખંડના અંશ અર્થમા વપરાતો 'કલા' શબ્દ છે. એ લેખક સમજી શકયો નથી, સોળ રેખાઓથી નમણ છૂટવાનો અધિકાર આગળ ઉપર આવવાનો છે, પ્રસ્તુતમા પચ્ચીસ રેખાઓની ચર્ચા છે અને 'કલા' શબ્દ તેના સૂક્ષ્મતર ભાગના અર્થમા પ્રયુક્ત થયો છે જેનો ખરો અર્થ 'વલનમા કલાઓના ભેદો સહિત ૨૫ રેખાઓ કહી છે' આવો થાય છે

આ પ્રકરણના એ પછીના શ્લોકો તો એથીયે વધારે અશુદ્ધ થઈ ગયા છે. જુઓ—

"पञ्चनन्दकपुष्पान्तं, खण्डानि चान्यनुक्रमात् ।
अंशवृद्धिः कला कार्या, दैर्घ्ये तुल्यकला ममा ॥ ४६ ॥"

આ શ્લોકમા પચખંડાથી ઓગણત્રીસખંડા સુધીની ૨૫ રેખાઓની અને તદ્ગત કલાઓની રચનાનું વિધાન છે, પણ સંગ્રાહકે સમજ્યા વિના બગતો જ અર્થ બેસાડી દીધો છે.

આ શ્લોક નીચે પ્રમાણે શુદ્ધ લખવો જોઇએ--

" पञ्चादिनन्दयुग्मान्त-खण्डानि तेष्वनुक्रमात् ।
अंशवृद्ध्या कलाः कार्या, दैर्घ्ये स्कन्धे च तत्समाः ॥ "

અર્થઃ—'પાંચથી માંડીને ઓગણત્રીશ સુધી ખંડ કરવા અને તેઓમાં ( ખંડોમાં ) પ્રતિખંડે કલાઓ પણ ખંડની સંખ્યાએ વધારવી, ઉદયમાં જેટલી કલા સંખ્યા થાય તેટલી જ સંખ્યા સ્કન્ધે વિસ્તારમાં પણ થવી જોઇએ.'

ઉદાહરણ—પ્રથમ પંચખંડા, બીજી ષટ્ખંડા ઇત્યાદિ પ્રકારે પચ્ચીસમી રેખા સુધી ખંડવૃદ્ધિએ ૨૯ ખંડો થશે અને પહેલા ખંડમાં એક, બીજામાં બે, એમ પ્રતિખંડે એક એક કલા વધારતાં પંચખંડાના પાંચમા ખંડે ૫ કલાઓ થશે અને પાંચે ખંડોની કલાઓ ૧૫ થશે એ જ પ્રમાણે ૨૫ મીના ૨૯ ખંડોમાં એક એક કલા વધારતાં ૨૯ મા ખંડમાં ૨૯ કલાઓ આવશે અને આ રેખાના બધા ખંડોની એકત્ર રેખાસંખ્યા ચારસો પાંત્રીસની થશે

" अष्टादितोऽष्टपष्ठ्यन्तं, चतुर्वृद्धिश्च षोडश ।
दैर्घ्यें तुल्या कला स्कन्धे चैकहीनं न शोभनम् ॥४७॥ "

આ શ્લોકને પણ ઘણો જ અશુદ્ધ કરી નાખ્યો છે, તે નીચે પ્રમાણે શુદ્ધ જોઇયે—

" अष्टादावष्टषष्ठ्यन्ते, चतुर्वृद्ध्या च षोडश ।
दैर्घ्यतुल्याः कलाः स्कन्धे, एकहीनास्त्वशोभनाः ॥१५॥ "

અર્થઃ—'આઠથી માંડી ૪-૪ કલાની વૃદ્ધિએ ૬૮ કલા સુધીની વૃદ્ધિ થતાં ૧૬ રેખા ઉત્પન્ન થાય છે, ઊંચાઇમાં જેટલી કલાસંખ્યા થાય તેટલી જ સ્કન્ધભાગે નમણુમાં પણ કલા-સંખ્યા ઉપજાવવી જોઇયે, એક પણ કલા ઉદય કરતાં નમણુમાં હીન થશે તો તે શોભાહીન થશે.'

" ऊर्ध्वे चाष्टदशांशाः स्यु-स्तिर्यक् षोडश वै तथा ।
चित्रेऽस्मिंश्च भवत्येवं रेखाणां षट्शरद्वयम् ॥ ४८ ॥"

આ શ્લોકને પણ અસ્તવ્યસ્ત કરી નાખ્યો છે, મૂળ તે નીચે પ્રમાણે શુદ્ધ લખવો જોઇયે—

" ऊर्ध्वा अष्टादशांशाः स्युस्तिर्यक् षोडश एव च ।
चक्रेऽस्मिंश्च भवत्येवं, रेखाणां षडिषुद्वयम् ॥ "

અર્થ:—ઊર્ધ્વગામી અઢાર અને આડા સોળ ખંડો કરવા, આ ચક્રમાં બસો છપ્પન રેખાઓ થાય છે.

આ ચક્રમાં ૨૫૬ રેખાઓ પૈકીની છેલ્લી ૧૬ અષ્ટાદશ ખંડા રેખાઓ જ આવી શકે છે, ૨૫૬ રેખાઓ માટે આડા તો સોલ કોઠાઓ જ જોઇયે, પણ ઊર્ધ્વગામી કોઠા ૧૮ જોઇયે, શ્લોકમાં કંઇક ભૂલ થઇ ગઇ લાગે છે, અથવા "षडिषुद्वया" એવો પાઠ હોય કે જેનો અર્થ ૨૫૬ મી રેખા એવો થઇ શકે. આ શ્લોકનો પણ અર્થ એના સંગ્રાહકના સમજવામાં આવ્યો જ નથી.

" त्रिखंडात् खंडवृद्धिश्च, यावदष्टादशैव च ।
एकैकशः कलाष्टौ च समार्चा यस्य षोडश ॥ ४९ ॥ "

આ શ્લોક અને અર્થ પણ સાવ અશુદ્ધ થઇ ગયો છે. શ્લોક નીચે પ્રમાણે જોઇયે—

" त्रिखण्डादौ खण्डवृद्धि-र्यावदष्टादशैव हि ।
एकैकांशे कला अष्टौ, समाश्चार्यश्च षोडश ॥ "

અર્થ:—'ત્રિખણ્ડા આદિમાં અઢાર ખંડ થાય ત્યાં સુધી ખંડ વૃદ્ધિ કરવી, પ્રથમ ત્રિખંડાના એક એક ખંડમાં આઠ આઠ કલાઓ મૂકવી, એવી જ રીતે ચતુષ્ખણ્ડા, પંચખંડા આદિ મળીને પ્રતિખણ્ડે સમાન કળાવાળી ૧૬ રેખાઓ 'સમાચારી' વાળી હોય છે.'

આ શ્લોકમાં આવેલ 'સમા' અને 'ચારી' આ શબ્દોનો અર્થ સમજ્યા વિના જ સંગ્રહકારે હાંકી માર્યો છે અને 'समाश्चार्यि.' ને સ્થાને 'समार्चा' કરી તે ચોવીસ હોવાનું લખ્યું છે જે બધું અજ્ઞાનપૂર્ણ છે. શિલ્પશાસ્ત્રમાં 'समार्चा' જેવી કોઇ ચીજ નથી માની. પણ 'समाः' એટલે સમાન સરખી 'ચારી' એટલે 'ગતિ' એવો તાત્પર્યાર્થ છે.

" द्वितीये प्रथमे खंडे कलाष्टौ द्वितीये नव ।
तृतीये दश खण्डेषु शेषेष्वधोष्ट वै क्रमात् ॥ ५० ॥ "

આ શ્લોકને પણ બગાડીને છિન્નભિન્ન કર્યો છે, અર્થનો અનર્થ કરી નાખ્યો છે, શુદ્ધ શ્લોક નીચે પ્રમાણે જોઇએ—

" द्वितीया प्रथमे खण्डे ऽऽष्टौ कला द्वितीये नव ।
तृतीये दश खण्डेषु, शेषपूर्वेष्वयं क्रमः ॥ "

અર્થઃ—' બીજી ત્રિખંડાના પહેલા ખંડમા ૮, બીજામાં ૯ અને ત્રીજામા ૧૦ કલાઓ હોય છે, અને ઉપરના શેષ ખંડોમાં પણ એ જ ક્રમ પ્રમાણે કલાઓ વધે છે.'

" अष्ट दिक्सूर्यभागैश्च त्रिखंडा च तृतीयका ।
अनेन क्रमयोगेन कोष्ठकैस्तं प्रपूरयेत् ॥ ५१ ॥ "

આ શ્લોક પણ અશુદ્ધ છે અને અર્થ પણ અશુદ્ધ જ લખ્યો છે શ્લોક નીચે પ્રમાણે જોઇએ—

" अष्ट दिक् सूर्यभागैश्च, त्रिखण्डा तृतीया भवेत् ॥
अनेन क्रमयोगेन, कोष्ठानङ्कैः प्रपूरयेत् ॥ "

અર્થઃ—' આઠ દશ અને બાર કલાઓથી ત્રીજી ત્રિખંડા બને છે, અર્થાત્ ત્રીજી ત્રિખંડાના પહેલા ખંડમાં ૮, બીજામાં ૧૦ અને ત્રીજામાં ૧૨ કલાઓ લાગે છે, એ જ ક્રમથી બીજી રેખાઓના ખંડોના કોઇઠો પણ કલાઓના આંકડાઓથી ભરવા '

" रेखाणां जायते संख्या, षट्पञ्चाशशतद्वयम् ।
दैर्घ्ये भवन्ति यावन्त्यः, कलाः स्कन्धेऽपि तत्समाः ॥५२॥ "

અર્થ—' ઉપર પ્રમાણે કોષ્ટકો ભરવાથી ૨૫૬ રેખાઓ ઉત્પન્ન થાય છે, અને તેઓની ઊંચાઇમાં જેટલી કલાઓ થાય તેટલી જ સ્કન્ધના વિસ્તારમાં પણ ઉપજાવવી.'

આ શ્લોકમાં આવેલ ' કલા ' શબ્દનો અર્થ સંગ્રહકારે ' રેખા ' કર્યો છે તે ભૂલભરેલો છે. ' કલા ' એ રેખા નહિ પણ રેખાનો સૂક્ષ્મતર અંશ હોય છે. એ વાત નીચેના શ્લોકથી સ્પષ્ટ થાય છે—

" खण्डोत्पत्तिः क्षेत्रात्, खण्डादुत्पद्यते कलाभागः ।
प्रचयश्च कलाभागात्, प्रचयादूर्ध्वांशकः स कला ॥"

અર્થ:—' ક્ષેત્રથી ખંડની, ખંડથી કલા ભાગની અને કલા-ભાગથી પ્રચયની ઉત્પત્તિ થાય છે. અને પ્રચયની ઉપરનો એ સૂક્ષ્મ અંશ તે ' કલા ' કહેવાય છે. આ પ્રમાણે રેખા અને કલામાં મહદન્તર હોવા છતાં આજના શિલ્પિઓ કલાને રેખાથી જુદી સમજી શકતા નથી.

અપરાજિતસંહિતામાં જેનું એક સો શ્લોકમાં વર્ણન કર્યું છે તે જ રેખા પ્રકરણને આધુનિક સંગ્રહકારોએ ઉપર લખેલ શ્લોકોમાં પૂરું કર્યું છે, એ બધા શ્લોકો પ્રાસાદમંડન ગ્રંથમાંથી સંગ્રહ-કારોએ સંગ્રહ્યા છે પણ એકે એક શ્લોક અને એનો અર્થ અશુદ્ધ લખવાથી જણાય છે કે લેખક રેખાપ્રકરણનું જ્ઞાન ધરાવનાર નથી. શિલ્પરત્નાકરના સંગ્રહકારે પણ રેખાઓના અનેક નકશાઓ આપ્યા છે પણ તે બધા ય અશાસ્ત્રીય છે. ખંડોના ચાર કે કલાઓનું જ્ઞાન ન હોવાથી નકશા અશુદ્ધ ચીતર્યા છે.

રેખા અને શિખરનો અન્યોન્ય સંબન્ધ હોવાથી આ પ્રસંગે શિખરને અંગે પણ એક વાત ખાસ ઉલ્લેખ યોગ્ય હોઇ કહી દેવી યોગ્ય જણાય છે.

પૂર્વે ઉદ્ધરેલ શ્લોકો પૈકીના પહેલા શ્લોકમાં—

" मपादं शिखरं कार्यं, सकर्णं शिखरं तथा । "

આ શબ્દોથી શિખરની ઊંચાઈ રેખા વિસ્તારથી સવાથી અથવા કોણ વિસ્તાર જેટલી કરવાનું વિધાન કર્યું છે, વાસ્તુમંજરી વિગેરેમાં પણ શિખરની ઊંચાઇ એ જ પ્રમાણે કરવાનું વિધાન છે, પણ 'અપરાજિતસંહિતા' તથા 'સમરાંગણ સૂત્રધાર'ના વિધાનથી આ વિધાન જુદું પડે છે. અપરાજિતસંહિતામાં આ વિષયમાં નીચે પ્રમાણે લેખ છે—

"मव्यासं शिखरं कार्यं, मकर्णं शिखरोच्छ्रयम् ।
सव्यासकर्णयोर्मध्ये (ध्यं) द्विघ्नं च त्रि (चतुस्त्रि)भिर्हतम् (भजेत्)
सूत्ररेखोत्थिता रेखाः, संख्यायां पञ्चविंशतिः ।
नामानि कथयिष्यामि, सव्यासादि यथाक्रमम् ॥ २ ॥ "

અર્થઃ—'શિખર ઊંચાઇમા રેખા વિસ્તાર તથા કર્ણ વિસ્તાર જેટલું કરવું, રેખા વિસ્તાર અને કર્ણ વિસ્તારના અન્તરને ૨૪ થી ભાંગવું, આ ચોવીસ ભાગ સૂત્રરેખાના ચિહ્નથી ઉત્પન્ન થતી ૨૫ રેખાઓવડે થાય છે, જેના 'સવ્યાસા' આદિ નામો અનુક્રમે કહીશ.'

આ શ્લોકમાં શિખરની ઊંચાઈ ઓછામાં ઓછી રેખાવિસ્તાર જેટલી જણાવી છે જ્યારે પહેલા શ્લોકમાં શિખર ઓછામાં ઓછું સવાયું કરવાનું અને તે તથા કર્ણતુલ્ય શિખર આ બેના અન્તરમાં ૨૫ રેખાઓ છોડવાનું જણાવ્યું છે.

આ બે માન્યતામાં ઘણો જ ભેદ પડે છે, આધુનિક ગ્રન્થસંદર્ભો અને પ્રાસાદમણ્ડન તથા વાસ્તુમંજરી આદિના મતે શિખરની ઊંચાઈ રેખાવિસ્તારથી સવાઇ તો હોવી જ જોઇયે, પણ અપરાજિતસંહિતા આ સિદ્ધાન્તનું સમર્થન કરતી નથી, એના મતે રેખાવિસ્તાર જેટલી શિખરની ઊંચાઇ હોય તો પણ જઘન્યમાને તે ચાલી શકે છે. પ્રાચીન અનેક પ્રાસાદો ઉપર આ પ્રમાણેનાં શિખરો જોવાય છે, છતાં અપરાજિતના આ મન્તવ્યને

ન સમજનારા આધુનિક શિલ્પિયો તેવાં શિખરોને માનહીન હોવાનું જણાવે છે, એટલું જ નહિ પણ કેટલેક સ્થળે તો આવા કનિષ્ઠ માનના શિખરો ઉપર ખોલી ચઢાવીને તે આધુનિક માન્યતા મુજબના બનાવવામાં પણ આવ્યાં છે. પણ આવાં શિખરો હીન કે અશુદ્ધ હોતાં નથી એમ ઉપર્યુક્ત અપરાજિતપૃચ્છાના લેખથી સિદ્ધ થાય છે.

સમરાંગણસૂત્રધારમાં તો એ વસ્તુ એથીયે વધુ સ્પષ્ટપણે જણાવી છે, જે નીચેના શ્લોકોથી જણાશે—

" शिखरं व्यासकर्णाभ्यां, तुल्यं स्यादधमोत्तमम् ।
भाजनीयं चतुर्युक्त-विंशत्या च तदन्तरम् ॥
यावतीभिश्च ते भागा, रेखास्तावत्य ईरिताः । "

અર્થ:—' વ્યાસતુલ્ય ' ( રેખા વિસ્તારતુલ્ય ) અને કર્ણતુલ્ય ( કર્ણવિસ્તારતુલ્ય ) શિખર અનુક્રમે કનિષ્ઠ અને ઉત્તમ કહેવાય છે. વ્યાસ અને કર્ણનું અન્તર ચોવીશથી ભાગવું, આ ચોવીશ ભાગો જેટલી રેખાઓ વડે થાય તેટલી નાગરી રેખાઓ કહી છે.'

ઉપર્યુક્ત અપરાજિતપૃચ્છા અને સમરાંગણસૂત્રધારના પાઠોથી સિદ્ધ થાય છે કે પૂર્વે રેખાવિસ્તારતુલ્ય કનિષ્ઠ માનનું શિખર થતું હતું પણ હમણાં એ પ્રમાણે થતું નથી. પાછલા સમયમાં બનેલા ગ્રન્થોમાંથી પણ આ વિધાન લુપ્ત થયું છે.

વાસ્તુસારમાં ઠક્કુર ફેરુએ પણ નાગર શિખરો સવાયાં, દોઢાં અથવા ત્રિભાગયુક્ત બનાવવાનું વિધાન કર્યું છે, આથી અનુમાન થાય છે કે વાસ્તુસારના રચનાસમય( વિક્રમ સંવત ૧૩૭૨ )ની પૂર્વે જ વ્યાસતુલ્ય શિખર બનાવવાની રીત ઊડી ગઇ છે.

निष्कर्ष :

૧. રેખા પ્રકરણનો નિષ્કર્ષ એટલો જ છે કે શિખર બનાવવા માટે રેખાઓ અને તેની કલાઓનું જ્ઞાન ઘણું આવશ્યક છે, પણ આજના શિલ્પકર્મિયોમાંથી રેખાજ્ઞાન પ્રાયઃ અદશ્ય થયું

છે, આજના કારીગરો આજકાલ જે શિખરોનું નિર્માણ કરે છે તેમાં રેખાઓનો મેળ જોવાતો નથી પણ આશરે શિખરોનો આકાર બનાવવામાં આવે છે તેમાં કેટલાંક શિખરો સારા આકારનાં પણ બની જાય છે છતાં તેમાં પણ રેખા કે કલાઓનું ઠેકાણું હોતું નથી. કેમકે એ આવડત આજના શિલ્પીયોમાં રહી નથી એમ એમના જ લેખો અને કામો કહી આપે છે.

૨. શિલ્પના પ્રાચીન ગ્રન્થો આમે ય ઘણા અશુદ્ધ થઈ ગયેલા મળે છે, અને શિલ્પરત્નાકર વગેરેમાં જ્યાં એ વિષયના અનભિજ્ઞ પંડિતોના હાથ લાગ્યા છે ત્યાં એ વિષયના ગ્રન્થો કે શ્લોકો, હતા તેથી યે વધારે અશુદ્ધ થઇ ગયા છે.

૩. શિખરની ઊંચાઇના સંબંધમાં અપરાજિત આદિ પ્રાચીન ગ્રન્થો અને અર્વાચીન ગ્રન્થોમાં મતભેદ પડેલો જણાય છે; પ્રાચીન સમયમાં રેખામૂલના વ્યાસ તુલ્ય ઊંચા શિખરો પણ થતાં હતાં જ્યારે પાછલા ગ્રન્થોમાં વ્યાસથી સવાયું ઊંચું તો શિખર હોવું જ જોઇએ આવી માન્યતા પ્રચલિત થઈ હતી

ઉપસંહાર :

આ લેખમા અમારો ઉદ્દેશ જગતી, દષ્ટિસ્થાન અથવા રેખા એ વસ્તુઓ સમજાવવાનો કે એનું નિરૂપણ કરવાનો નહિ પણ આ વિષયમા આધુનિક શિલ્પિયોમાં કેટલું અજ્ઞાન અથવા ભૂલો ચાલે છે તેનો નિર્દેશ કરવાનો હતો અને તેથી જ વિષય રસપ્રદ હોવા છતાં એનું નિરૂપણ કર્યા વિના જ એમાં ચાલતી ભૂલો દેખાડવા પૂરતો જ પ્રયાસ કર્યો છે.

ઉક્ત ભૂલો પૈકીની પહેલી બે ભૂલો તો ખાસ ગુજરાતી શિલ્પિયોમાં જોવામાં આવે છે, રેખા વિષયક અજ્ઞાન તો ગુજરાતી અને મારવાડી બધાંય શિલ્પિયોમાં એક સરખું વ્યાપી ગયેલું છે.

આપણે આશા રાખીશું કે આ લેખ વાંચીને શિલ્પિયો પોતાની ભૂલોને સારી રીતે સમજશે અને તે દૂર કરવાનો પ્રયાસ કરશે. તથાસ્તુ




## સરળ પ્રશ્નોત્તરી

卐

મુનિરાજ શ્રીમદ્
કનકવિજયજી મહારાજ

જૈન તત્ત્વજ્ઞાનના દાર્શનિક વિષયો, જેવાં કે નયવાદ, આત્મવાદ, કર્મવાદ, સ્યાદ્વાદ વગેરેનું સાહિત્ય; આ શીર્ષક હેઠળ રજૂ થતું રહેશે. તે તે વિષયના અભ્યાસી વિદ્વાન મુનિવરો, તેમજ ગૃહસ્થો; સાદી, સરલ અને લોકભોગ્ય શૈલીમાં પોતાના લેખો મોકલી આ વિભાગને સમૃદ્ધ બનાવવા અવશ્ય કૃપા કરે!—સં૦

પ્ર૦ ૧—દ્રવ્યનું લક્ષણ શું? દ્રવ્ય કોને કહેવાય?

ઉ૦ ૧—જૈનશાસનમાં દ્રવ્યનું લક્ષણ, "यत्सत्तद्द्रव्यम्"—[જે સત્ એ દ્રવ્ય છે.] આ મુજબ છે. નિજ નિજ ગુણપર્યાયોમાં વ્યાપીને રહે તે સત્ કહેવાય છે એટલે સત્‌ની વ્યાખ્યા આ રીતે કરવામાં આવે છે–'सीदति स्वकीयान् गुणपर्यान् व्याप्नोतीति सत्' વળી સત્‌નું લક્ષણ આ પ્રકારે પણ શાસ્ત્રોમાં પ્રતિપાદિત કરવામાં આવ્યું છે કે–' उत्पादव्ययध्रौव्ययुक्तं सत् ' [ઉત્પત્તિ, વિનાશ અને સ્થિરતા ત્રણેથી જે યુક્ત હોય તે સત્] જે વસ્તુ ઉત્પન્ન થાય, સ્થિર રહે અને નાશને અનુભવે તે સત્ કહેવાય છે. તથા અન્ય રીતે પણ સત્‌ની ઓળખ પ્રચલિત છે કે–'अर्थक्रियाकारि सत्' [જે અર્થક્રિયા કરી શકે તે સત્] આને અંગે જૈનશાસ્ત્રોમાં સ્પષ્ટ કથન છે કે,

> ' यदेवार्थक्रियाकारितदेव परमार्थसत् ।
> यच्च नार्थक्रियाकारि तदेव परतोऽप्यसत् ' ॥ १ ॥

'જે અર્થ ક્રિયા કરનાર છે તે પરમાર્થે સત્ છે. અને જે અર્થ ક્રિયા કરનાર નથી, તે વાસ્તવિક રીતે શશશૃંગની જેમ અસત્ કહેવાય છે. દ્રવ્યના સતરૂપ ધર્મને અનુલક્ષીને દ્રવ્યની વ્યાખ્યા ઉપર મુજબ કરી જ્યારે દ્રવ્યના સાક્ષાત્ ધર્મ દ્રવ્યત્વની વ્યાખ્યા આ પ્રકારે છે-' જે નિજ નિજપ્રદેશના સમૂહવડે, અખંડ વૃત્તિથી સ્વભાવ તથા વિભાવના પર્યાયોને પ્રાપ્ત કરે-વર્તમાન કાલમાં પામે છે. ભૂતકાલમાં પામ્યું હતું અને ભાવિ-કાલમાં પામનાર છે; તે દ્રવ્ય કહેવાય છે.[૧] '

વળી બીજી રીતે પણ દ્રવ્યની શાસ્ત્રીય વ્યાખ્યા આ રીતે કરવામાં આવે છે-' જે ગુણ અને પર્યાયવાળું હોય તે દ્રવ્ય તરીકે ઓળખી શકાય છે.[૨] ' દ્રવ્યનો સ્વરૂપતઃ સ્વભાવ છે, કે ' તે ભૂત-કાલીન પર્યાયોને મૂકે છે. વર્તમાન કાળમાં સત્તારૂપે સ્થિર છે અને તન પર્યાયોને ગ્રહણ કરે છે.' દ્રવ્યનું આ સ્વરૂપ સદાકાલ એક સરખી સ્થિતિમાં રહે છે, આમાં કદી પરિવર્તન થઇ શકતું નથી.

પ્ર૦ ૨ —દ્રવ્યની ઓળખ કઇ રીતે થઇ શકે ?

ઉ૦ ૨—જૈનદર્શનની દૃષ્ટિ, તત્ત્વવ્યવસ્થા અને સિદ્ધાન્તો હંમેશા અપેક્ષાવાદ પર અવલંબીને રહ્યાં છે, સાપેક્ષદૃષ્ટિને સ્વીકાર્યા સિવાય કોઈપણ વસ્તુનું પારમાર્થિક સ્વરૂપ ઓળખી શકાતું નથી. અપેક્ષાવાદ-સ્યાદ્વાદને કોરાણે મૂકીને એકાન્ત દૃષ્ટિથી વસ્તુને જોનારા આત્માઓ, સાચે જ વસ્તુનાં નિજ સ્વરૂપને પામી શકતા નથી. કેમકે જૈનદર્શનનો સ્યાદ્વાદ સિદ્ધાન્ત, સત્યની સઘળી બાજુઓનો સાપેક્ષ સ્વીકાર કરવામાં માને છે. એટલે વસ્તુનાં-દ્રવ્યનાં સ્વરૂપને સ્પર્શીને રહેલી જે જે બાજુઓ-હકી-કતો છે, તે તે હકીકતોનો અપેક્ષાપૂર્વક સ્વીકાર કરવામાં જૈનદર્શને જે કુશળતા, દીર્ઘદૃષ્ટિતા જાળવી છે તે ઇતર આસ્તિકદર્શનકારોની તત્ત્વવ્યવસ્થાને ઝાંખપ આણી શકી છે.

---

૧ निजनिजप्रदेशसमूहैरखण्डवृत्त्या स्वभावपर्यायान् द्रवति द्रोष्यति अदुद्रवत् इति द्रव्यम् ' २ गुणपर्यायवद् द्रव्यम् ।

દ્રવ્યની ઓળખ કઇ રીતે ? આ પ્રશ્નના જવાબમાં આ કારણે અપેક્ષાવાદને અંગે આટલું વિવેચન કરવું આવશ્યક છે. તદુપરાંત દ્રવ્યની ઓળખ દ્રવ્ય–શબ્દની વ્યુત્પત્તિ જાણવાથી થઈ શકશે. કારણ કે : શબ્દો, એ વાચક છે, જ્યારે પદાર્થ એ વાચ્ય છે, વાચક અને વાચ્ય–એ બન્ને પરસ્પર એકબીજાની સાથે તાદાત્મ્ય સંબન્ધની સાંકળથી અપેક્ષાપૂર્વક સંકળાઈને રહેલાં છે.

જૈનદર્શનના મતાનુજબ, વાચ્ય–પદાર્થોનો અને વાચકશબ્દોનો કથંચિત્–સ્યાત્ તાદાત્મ્ય સંબન્ધ પ્રામાણિક રીતે સ્વીકાર્ય ઠર્યો છે. એટલે દ્રવ્યશબ્દની વ્યુત્પત્તિ પણ દ્રવ્યની ઓળખ કરવાનું સાધન છે. 'द्रु' ધાતુ પરથી 'દ્રવ્ય શબ્દ નિષ્પન્ન થાય છે. द्रवति इति द्रव्यम्–[ દ્રવે એ દ્રવ્ય. ] દ્રવ્ય શબ્દની વ્યુતપત્તિ દ્વારા 'द्रु' ધાતુ પરથી નિષ્પન્ન દ્રવ્ય શબ્દથી આ મુજબ કહી શકાય કે, દ્રવ્ય એટલે સત્તા, અવયવ અથવા વિકાર; કારણ કે 'द्रु' ધાતુનો પ્રયોગ આ ત્રણેય અર્થોમાં થાય છે.

દ્રવ્યનાં આ ત્રણેય સ્વરૂપો એક રીતે સંગત, વ્યવહારુ અને વાસ્તવિક છે. આ વાત ઉદાહરણથી વિશેષ સ્પષ્ટ થઇ શકે છે. ઘટ દ્રવ્ય વિકાર દ્રવ્ય છે, કપાલ દ્રવ્ય અવયવ દ્રવ્ય છે, જ્યારે માટી એ સત્તા દ્રવ્ય છે, એક અપેક્ષાયે મૃત્તિકા દ્રવ્યનાં આ ત્રણેય સ્વરુપો છે. આમાં વ્યવહાર અને નિશ્ચય–આ બન્ને નયોની માન્યતા પરસ્પરની અપેક્ષાપૂર્વક ઘટી શકે છે.

નિશ્ચયનય પર્યાયોને સ્વીકારે છે, આથી વિકારરૂપ દ્રવ્યમા સ્વરૂપને તે દ્રવ્ય તરીકે માને છે. વ્યવહારનય, અવયવ, સત્તા આ બન્નેમાં દ્રવ્ય તરીકેની પ્રામાણિક પ્રતીતિ સ્વીકારે છે.

વળી ' गुणपर्यायवद्-द्रव्यम् ', [ જે ગુણ અને પર્યાયોને પ્રાપ્ત કરે તે દ્રવ્ય ] દ્રવ્યનાં સહભાવી વિકારો તે ગુણ શબ્દથી વાચ્ય બને છે અને ક્રમભાવી વિકારો પર્યાય તરીકે ઓળખાય છે. આ કારણે ગુણ અને પર્યાયોથી દ્રવ્યનું સ્વરૂપ સમજી શકાય તેમ છે.

આ પ્રસગે એક બીજી પણ સ્પષ્ટતા કરવી જરૂરી છે, તે એ કે, દ્રવ્યની આ બીજી ઓળખને અગે વ્યવહાર અને નિશ્ચય એટલે દ્રવ્યાર્થિક તેમ જ પર્યાયાર્થિક—આ બન્ને નયોની માન્યતાના પ્રવાહો ભિન્નભિન્ન દિશાઓમા વહી રહ્યા છે

દ્રવ્યાર્થિકનયની માન્યતા મુજબ, ભૂત કે ભાવિકાલનાં પર્યાયો, વર્તમાનકાલમા અસત્–અવિદ્યમાન હોવા છતાં ભૂતકાલે તે પર્યાયોનો ભોગવટો થયેલ હોવાથી તેમજ ભાવિમા તે થવાનો હોવાથી તે તે પર્યાયોની અપેક્ષાને અનુલક્ષીને તેની મુખ્યતાયે તે વસ્તુ–પદાર્થ, દ્રવ્ય શબ્દથી પણ પ્રતીત થાય છે ઉદાહરણ તરીકે ભૂતકાલમા જે ઘટમા ઘી ભરાયુ હતું પણ વર્તમાનકાલે તે ઘટમા ઘી–ઘૃત નથી છતા, દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ લક્ષ્યગત કરીને તે ઘટને દ્રવ્ય ઘૃતઘટ કહી શકાય કારણ કે ઘૃતનો આધાર પૂર્વે હોવાથી આધારતા ધર્મ–પર્યાય તેનામા ભૂતકાલે હતો આથી તે ઘટે ભૂતકાલમા સ્વય તે પર્યાયને અનુભવ્યો છે

આ રીતે વર્તમાનકાલે યુવરાજાથી પ્રતીત થતો રાજકુમાર, ભાવિકાલે રાજ્યસત્તાનો માલીક–નૃપ કે જે રાજ્યનો અધિષ્ઠાતા બનવાનો છે એટલે વર્તમાનમા રાજા નહિ હોવા છતા પણ દ્રવ્યાર્થિકનયની પ્રધાનતાને લક્ષ્યગત કરીને તેને દ્રવ્યનૃપ તરીકે ઓળખી શકાય છે તેમજ ભૂતકાલે પર્યાયોને ભોગવીને વર્તમાનમા તે પર્યાયોથી શૂન્ય દ્રવ્યને સહમજવા માટે અનેક દૃષ્ટાંતો છે જેમ એક સ્હેલુ ઉદાહરણ જે નૃપ, કારણસર રાજગાદીથી ભ્રષ્ટ થયો છે, વર્તમાનકાલે તે રાજ્યગાદીનો માલીક કે અધિષ્ઠાતા ન હોવા છતા રાજપર્યાયને ભૂતકાલમા તેણે અનુભવ્યો હોવાના કારણે પૂર્વકથિત દ્રવ્યાર્થિકનયની દૃષ્ટિને પ્રધાનભાવ આપીને કહી શકાય કે તે દ્રવ્યનૃપ છે

પર્યાયો, વર્તમાનકાલમાં અસત્–અવિદ્યમાન હોવા છતાયે ભૂતકાલે તે પર્યાયોનો ભોગવટો થયેલ હોવાથી, અને ભાવિમા ભોગવટો થવાનો હોવાથી તે તે પર્યાયોની અપેક્ષાને મુખ્ય રાખી તે પદાર્થ–વસ્તુ, દ્રવ્યશબ્દથી સબોધાય છે ઉદાહરણ તરીકે

વર્તમાનકાલમાં યુવરાજ રાજ્યનો અધિષ્ઠાતા નહિ હોવા છતાંયે, ભાવિકાલે રાજ્યગાદીનો માલીક બનનાર છે, આ દૃષ્ટિયે તે યુવરાજ દ્રવ્યનૃપ તરીકે, દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ કહી શકાય; તેમજ ભૂતકાલમાં જે ઘડામાં ઘી ભરેલું હોય, પણ વર્તમાનકાલે ઘીરૂપ આધારપર્યાય નહિ હોવા છતાંયે અનુભૂત આધાર પર્યાયને લક્ષ્યગત રાખી, દ્રવ્યાર્થિકનયની માન્યતા મુજબ દ્રવ્ય ઘૃતઘટ કહેવાય. આ રીતે વર્તમાનકાલમાં રાજ્યગાદીનો માલીક કે અધિષ્ઠાતા ન હોવા છતાંયે, રાજ્યગાદીથી ભ્રષ્ટ–પતિત રાજા, પૂર્વકથિત નયની દૃષ્ટિયે દ્રવ્યરાજા કહેવાય.

જ્યારે પર્યાયાર્થિકનય એટલે નિશ્ચયનય કે જે કેવળ વર્તમાનકાળે વિદ્યમાન વસ્તુ કે પર્યાયોને સ્વીકારે છે, તેના મંતવ્ય મુજબ દ્રવ્ય કે પર્યાયો જેવી બે વસ્તુઓ નથી, તે પર્યાયોમાં માને છે. દુર્નય કે નયાભાસનું આ નિરૂપણ નથી, પણ નયવાદને અનુલક્ષીને જ આટલું વિવેચન પ્રસંગસર કર્યું છે, એટલે આ બન્ને નયો પરસ્પરની અપેક્ષા રાખનારા છે, દ્રવ્યાર્થિકનય દ્રવ્યને સ્વીકારે છે, દ્રવ્યની મુખ્યતા પૂર્વકનો વ્યવહાર કબૂલે છે, પણ પર્યાયોનો અપલાપ નહિ કરવાનું તે ડહાપણ–શાણપણું રાખે છે, માટે નય–સુનય તરીકે તેને ઓળખી શકાય છે. પર્યાયાર્થિકનય પણ વર્તમાન પર્યાયોમાં વસ્તુ–દ્રવ્ય તરીકેની પ્રતીતિ કરે છે, છતાંયે ભૂત કે ભાવિકાલના પર્યાયોને અવસ્તુ અસત્ તરીકે કહીને, દ્રવ્યાર્થિક–વ્યવહારનયની માન્યતાનો અપલાપ કરવો તેને યોગ્ય નથી માન્યો; એકાન્ત–નિરપેક્ષદૃષ્ટિયે જકારપૂર્વક પોતપોતાની બાજુને રજૂ કરવાથી તે તે નયો, દુર્નય–નયાભાસરૂપ બને છે. કારણકે સાપેક્ષસ્થિતિ એ વસ્તુનું સનાતનસિદ્ધ સ્વરૂપ છે, તેનો અપલાપ કરવો એટલે વસ્તુની અસ્તિતાનો અપલાપ કરવા બરોબર છે. આમ થવાથી તે તે નયો, નિજનિજના કાર્ય, સ્વરૂપ અને મર્યાદાને ત્યજી દેનારા બને છે, આથી તે નયાભાસ તરીકે ઓળખાય છે. દ્રવ્યની ઓળખ માટે હાલ પ્રાસંગિક રીતે ટૂંકમાં આટલી પૂર્વપીઠિકા અવશ્ય માર્ગદર્શક બની શકશે.

# પવિત્રતાનો સંદેશઃ

## ચાર સુંદર ભાવનાઓઃ

મુનિરાજ શ્રીમદ્ ભદ્રંકરવિજયજી મહારાજ.

---

લોભ, ઈર્ષ્યા, વેર, વિરોધ અને વૈમનસ્યના પાપોથી જગતની ચોમેર આજે અશાન્તિનો અગ્નિ ભડભડ સળગી ઉઠ્યો છે. આજનો યુગનો સુધરેલો ગણાતો પણ માનવસમાજ પરસ્પરને ભરખી લેવાની અધમતાએ પહોંચ્યો છે. આ પ્રસંગે, લેખક મુનિરાજશ્રી પવિત્રતાના માર્ગરૂપ મૈત્રી આદિ ચાર સુંદર ભાવનાઓનું સ્વરૂપ પોતાની ગંભીર, બોધક અને સચોટ શૈલીમાં અહિં રજૂ કરે છે.—સં૦

---

**परहितचिन्ता मैत्री:**

પોતા સિવાય બીજા પ્રાણિઓનું હિતચિન્તવન કરવું તે મૈત્રી ભાવના છે પોતા સિવાય બીજા પ્રાણીઓ મુખ્યતયા ચાર પ્રકારના હોય છે (૧) પોતાના ઉપર ઉપકાર કરનારા (સૌથી થોડા) (૨) પોતાના સગાવહાલા (એથી વધારે) (૩) પોતાના પરિચિતો (એથી પણ વધારે) (૪) પોતાથી અપરિચિતો (સૌથી વધારે)

જે પોતાના ઉપકારીઓનાં હિતની ચિન્તા કરતો નથી તે 'કૃતઘ્ન' કહેવાય છે જે પોતાના સ્વજનોની હિતચિન્તા કરતો નથી તે 'કૃપણ' કહેવાય છે જે પોતાના પરિચિતોની હિતચિન્તા કરતો નથી તે 'સ્વાર્થી' કહેવાય છે. જે દુનીયાના કોઈપણ જીવની હિતચિન્તા કરતો નથી તે 'એકલપેટો' ગણાય છે બીજાઓની હિતચિન્તારૂપ મૈત્રીભાવ, જેના અંતરમાં સદા રમણ કરે છે તેનામાં કૃતઘ્નપણું, કૃપણપણું, સ્વાર્થિપણું અને એકલપેટાપણું વગેરે દુર્ગુણોનો નાશ થવા સાથે કૃતજ્ઞતા, ઉદારતા, પરોપકારિતા તથા પરમાર્થવૃત્તિતા આદિ સદ્ગુણો પ્રકટી નિકળે છે જીવ અનાદિકાળથી જેમ અચેતન પદાર્થો ઉપર રાગભાવ અને દ્વેષભાવને વશ છે, તેમ સચેતન પદાર્થો ઉપર પણ રાગભાવ

અને દ્વેષભાવને આધીન છે. પોતાની જાત ઉપર તેને એટલું બધું મમત્વ હોય છે કે પોતાની જાતનાં સુખની ખાતર કોઇપણ પ્રકારના પાપકાર્યો કરતાં તે અચકાતો નથી મૈત્રીભાવ તેને પોતાની જાત ઉપરના મમત્વથી ખસેડી પરનાં સુખ માટે પણ ચિન્તા કરનારો બનાવે છે, મૈત્રીભાવ આવ્યા પહેલાં પોતાની જાતનું જ એક મમત્વ તેનાં અંતરમાં હોવાથી 'દુનિયાનાં સઘળાં સુખો તેને પોતાને જ મળો !' એવી અનંત તૃષ્ણા તેનામા છૂપી રીતે રહેલી હોય છે. પણ બધાં સુખો એક જ આત્માને મળી જાય એવી પરિસ્થિતિ દુનિયાની કદી હોતી નથી; તેથી મૈત્રીભાવ વિહીન આત્મા હમેશા અત્યંત, અતૃપ્ત અને શોકગ્રસ્ત જ રહે છે. તથા જે સુખ પોતાને જોઇએ છે, તે સુખ પોતાને નહિ મળતાં બીજા કોઈને પણ મળે ત્યારે તેના પ્રત્યે ઇર્ષ્યાભાવવાળો જ બની રહે છે. એ રીતે ઇર્ષ્યા, શોક, અતૃપ્તિ વગેરે અનેક દુઃખો પોતાની જાત ઉપર જ રાગવાળા જીવને સદા સતાવ્યા કરે છે. એ બધાં દુઃખોથી છોડાવનાર કોઇપણ ચીજ આ દુનિયામાં હોય તો તે એક મૈત્રીભાવ જ છે, મૈત્રીભાવનાથી તેને પોતાની જ એકલી જાત ઉપરનો રહેલો રાગભાવ નાશ પામે છે, અને પોતા સિવાય આ દુનિયામાં રહેલા બીજા અનત પ્રાણિઓના હિતની અને સુખની ચિન્તા ઉત્પન્ન થાય છે તેથી પોતા સિવાય બીજા જેટલા પ્રાણિઓ સુખને મેળવતા દેખાય છે તેને જોઇને તે પોતે તે સુખી થનાર પ્રાણિઓ જેટલા જ આનંદનો અનુભવ કરે છે, અને પોતાને મળેલા થોડાં પણ સુખમાં તે હમેશા તૃપ્ત રહે છે એ આનંદથી તેનો ઇર્ષ્યાભાવ અને તૃપ્તિથી તેનો શોકભાવ નાશ પામે છે.

**મૈત્રીભાવ ટકાવવાના ઉપાયો :**

વૈર અને વિરોધરૂપી અગ્નિને પ્રકટાવનાર આ દુનિયામાં બે વસ્તુઓ છે એક પોતે કરેલા બીજાના અપરાધોની માફી ન આપવી. અથવા પોતાનાં જ સુખની ચિન્તા કર્યા કરવી અને એ સુખ ખાતર પોતા સિવાય બીજાને, ગમે તેટલી પીડા થાય તો પણ તેને ન ગણવી. અથવા પોતા સિવાય બીજાના સુખની ચિન્તા

બીલકુલ ન કરવી અને તેના ઉપર આવેલા ગમે તેટલાં કષ્ટોને છતી શક્તિએ નિવારણ કરવાને માટે બેદરકારી બતાવવી એ વસ્તુને સરલ રીતે નીચે મુજબ સમજાવી શકાય—

(૧) પોતાનાં સુખની જ ચિન્તા કર્યા કરવી (૨) બીજાનાં સુખની ચિન્તા બિલકુલ ન કરવી, (૩) પોતાના અપરાધોની માફી કદી પણ ન માગવી. (૪) બીજાઓએ કરેલા અપરાધોની માફી કદી પણ ન આપવી. મૈત્રી ભાવ ટકાવવા માટે આ ચાર પ્રકારની વૃત્તિઓને ત્યજવી જોઇએ.

(૧) આ માટે પોતા સિવાય બીજાઓનાં સુખની ચિન્તા પોતાના સુખની ચિન્તા જેટલી જ કરવી. (૨) બીજાઓના ઉપર આવેલાં દુઃખોનું નિવારણ કરવાને માટે પોતાનાં દુઃખ નિવારણ જેટલો જ પ્રયત્ન કરવો (૩) પોતાની થતી ભૂલોની ક્ષમા માગવા સદા તત્પર રહેવું અને (૪) બીજાઓથી થતી ભૂલોની ક્ષમા આપવા સર્વદા તત્પરતા બતાવવી

**परदु:खविनाशिनी करुणा:**

દુઃખ બે પ્રકારનું છે, શારીરિક અને માનસિક. શારીરિક દુઃખોને દ્રવ્ય દુઃખો કહ્યાં છે, અને માનસિક દુઃખોને ભાવ દુઃખો કહ્યાં છે શારીરિક દુઃખોનું કારણ અશાતાવેદનીય કર્મનો ઉદય છે, અને માનસિક દુઃખોનું કારણ મોહનીય આદિ કર્મનો ઉદય છે

માણસને પોતાનાં દુઃખોનું નિવારણ કરવાને માટે કુદરતી જ લાગણી હોય છે, તો પણ તેના બધા દુઃખોનુ નિવારણ અશકય-પ્રાયઃ હોય છે તેથી કોઇને કોઇ દુઃખની હયાતી તેને સદા પજવે છે, અને તેની શાન્તિમાં ભંગ કરે છે. તેથી અકળાઇને આત્મા દુઃખનિવારણના વાસ્તવિક ઉપાયોને છોડી અવાસ્તવિક ઉપાયો લે છે. 'દુઃખ નિવારણ' કરવાનો વાસ્તવિક ઉપાય પોતા સિવાય બીજા આત્માઓનાં દુઃખોનું નિવારણ કરવા તત્પર રહેવું તે પણ છે. એથી બે જાતિના લાભ થાય છે, એક તો એ પુરુષાર્થ કરતી વખતે તેટલો કાળ પોતાનાં દુઃખોનું વિસ્મરણ

થાય છે અને બીજું, બીજાનાં દુઃખો દૂર કરવાના પ્રયત્નથી શુભ કર્મ ઉપાર્જન થાય છે અને તેના પરિણામે ઉત્તરોત્તર શાન્તિ અને સુખની વૃદ્ધિ અનુભવાય છે.

કરુણા ભાવનાના વિષયમાં આવતા જીવો પણ ચાર પ્રકારના હોય છે.

(૧) વર્તમાનમાં દુઃખી અને ભવિષ્યમાં દુઃખી થાય તેવા પાપ માર્ગે જ પ્રવર્તનારા (૨) વર્તમાનમાં આહાર, વસ્ત્ર, શયન, આસન, ઔષધાદિ સામગ્રીઓના અભાવે દુઃખ ભોગવનારા. (૩) વર્તમાનમાં સુખી પણ હિંસાદિ પાપકર્મ કરીને દુર્ગતિનાં દુઃખ ઊભા કરનારા (૪) વર્તમાનમા સુખી પણ મિથ્યાત્વાદિ પાપ-કર્મ કરીને ભાવિ દુઃખોને ઉત્પન્ન કરનારા.

એ રીતે દુઃખ અને તેના કારણભૂત પાપથી રીબાતા જીવોને દુઃખથી અને પાપથી છોડાવવાની વૃત્તિ એ કરૂણા ભાવના છે.

દુઃખીનું દુઃખ દૂર થાઓ કે ન થાઓ પણ દુઃખ દૂર કરવાની ભાવના અને પ્રયત્ન કરનારને અવશ્ય લાભ મળે છે. એ રીતના પ્રયત્નથી નિકાચિત કર્મનો ઉદય ન હોય તો દુઃખ દૂર પણ થાય છે દ્રવ્ય દુઃખો દૂર કરવાના પ્રયત્નો કરતી વખતે પણ તે દુઃખોનાં કારણભૂત પાપકર્મોથી બચવા અને બચાવવાનુ પણ લક્ષ્ય રહેવું જોઈએ ભાવદયાની ભાવના વિના જે દ્રવ્ય દયા થાય છે તે ધર્મ સ્વરૂપ બનવાને બદલે ઘણી વાર અધર્મ સ્વરૂપ બની જાય છે. દ્રવ્ય અને ભાવ દુઃખોને જૈન સિવાયના દર્શન-કારોએ ત્રણ વિભાગમા વહેંચ્યા છે.

(૧) આધ્યાત્મિક—શરીર અને મન સંબંધી દુઃખો, (૨) આધિભૌતિક—હિંસક પશુ પક્ષી આદિ પ્રાણિઓ તરફથી પ્રાપ્ત થતા દુઃખો (૩) આધિદૈવિક—દેવતાઇ ઉપદ્રવો જેવા કે ધરતી-કંપ, દુષ્કાળ, મરકી, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, અગ્નિ આદિના ઉપદ્રવો. ઉપરના દુઃખોનો જૈન શાસનની રીત મુજબ ત્રણ વિભાગમાં સમાવેશ થઇ શકે છે

( १ ) મિથ્યાત્વ—કુમતની વાસના અસર્વજ્ઞપ્રરૂપિત કુશાસ્ત્રોમાં નિરૂપણ કરેલાં સિદ્ધાન્તો ઉપર મજબુત વિશ્વાસ, ( २ ) અવિરતિ-પ્રારંભમાં સુખદાયી પણ પરિણામે કડવાં એવાં વિષયનાં સુખોની તીવ્ર અભિલાષા, તેને મરતાં પણ નહિ છોડવાનાં પરિણામ. ( ३ ) અશાતા વેદનીયનો ઉદય—ક્ષય, જ્વર, ભગંદર, કુષ્ટાદિ દુષ્ટ રોગોની પીડા.

परसुखतुष्टिर्मुदिता :

પોતાથી બીજાને અધિક સુખી અથવા ગુણી દેખીને તેનાં સુખ કે ગુણ ઉપર ઈર્ષ્યા કે અસૂયાનો ભાવ ન થવા દેવો, પણ હર્ષ ધારણ કરવો એ પ્રમોદ ભાવનાનું લક્ષણ છે. ઈર્ષ્યા એટલે બળતરા અને અસૂયા એટલે બીજાનાં ગુણોમાં દોષોનું ઉદ્‌ભાવન, પ્રમોદ ભાવનાવાળો આત્મા બીજાને પોતાથી અધિક સુખી અગર ગુણી દેખીને હૃદયમાં બળતો નથી પણ આનંદ ધારણ કરે છે તથા તેઓનાં સુખ કે ગુણને દૂષિત કરવા પ્રયત્ન કરતો નથી કિન્તુ આગળ લાવવા પ્રયત્ન કરે છે.

ગુણબહુમાનનો પ્રભાવ અચિન્ત્ય છે તથા પોતાનાં કરતાં પારકાનાં સુખની કિંમત ઘણી વધારે છે, એ વસ્તુ સમજ્યા વિના સાચી પ્રમોદભાવના પ્રકટી શકતી નથી. ગુણબહુમાનથી નિત્ય નવીન નવીન ગુણોની પ્રાપ્તિ થાય છે. તેથી ગુણનો અર્થી ગુણ કે ગુણીનું સન્માન કે બહુમાન કર્યા સિવાય રહી શકતો નથી. જે પોતા સિવાય બીજાનાં ગુણને જાણતો જ નથી અથવા જાણવા કાળજી પણ ધરાવતો નથી અથવા જાણવામાં આવ્યા પછી પણ તેનું સન્માન કરવાની ભાવનાવાળો થતો જ નથી, તેને ગુણની પ્રાપ્તિ થવી સંભવિત જ નથી. એ જ રીતે જે બીજા સુખી આત્માના સુખને જાણતો નથી, જાણવાને દરકાર ધરાવતો નથી, અથવા જાણવામાં આવે તો પણ હૃદયથી રાજી થતો નથી તે આત્માને વાસ્તવિક સુખની પ્રાપ્તિ પણ સંભવિત નથી. ગુણી આત્માના બહુમાન વિના જેમ ગુણની પ્રાપ્તિ શક્ય નથી, તેમ

સુખી આત્માનાં સુખને જોઈને હર્ષિત નહિ થનાર કે ઈર્ષ્યાગ્નિથી બળનારને પણ સાચા સુખની પ્રાપ્તિ પણ સુલભ નથી.

સુખ બે પ્રકારનાં હોય છે: એક વૈષયિક અને બીજું આત્મિક. વિષયથી થનારા સુખ અપથ્ય આહારથી થનારી તૃપ્તિ જેવા પરિણામે અસુન્દર છે. સ્વ અને પરના વૈષયિક સુખોને જોઈને સંતુષ્ટ થવું એ સાચી પ્રમોદ ભાવના નથી.

સાચી પ્રમોદ ભાવના તો પરિણામે સુન્દર, હિત, મિત અને પથ્ય આહારના પરિભોગથી થનારી ચિરકાલીન તૃપ્તિ સમાન છે. એવાં સુખ પોતાને મળે ત્યારે જેવો સ્વાભાવિક આનંદ થાય છે તેવો જ આનંદ પરનાં સુખો દેખીને થવો જોઈએ

આત્મિક સુખોની, પરાકાષ્ઠા સંપૂર્ણ મોહક્ષયાદિથી ઉત્પન્ન થનારા અવ્યાબાધ અને શાશ્વત સુખસ્વરૂપ મોક્ષમાં છે એ મોક્ષ-સુખને પ્રાપ્ત થયેલા મહાપુરુષોના સુખને જોઈને હૃદયમાં આહ્લાદ થવો એટલું જ નહિ પણ એ મોક્ષસુખના માર્ગે રહેલા મહા-મુનિવરોથી માંડીને સમ્યગ્દષ્ટિ અને માર્ગાનુસારી પર્યન્તના જીવોના ગુણો અને સુખો દેખીને હર્ષિત થવું, તે પણ પ્રમોદ ભાવનાનો મુખ્ય વિષય છે. એ હર્ષ પ્રગટ કરવાના મુખ્ય સાધન-મન, વચન અને કાયા છે મનથી આદર, વચનથી પ્રશંસા અને કાયાથી વન્દન-નમસ્કારાદિવડે પ્રમોદભાવ પ્રકટ થઈ શકે છે

ગુણી આત્માની સ્વપર ઉભયકૃત વન્દનાદિ પૂજા જોઈને સર્વ ઇન્દ્રિયોથી અભિવ્યક્ત થતો હર્ષ જ્યારે સ્વભાવસિદ્ધ બને ત્યારે પ્રમોદભાવના પરિપૂર્ણ થાય છે.

**परदोषोपेक्षणमुपेक्षा :**

દોષો બે પ્રકારના હોય છેઃ એક સાધ્ય અને બીજા અસાધ્ય અસાધ્ય દોષોવાળા આત્માઓને દેખીને સ્વાભાવિક રીતે જ તેના પ્રત્યે મનુષ્યને રોષ પ્રગટે છે. તે વખતે ઉપેક્ષા (માધ્યસ્થ) ભાવનાની ખાસ જરૂર છે.

ઉપેક્ષાભાવના કે માધ્યસ્થભાવના કર્મની પરતંત્રતા અને પ્રબળતાનો વિચાર કરાવે છે, અને તેથી આવેલો રોષ શમાવી દે છે.

આ માધ્યસ્થભાવ જેમ અસાધ્ય દોષવાળા પ્રાણિઓ પ્રત્યે કેળવવાનો છે, તેમ સુખ આપવા માટે સર્વથા અસમર્થ એવા વિષયનાં સુખો પ્રત્યે પણ કેળવવાનો છે. ચાર ગતિમાં વિવિધ પ્રકારનાં દુઃખોને અનુભવતો જીવ કવચિત્ મનુષ્ય અને દેવાદિ ગતિઓને વિષે સર્વ ઇન્દ્રિયોને ઉત્સવ કરાવનારાં તથા મનને આહ્લાદ આપનારાં વિષયસુખોને પામે છે; પરંન્તુ તે વખતે તેની અસારતા અને ક્ષણવિનશ્વરતાને નહિ જાણનારો જીવ તેના ભોગમાં લંપટ બની જાય છે, અને પરિણામે અનંત દુઃખનો અધિકારી થાય છે. માધ્યસ્થ ભાવનાના મર્મને પામેલો આત્મા તે વખતે વિષયસુખોની અસારતા અને કાદાચિત્કતા ( કોઇક જ વાર મળવાપણું અને મળ્યા પછી તુરત જ ચાલી જવાપણું )ને જાણતો હોવાથી તેના પ્રત્યે ઉદાસીન ભાવ ધારણ કરી શકે છે, અને તેથી મોટી આપત્તિઓથી બચી જવા પામે છે. માધ્યસ્થ ભાવનાને ભાવનારો એમ જાણે છે કે દુનિયાની કોઇપણ સચેતન કે અચેતન વસ્તુ સુખ દુઃખની ઉત્પાદક નથી, પરન્તુ જીવને તે વસ્તુ ઉપર રહેલો રાગદ્વેષ, એ જ તેને સુખ દુઃખની કલ્પના કરાવે છે. સુખ દુઃખનું કારણ અન્ય પદાર્થો નથી પણ મોહાદિકના વિકારથી પોતાના આત્મામાં ઉત્પન્ન થતો રાગદ્વેષનો પરિણામ જ છે. પદાર્થો તો પોતાનાં સ્વરૂપમાં રહેવાને જ વ્યવસ્થિત થયેલા છે, પણ પોતે જ પોતાનો સ્વભાવ છોડીને રાગદ્વેષરૂપી વિભાવમાં પડે છે અને તેથી સુખી અથવા દુઃખી થાય છે. એ રીતે સુખનો આશ્રય પદાર્થોને નહિ પણ પોતાના આત્માને જ માનતો જ્ઞાની જીવ જગતના તમામ સચેતન અને અચેતન પદાર્થો ઉપર માધ્યસ્થભાવ ધારણ કરી શકે છે, અને તે જ માધ્યસ્થભાવની અંતિમ પરાકાષ્ઠા ગણાય છે.

આ ચાર ભાવનાઓ મહાપુરુષોને પણ વારંવાર અભ્યાસથી જ પ્રાપ્ત થાય છે. અનેક જન્મોમાં અભ્યાસ દૃઢ થયા બાદ

આ ભાવનાઓ આત્મસાત્ થાય છે; કારણ કે એની પ્રતિપક્ષી વૃત્તિઓ અશુદ્ધ જીવને અનાદિકાળથી લાગેલી હોય છે. ક્રોધ, દ્રોહ, ઇર્ષ્યા, અસૂયા આદિ વૃત્તિઓ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય આદિ ભાવનાની પ્રતિપક્ષી વૃત્તિઓ છે, અને તે અનાદિકાળથી જીવને લાગેલી હોય છે. મૈત્રી ભાવના દૃઢ થવાથી ઈર્ષ્યાભાવ નાશ પામે છે, પ્રમોદભાવના દૃઢ થવાથી અસૂયાપણું નાશ પામે છે, કરુણા ભાવના દૃઢ થવાથી દ્રોહભાવ નાશ પામે છે અને માધ્યસ્થભાવના પરિણામ પામવાથી ક્રોધભાવ ચાલ્યો જાય છે. સહુ કોઈ આત્માઓ આ ચાર સુંદર ભાવનાઓથી પોતાના જીવનને નિર્મળ બનાવો !

## હવે તો આપણે સમજવું જોઇએ !

'એક મનુષ્યસંઘ અને બીજા મનુષ્યસંઘની વચ્ચેજ નહિં પણ એક માણસ અને તેની આસપાસના સમાજ વચ્ચે અર્થ અને કામ એ જ હેતુઓથી વર્તન ચલાવાય અને ખરૂ ખોટું દેખાડનાર ધર્મની ભાવના ઢીલી રહે,' આ યૂરોપીય સંસ્કૃતિનો પડછાયો હિન્દુસ્તાન ઉપર પડ્યો છે; અને છેલ્લાં પચાસ, સો વર્ષમાં ન્યાયવૃત્તિ, દાનવૃત્તિ અને નિખાલસતા એ આર્યોના સંસ્કારના પાયાઓ ઢીલા થયા છે. યૂરોપની જાહોજલાલી અને તેની મોહિની પાછળ રહેલું ભયંકર તત્ત્વ હાલની લડાઇએ ખુલ્લું કરી આપ્યું. હિન્દુસ્તાનની પ્રજા માટે કયો માર્ગ સારો તે હવે પ્રજાએ પોતે જ નક્કી કરી લેવાનુ છે. આપણા દેશમા પેદા થયેલા ઋષિ-મુનિઓ, સંતો અને ભક્તો, જે વિચારશ્રેણી અને જે ભાવના મૂકી ગયા છે તેનાથી વિમુખ થતાં અને અધ્યાત્મની કિંમત ઓછી કરીને ભૌતિક-પૌદ્‌ગલિક અને બહારની દુનિયાનાં સુખો માટે ખેંચાતા આપણા દેશવાસી જનસમૂહને શું જોખમ ખેડવું પડશે તે હવે તો આપણે સમજવું જોઇએ. યંત્ર, હુન્નરકળા અને આધુનિક યુદ્ધસામગ્રીમા બધી રીતે સજાયેલા બળવાન એવા યૂરોપના દેશોનો હિંસાત્મક સ્વાર્થની પાછળ જતાં શો હાલ થયો છે. તે જોયા પછી કોઇ વિચારવંત હિંદવાસીને એમ લાગશે કે,.આ રસ્તો ભૂલ ભરેલો છે.

[ 'આર્યોના સસ્કાર'માંથી ]. —શ્રી મનુ સુબેદાર.

# આજની આપણી આર્થિક સંપત્તિ



શ્રીયુત્ પ્રભુદાસ બેચરદાસ પારેખ

દેશ અને રાજકારણની અનેક આંટીઘૂંટીઓમાં આ વિદ્વાન્ શ્રદ્ધેય લેખકની વ્યવહારુતા, દૂરદર્શિતા અને દીર્ઘદૃષ્ટિતા કેટલીક વેળાયે ઘણુ સારુ માર્ગદર્શન આપે છે. જૈન સમાજની અનેક સમસ્યાઓના ઉકેલમાં લેખકની શક્તિ ખૂબ ઉપયોગી અને આશાસ્પદ છે. સમાજના આવા શ્રદ્ધાસંપન્ન વિદ્વાન્ લેખકોનો યોગ્ય સહકાર અમને મળતો રહેશે તો જૈનસમાજને એઓની વિચારસરણીદ્વારા ઘણું જાણવા જેવું અમે આપી શકીશું-સં૦

આજે કરોડાપતિઓ અને લાખોપતિઓની શહેરોમાં મોટી મોટી આસામીઓ જોવામાં આવે છે, પરંતુ તે ધન આપણું ખરું ધન નથી આજનું આપણું દરેક ધન પરદેશીઓનું જ છે. આજથી ળસો વર્ષ પહેલાં આ દેશમાં જે કાંઇ ધન હતું, તે આપણું પોતાનું હતું. તે વખતે ભલે કદાચ આજના કરતાં ઓછું ધન દેખાતું હશે, પરંતુ ઓછું કે વધતું જેટલું હતું, તે આપણું પોતાનું જ હતું.

તે વખતે ધન બે પ્રકારનું હતું. ગુપ્ત અને પ્રગટ. મા-બાપનો પ્રેમ બાળકના ઉછેરમાં જે કાંઇ ભાગ ભજવતો હતો અને તેથી બાળકને સાચવનાર આયા વગેરેનો ખર્ચ નહોતો કરવો પડતો. તેટલું ધન ખર્ચવું નહોતું પડતું. એ પ્રેમરૂપી ગુપ્ત ધન હતું. સાદા મકાનને લીધે હવા ખાવા સ્હેજે મળતી હતી. તેને બદલે આજે વીજળીના પંખાથી હવા લેવી પડે છે. હવા ખાવા ગાડીમાં કે મોટરમાં બેસીને નોકરનો પગાર ખર્ચ અને પેટ્રોલનો ખર્ચ કરે ત્યારે અમુક પ્રમાણમાં શુદ્ધ હવા મળે. મફતને બદલે સ્હેજે બેત્રણ રૂપિયાનો ખર્ચ થઇ જાય. જાજરૂ

જવાનું ગફ્ત, તેને બદલે બજારનો ટેક્સ, તેના મકાનનું બાંધકામ, સાફસુફીનો પગાર, પાણીની ટાંકી, અને લાદીઓ તથા તેના કુંડા, એ દરેકનો ખર્ચ રોજ એક એક માણસને ભાગે કાંઈ ને કાંઈ આવે જ છે. એ ખર્ચ બચે તેવી વ્યવસ્થા એ ગૂઢ મૂડી ગણાય. આવા હજારો દાખલા ભારતના જીવનમાં છે.

પરંતુ છેલ્લા બસો વર્ષોમાં પરદેશીઓએ વેપારથી, દેશો ખાલસા કર્યા બાદ રાજકુટુંબોમાંથી ભેટોરૂપે, જીતાયેલા દેશોમાંથી લૂંટરૂપે, કારખાનાઓ અને ખાણોમાંથી જે જે ધન મળ્યું તે સર્વ ધન પરદેશમાં લઈ જઈ એવી ગોઠવણ કરી, કે એ ધનથી બનેલ મિલો અને સત્તાથી મળેલી વધુ સંપત્તિ, તથા યોજનાવશથી મળેલી સંપત્તિ વધતી જ ગઇ.

તે સંપત્તિ પાછી આ દેશમાં મોટા પાયા ઉપર ધંધાઓમાં રોકી દીધી. અને અનેક એજંટોને આકર્ષીને વિદેશી માલનું વેચાણ તથા કાચો માલ પરદેશ મોકલવાનું કંપનીઓ મારફત ગોઠવી દઈ કરોડોની કમાણી કરી. તે દ્વારા એજંટો લાખોપતિ થયા.

જુદા જુદા ધંધાના મજૂરો પણ પોતપોતાના ખેતીવણાટ વગેરે ધંધા છોડીને કારખાનાઓમાં ધંધો કરવા લાગ્યા અને તેમને મજૂરી સારી પડવા લાગી.

પરંતુ શહેરમાં મજૂરો જે જરૂરીઆતની ચીજ ખરીદે, તેમાં પણ પૈસા પરદેશમાં જ પાછા વળે અને તેમના તૂટેલા ધંધાથી દેશી ચીજો ન બની શકે, તેને બદલે કારખાનાના માલના વકરાનું જ ક્ષેત્ર વધ્યું. આ રીતે પણ પરદેશીઓની બેંકો મારફત રોકાયેલી મૂડીમાં જ વધારો થયે જાય. વીમામાં ભરાયેલા, સંસ્થાઓમાં ભરાયેલા ફંડો પણ નાણાની સુરક્ષિતતા માટે દેશીઓને ન ધીરાઇ, પરંતુ સદ્ધર બેંકો, મિલો વિગેરેમાં રોકાય. અને તેમાં વ્યાજ સારા મળે પણ બેંકો વગેરે, મોટી મોટી કંપનીઓને ધીરે એટલે મોટી કંપનીઓ સારી રીતે મૂડીની સગવડથી ધંધા

ચલાવી શકે; પરંતુ તે ધંધો કરનારા દેશી ધંધાર્થીઓ તૂટી પડે. એટલે શહેરોમાં જાય અને કોઇપણ નવા ધંધાની કંપની નીકળે, એટલે તેના એજંટ તરીકે લાખો કમાય અને ધંધા કરનારા દેશી લોકો તૂટે. આ પ્રમાણે દેશના ધંધા તૂટતા જાય, તેને ઠેકાણે કંપનીના ધંધા ધીકતા થતાં જાય, તેમાં દેશી વેપારીઓ પૈસાદાર થતા જાય.

હવે પરદેશી લોકો માત્ર ખાસ કરીને દરેક વેપાર પરદેશી કંપનીઓ અને ખાસ જરૂરી લાઇસન્સદાર દેશી વેપારીઓ કે પોતાની શાખાઓ ખોલીને જરૂરી નોકરો રાખ્યે ચલાવી શકશે. તે સિવાય વેપારક્ષેત્રમાં ખાસ કોઇની જરૂર નથી. એટલે વેપારક્ષેત્રમાં રોકાતા નાણાનો મોટો ભાગ ખેતીમાં રોકી યાંત્રિક ખેતી ખીલવવા માંગે છે. એટલે એક વખત જે સગવડો દેશી વેપારીઓને હતી તે સગવડો અને કાયદાની હૂંફ દેશી ખેડૂતોને અને મજૂરોને મળે તેવી ગોઠવણ થઇ ગઇ છે. આને પરિણામે હવે પછીના દશકાઓમાં દેશી ખેડૂતો સારા પૈસાદાર થવાનો સંભવ છે. અને ઘણે ભાગે મોટરો પણ દોડાવતા થશે. જ્યારે વેપારી વર્ગ અને ઉજળા વર્ગના હાથમાંથી પ્રથમના જૂના અને પરદેશી મૂડી રોકાયા પછીના નવા ધંધા પણ છુટતા જશે. તેમજ રોકડા સિવાય વપરાશનો માલ પણ નહીં મળે. તે પૈસાદાર સિવાયના વર્ગને સાંખવું પડે એ સ્વાભાવિક છે. પૈસાદારના પૈસા પણ વ્યાજની માત્ર આવક થાય. એટલે પૈસા પણ કયાં સુધી પહોચે ? કારખાનાઓમાં નોકરી તરીકે જ માત્ર ઘણો ભાગ ગોઠવાય, પરંતુ તેમનો પગાર પણ ખર્ચમાં ચાલ્યો જાય. પ્રજા પાસેથી ટાઇમસર અને વધારે યુક્તિપૂર્વક કામ કરાવવાથી રાજ્યોની આવકોના આંકડા વધ્યા છે. તેનો ખર્ચ પણ મ્યુના નળો-બસો-ઇલેકટ્રિક દવાખાનાં, વગેરે પરદેશી માલના વકરામાં પણ ત્યાં જ જાય એ નાણા પાછા અહીં રોકાઇ જાય. પરદેશી ખેતીનિષ્ણાત જનો જેમ જેમ અહીં વસવાટ કરતા જાય, તેમ તેમ ખેતી વેપાર અને કારખાના મારફત ઉદ્યોગ ધંધા તેમના હાથમાં આવતા જાય. દેશમાં ધન વધતું જાય.

પરંતુ આ સમજાવીને મુદ્દાની વાત એ જ છે કે, આજથી બસો વર્ષ પહેલા આપણી મૂળ મૂડી આપણી દરેક વ્યક્તિના હાથમાં સરેરાશ બે રૂપિયા રહેતી હોય, તેના પ્રમાણમાં તમામ પરદેશી મૂડીઓ એક વખત પરદેશીઓ ખેંચી લે તો ભાગ્યે જ આપણી વ્યક્તિની સરેરાશ મૂળ મૂડી આઠ દશ આનાથી ભાગ્યે જ વધારે હોય, અને પચાસ વર્ષ પછી એકાદ આનાના રૂપમાં ભાગમાં આવે. સારાંશ કે, દેશમાં પરદેશી સમૃદ્ધિ વધતી જવાથી દેશની ઉન્નતિ થયે જાય છે. અને આપણે મૂળ વતની પ્રજા તરીકે તદ્દન અવનત થતાં જઇએ છીએ. આ બાબતનો સ્પષ્ટ ખુલાસો એક વખત લગભગ સો એક વર્ષે આવશે. ત્યારે આપણે કંગાલ હોઈશું અથવા પૈસાદાર હોઇશું તો આપણે આપણા ધર્મકર્મથી આપણાપણું ગુમાવી બેઠા હોઈશું !









## શ્રી જૈન શાસનની ઉન્નતિ

જે પુણ્યવાન આત્મા, શ્રી જિનેશ્વરદેવના કલ્યાણકર શાસનની ઉન્નતિ-પ્રભાવનાને શક્તિ મુજબ કરે છે, તે અન્ય આત્માઓને બોધિરત્નની પ્રાપ્તિનું કારણ બનતો હોવાથી, અનુત્તર સમ્યકૃત્વને પામે છે. જે સમ્યકૃત્વ; તીવ્ર કલેશનું નાશક, સમાધિ ગુણોનું કારણ તથા સર્વ સુખોનું નિદાન છે અને પરંપરાએ સિદ્ધિનાં સુખોને આપનારૂં છે. આથી ધર્મશીલ બુદ્ધિમાન પુરુષે પાપના ઉત્કૃષ્ટ સાધનરૂપ શ્રી જિન-શાસનની અપભ્રાજના કે મલીનતા કોઇપણ રીતે નહિ કરવી, પણ આરાધના દ્વારા શક્તિ મુજબ શ્રી જૈન શાસનની પ્રભાવના કરવી કે જે સર્વ પ્રકારની લક્ષ્મીનું સફળ બીજ છે.

—સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરિજી.

# મનોરમ્ય શ્રી તારંગાજી

શ્રીયુત જયંતિ શાહ.

[ Research Student in Films of Ancient Indian Culture. ]

---

શ્રી જયંતિ શાહ, ઐતિહાસિક વિગતોમાં ખૂબ જ રસ ધરાવનારા એકાંતપ્રિય સાહિત્યરસિક યુવાન લેખક છે. જૈન તીર્થોની ઝીણી-ઝીણી હકીકતોનો ઇતિહાસ મેળવવામાં તેઓ સતત જાગૃત છે. શ્રી તારંગાજી તીર્થને અંગે તેઓએ આ લેખમાં-કલા, શિલ્પ-સ્થાપત્ય તેમજ ઐતિહાસિક સંશોધનો પોતાની સાદી શૈલીથી સરસ રીતે ટૂંકમાં રજૂ કર્યાં છે, અમે ઇચ્છીએ છીએ કે, આ રીતે તેઓ અન્ય જૈન તીર્થસ્થાનોને અંગે ઉપયોગી રસસામગ્રી ત્રિમાસિકદ્વારા કલારસિકોને પીરસતાં રહે ! —સં૦

---

કેમેરાને પસંદ પડી જાય એવું એક શ્રી જિનમંદિર ઉત્તર ગુજરાતના આગણે તારણ પર્વતની મધ્યમાં ઊભું છે. ઉત્તર ગુજરાત ખૂબ જ રળિયામણો પ્રદેશ છે. પ્રવાસીઓ, કલાકારો અને સંશોધકોને આ પ્રદેશ ગુજરાતની સંસ્કૃતિનો અભ્યાસ કરવા માટે પ્રેરણાદાયી છે.

ઉત્તર ગુજરાતમાં ' સિદ્ધપુરનો રુદ્રમાળ ' ' તારંગાનું જિન-મંદિર ' ' મોઢેરાનો સૂર્યપ્રસાદ ' ' ગિરિવર આબૂના ભવ્ય મંદિરો ' સ્થાપત્યકળાના શ્રેષ્ઠતમ નમૂના છે. ગુજરાતમાં મંદિરો બાંધવામાં માટે ખૂબ જ સાધનો મળી આવે છે. કઠણ પત્થરની ખાણો સોનગીર, અમનગર, ધ્રાંગધ્રા, પોરબંદર વગેરે સ્થળે છે. જેનો ઉપયોગ કેટલાય વર્ષોથી મંદિરોની, રચના કરવામાં થાય છે. ગુજરાત દેશ અરવલ્લી, વિંધ્યાચળ અને સહ્યાદ્રિ જેવા ગિરિરાજ વચ્ચે હોવાથી ત્યાંના ઇમારતી લાકડાનો ઉપયોગ શિલ્પકળાના વિસ્તાર તરફ થયો છે.

શિલ્પ-કળા અને શાસ્ત્રને વિસ્તૃત સ્વરૂપ આપવા માટે

સોલંકી વંશના શ્રી મૂળરાજ, શ્રી સિદ્ધરાજ અને પરમાર્હત શ્રી કુમારપાળ રાજા જેવા સુપ્રસિદ્ધ રાજપુરુષોએ સારો ફાળો આપ્યો છે. ગુજરાતના પુરાતન પાટનગર પાટણમાં શ્રી મંડન નામે સૂત્રધાર હતો મંડન વિષે પ્રમાણભૂત માહીતિ સાંપડતી નથી. મંડનરચિત શિલ્પશાસ્ત્રના ગ્રંથાનુસાર ,રાણા કુંભે બાંધેલા મંદિરો અને કીર્તિસ્થંભો આજે ચિતોડગઢમાં અસ્તિત્વ ધરાવે છે.

**શ્રી જિનમંદિરનો પૂર્વ ઇતિહાસ :**

ઉત્તર ગુજરાતમાં અસંખ્ય પ્રવાસીઓ આવે છે. આ પ્રવાસીઓ આ મંદિરની મુલાકાત લે છે આ મંદિરને પ્રવાસીઓ 'જિન-મંદિર તારંગા, નામથી ઓળખતા થયા છે તારંગાની યાત્રા એકલા ,જૈનો માટે નહી, પણ પ્રવાસી–પ્રચારકો અને કલાકારો સૌની સર્વમાન્ય થઇ ચૂકી છે.

ઇતિહાસગવેષકો અને પુરાતત્ત્વવેત્તાઓએ અણહીલપુરપાટણ અને તેના મંદિરો વિષે ખૂબ જ સાધનો આપ્યાં છે. ખૂબ જ વિચારો આપ્યા છે. પાટણના ગ્રંથભંડારેમાં શ્રી તારંગાજી વિષે વેરવિખેર સામગ્રી પડી છે. શ્રી તારંગાજીને લગતી તવારીખના ભંગારમાંથી શકય તેટલી વિગતો મહત્વની બાતમી આપે છે પુરાતન પ્રબંધસંગ્રહો, શિલાલેખો અને સરકારી રેકર્ડો તારં-ગાજીનો ઇતિહાસ રચવામા મૂલ્યવાન ફાળો આપે છે

જિનમંદિર તારંગાની રચના કોણે કરી ? કયારે કરી ? અને કઇ સ્થિતિમા કરી ? એ સંબધી વિગતવાર ઉલ્લેખ બહુ ઓછા પ્રમાણમા સાપડે છે. તારંગાની રચના સંબધી જનતામાં ભિન્ન ભિન્ન મત પ્રવર્તી રહ્યા છે. સરકારી રેકર્ડો, શ્રી શ્વેતાંબરી નિવેદનો, પૂર્વાચાર્યોના સ્તવનો અને પુરાતન પ્રબંધસંગ્રહ ,વગેરે, આ વિષે મતાંતરો ધરાવી રહ્યા છે.

જર્મન પ્રોફેસર ડૉ. બુહ્લરે 'હેમચંદ્રનું જીવનવૃત્ત' વિષે એક સરસ ઉલ્લેખ એક જર્મન માસિકમાં બહાર પાડ્યો હતો 'આચાર્ય શ્રી હેમચંદ્રના જીવનવૃત્ત' એ અભિધાનવાળા ઉલ્લેખનું

અંગ્રેજી ભાષાંતર શ્રીયુત મોતીચંદ કાપડીઆએ એક જર્મન લેડીને સારી રકમ આપી કરાવ્યું હતું અને શ્રીયુત મોતીચંદભાઇએ કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય વિષે એ ઉલ્લેખનું ગુજરાતી અવતરણ બહાર પાડયું છે આ પુસ્તકમાંથી કુમારપાળે બંધાવેલા મંદિરો વિષે વિશેષ હકીકતો મેળવી શકાઇ છે. ડૉ બુહ્લરે ખૂબ જ પ્રયાસ કરી આ હકીકતોનું સંપાદન કર્યું છે. કલિકાલ-સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રસૂરિજી અને [ પરમાર્હત ] રાજા કુમારપાળના જીવનનો ઇતિહાસ મેળવવા માટે ખાસ કરીને નિમ્ન લિખિત ગ્રંથો આવકારદાયક થઇ પડ્યા છે—

(૧) પ્રભાવક ચરિત્ર (આ પ્રભાચંદ્રસૂરિ : લગભગ સંવત ૧૩૦૬)

(૨) પ્રબંધચિંતામણિ ( શ્રી મેરુતુંગાચાર્ય : સંવત ૧૩૬૨ )

(૩) પ્રબંધકોશ ( શ્રી રાજશેખરસૂરિ : સંવત ૧૪૦૫ )

(૪) કુમારપાળ ચરિત્ર ( શ્રી જિનમંડનગણિ : સંવત ૧૪૯૯ )

પુરાતન પ્રબંધકારો રાજા કુમારપાળે બંધાવેલા મંદિરો સંબંધી લગભગ એક મત છે. ઇતિહાસના સંશોધકો અને સરકારી તવારીખો કરતાં પુરાતન પ્રબંધ સંગ્રહો પર આધાર રાખવાનું શ્રેય પગરણુ કહી શકાય, કારણ કે રાજા, કુમારપાળ પછીના થોડા અરસામાં આ ગ્રંથો લખવામાં આવ્યા છે કુમારપાળ ચરિત્રના રચયિતા શ્રી જિનમંડન ગણિવર જણાવે છે કે,

' પૂર્વે જૈન ધર્મ સ્વીકારતાં પહેલાં મરુદેશના દુર્જયગઢ ઉપર રાજા કુમારપાળે અર્ણોરાજને હરાવવા ૧૧ વાર ચઢાઇ કરી હતી. પરતુ તે ગઢની ચારે બાજુએ બબ્બે યોજન સુધી બાવળ અને બોરડીના વનની ગાઢ ઝાડી આવેલ હોવાથી તે ગઢ રાજા કુમારપાળથી લઇ શકાયો નહી તેથી ખેદ પામી એક વખત રાજા કુમારપાળે વાગ્ભટ્ટ મંત્રીને પૂછયું કે ' તમારા સાંભળવામાં કોઇ જાતનો દેવ છે કે જેની ઉપાસનાથી શત્રુનો તત્કાળ પરાજય થાય ' તે સાંભળી મંત્રીએ કહ્યું કે, ' મહારાજ ! અહિં પાટણ મધ્યે મારા

પિતાશ્રી ઉદાયન મંત્રીના કલ્યાણાર્થે કરાવેલી ભગવાન શ્રી અજિતનાથજીની પ્રતિમા છે. આ પ્રતિમા છાડા શેઠે ભરાવેલી છે, અને શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજે પ્રતિષ્ઠા કરાવેલી છે આ પ્રતિમાનો મહિમા જગતમા અદ્ભુત છે તેની પૂજા ભક્તિવડે આપનો અવશ્ય વિજય થશે ' રાજા તેનો ચમત્કાર જોવા તે મંદિરમા ગયો અને તે પ્રતિમાની યથાવિધિ પૂજા કરી વિજય-યાત્રા કરવા નીકળ્યો થોડા દિવસમા દુશ્મનને પકડીને પાછો ફર્યો માર્ગમા, તારણનો મનોહર પર્વત દીઠો અનુક્રમે મહોત્સવ-પૂર્વક પાટણમાં પ્રવેશ કર્યો જૈન ધર્મની પ્રાપ્તિ થયા પછી રાજા એક વખત શ્રી હેમચન્દ્રાચાર્યને વાદવા ગયા તે વખતે સૂરિ, શ્રી અજિતનાથજીની પરમાત્માની સ્તુતિ ભણતા હતા તે સાભળી તેમને મૂર્તિનો પ્રભાવ યાદ આવ્યો ,અને ગુરુ પ્રત્યે તારણ પર્વતના મહિમાનો અધિકાર પૂછયો ગુરુએ કહ્યુ કે, 'હે ચૌલુક્ય ! તારણ પર્વત ઉપર અનેક મુનિઓ સિદ્ધિપદ પામ્યા છે અને તેથી તેનો મહિમા શ્રી શત્રુંજય પર્વતના જેવો છે ' શ્રી કુમારપાળે તે સાંભળી તે પર્વત ઉપર ૨૪ હાથ ઊંચો પ્રાસાદ કરાવી તેમા ૧૦૧ આગળના માપવાળી શ્રી અજિતનાથની પ્રતિમા પધરાવી '

રાજા કુમારપાળે જૈન ધર્મનો સ્વીકાર સવત ૧૨૧૬ ના અરસામાં કર્યો હતો એટલે માન્ય કરી શકાય તેમ છે કે સવત ૧૨૧૬ થી સવત ૧૨૩૦ વચ્ચેના કોઈ પણ વર્ષમાં આ મંદિરની પ્રાણપ્રતિષ્ઠા કરવામા આવી હશે.

તારંગાજીની રચનાનો પ્રમાણભૂત ઉલ્લેખ તો શિલાલેખો દ્વારા પ્રાપ્ત કરી શકાય તેમ છે મંદિરમા શિલાલેખો છે, પરતુ શિલાલેખ ૧૪ મી સદી પછીના છે એટલે માત્ર પુરાતન પ્રબંધ-કારોના ગ્રંથોને પ્રમાણભૂત માનવા જોઈએ

**श्री तारंगानुं गिरिशृंग :**

ઇતિહાસવેત્તાઓ અને સશોધકો તારગાને લગતી કેટલીક વિગતો આપે છે પુરાતત્ત્વવેત્તાઓની કલ્પના એ છે કે તારણ-

માતાની ગુફાના આધારે આ પર્વતનુ નામ તારણ પર્વત યોજ વામાં આવ્યુ છે તારણમાતાની ગુફા સ્ટેશનથી તળેટી આવતા તળેટીથી ઉત્તર દિશામા આવેલી છે આ ગુફા તો સાવ નાની છે અહિં આ તો નાનકડા મ દિરને બદલે ગુફા શબ્દ વપરાય છે, કારણ કે આ મ દિરમાં યોજાએલી મૂર્તિ–તારાદેવી બૌદ્ધ ધર્મની પવિત્ર દેવી છે બુદ્ધ ધર્મના સ્મરણચિહ્ન તરીકે આ પ્રદેશે આજ સુધી તારાદેવીની ખૂબ જ માવજત કરી છે તારાદેવીને બુદ્ધ ધર્મના અનુયાયી કરતા હિન્દુઓ પોતાની કુળદેવી તરીકે માન્ય કરે છે આ કુળદેવી આમપ્રજાની ખાસ રક્ષણ કરનારી છે તારાદેવીના પાછળ લોકો કેટલો ભોગ આપે છે, એ જોવુ અને જાણવુ હોય તેમણે દર વરસે આસો શુદ ૧૪ ના દિવસે તારણમાતાની ગુફા નજીક ભરાતા મેળાની મુલાકાત લેવી જોઇએ આ પ્રદેશમા તારાદેવી–ધારણમાતાનુ મ દિર–બુદ્ધવિહાર વિ બુદ્ધ ધર્મના સ્મરણચિહ્નો છે–આ અને બીજા પણ–હિન્દુ મ દિરના અવશેષો ત્યા છે આથી કહી શકાય કે, તારગા એ પ્રાચીન ગુજરાતની સ સ્કારિતા જાળવી રાખી છે

ભવિષ્યોત્તર પુરાણના આધારે કહી શકાય તેમ છે કે,

'કલિયુગના ૨૨૩૨ વર્ષ પસાર થયા પછી ઇડરનુ રાજ્ય વેણીવત્સરાજના હાથમા આવ્યુ વેણીવત્સરાજ શ્રીનગરના રાજકુમાર હતા અને તેમનો જન્મ ઇડરમા થયો હતો તેમની પત્નીનુ નામ નાગપુરી હતુ. તારાદેવીના મ દિરમા વત્સરાજ કેટલીક વખત આવજાવ કરતો હતો વેણીવત્સરાજને ઈડર પ્રદેશ છોડવાનો સમય આવ્યો, ત્યારે તારણગુફાના રસ્તેથી પાતાળ પ્રદેશમા દાખલ થયા હતા.' તારણમાતાની ગુફા અતિ પ્રાચીન છે સ શોધકોનો એવો મત છે કે પાચમી સદીમા આ ગુફા અસ્તિત્વમા હતી વેણીવત્સરાજ પછી ઘણા વર્ષે એટલે છઠ્ઠી સદીમા શિલાદિત્યના પુત્ર ગુહાદિત્યે ઇડરનુ રાજ્ય મેળવ્યુ હતુ

તારણ પર્વત નજદીક ઉત્તર પશ્ચિમમા અસલ તારાનગર

હતું. તારાનગરનો રાજા વેણીવત્સરાજ હતો. એણે જ આ તારાનગર વસાવ્યું હતું. તે સમયની તારણ માતાની મૂર્તિ છે. તારણ માતાની પાસે મુકુટ ધારણ કરેલી ઊભી મૂર્તિઓ છે, જેમાં ધારણ માતાની મૂર્તિ છે. તારનગરનો પાયો એક માઇલ સુધી સાલમ પડે છે. સંવત ૧૯૭૬ ની સાલમાં રેલ આવી ત્યારે જૂની ઘંટી, વાસણ-થાળીઓ વિ. પુરાતનકાળની વસ્તુઓ નીકળી હતી. ત્રાંબાના પતરાઓ પણ નીકળ્યા હતા. આ પતરાઓ મોરીઆના માધવીઆ ભાટ પાસે હતા.

સંવત ૧૨૮૫ માં લખાયેલા વસ્તુપાલના લેખમાં આ પર્વતનું નામ તારંગક પર્વત લખવામાં આવ્યું છે. પ્રભાવક ચરિત્રના ગ્રંથકાર આચાર્ય શ્રી પ્રભાચંદ્રસૂરિએ 'પ્રભાવક ચરિત્ર' માં તારંગનાગ લખ્યું છે. આચાર્ય શ્રી સોમસુંદરસૂરિના વિદ્વાન શિષ્ય આચાર્યદેવશ્રી મુનિસુંદરસૂરિ; પં શ્રી પ્રતિષ્ઠાસોમ અને શ્રી જિનમંડનગણિવર આ પર્વતનું નામ તારણ દુર્ગ એવું આપે છે. અંચલગચ્છેશ્વર શ્રીમાન્ મહેન્દ્રસૂરિજી 'અષ્ટોત્તરી તીર્થમાલા' માં તારણગિરિનો ઉલ્લેખ કરે છે. પણ ત્યારબાદ લોક સમૂહ તારણગાનો શબ્દ પ્રયોગ અજમાવતો ગયો. પછી તારંગનાગ થયું. અને છેવટે તારંગા બન્યું. સ્પષ્ટતાપૂર્વક કહી શકાય તેમ છે કે તારણ માતાના અંગે આ પ્રદેશનું નામ તારંગા બન્યું છે. આજે તો બુદ્ધ અને જૈન સંસ્કૃતિનો તારંગા પ્રદેશમાં સુમેળ સધાયો છે. તારંગાની રચના પરિપૂર્ણ થયા પછી અંચલગચ્છના આચાર્ય શ્રી જયસિંહસૂરિને પરમાર્હત રાજા કુમારપાળે પહેલું આમંત્રણ મંદિર નીરખવા માટે મોકલી આપ્યું હતું. આચાર્ય શ્રી જયસિંહસૂરિ ઉપર કલિકાલસર્વજ્ઞ આચાર્યદેવશ્રી હેમચંદ્રસૂરિ અને રાજા કુમારપાળને અનન્ય ભક્તિભાવ હતો. સૂરિજી તારંગાજી તીર્થમાં આવ્યા હતા તથા રાજા કુમારપાળે કરાવેલા મનોહર અને નવા મંદિરને જોઇને આનંદ પામ્યા હતા.

વેણીવત્સરાજનું તારાનગર ક્યારે ખંડિત થયું? શા અધારે

ખંડિત થયું. માત્ર વેરાન અને ઉજ્જડ રસ્તાઓ કયારે બન્યા, તે સંબંધી વિગતવાર ઉલ્લેખ મળતો નથી. પરંતુ, ઈંટો–રોડા અને બીજા બાંધકામના અવશેષો જોઇ માન્ય કરી શકાય તેમ છે કે, અહિંઆ પુરાતન નગર હોવું જોઇએ. કોટીશિલાથી બુદ્ધ-વિહાર સુધીના માર્ગમાં નગરના અવશેષો નીરખી શકાય છે. સ્થળે સ્થળે ઈંટો પથરાઈ ગઈ છે. સ્થળે સ્થળે પત્થરોની મજબૂત દિવાલો છે આ નગર કદાચ આગથી ભસ્મીભૂત બન્યું હોય ! અગર રાજ્ય વિપ્લવ થયો હોય. જો કે આ. મંદિર બંધાયું તે સમયે અહિંઆ નગર તો હોવું જોઇએ. ચૌદમી સદીના ગાળામાં આ પ્રદેશ સાવ ઉજ્જડ બન્યો હોય એમ લાગે છે. આ નગરના સંરક્ષણ માટે મજબૂત કિલ્લાઓ બાંધેલામાં આવેલા છે. આ કીલ્લાની ભીંતની જાડાઇ ૭ ફીટ જેટલી છે. બહારનો કોઈ દુશ્મન ચડી ન આવે અને બહારના દુશ્મનોને રોકવા માટે મજબૂત તોપોના સંગ્રહસ્થાનની સામગ્રી વેરાયેલી કેટલેક સ્થળે માલમ પડે છે. ટીંબાથી તારંગા આવવા માટેના દરવાજાની ભીંતો પર જૈન તીર્થંકરોની મૂર્તિઓ છે પરંતુ આ દરવાજો પુરાતન લાગતો નથી. માત્ર આ દરવાજો જૈનો વાપરતા હતા એનું સ્મરણચિહ્ન દાખવે છે. તારાનગર વિષે વિશેષ હકીકત કશી પ્રાપ્ત થઇ શકતી નથી. જે પ્રાપ્ત થાય છે, તે સાતસો વર્ષ પહેલાંની પુરાતન વસ્તુઓ તરીકે ગણી શકાય તેમ નથી. મંદિરના ઘાટ, શિખરો, ખંડેરો; બગીચા પાછળથી કેટલાક હાલ મળી આવ્યા છે એટલે કલ્પના કરી શકીએ છીએ કે મંદિરનું કામકાજ બગીચા પાછળ થતું હશે અને ત્યાંથી અહિં મંદિરમાં આવતું હશે.

દાંતાના અંબા ભવાની માતાના મંદિરો, કુંભારિયાજીનું શ્રી જિનમંદિર, કેસરિયાજી જવા માટે ઇડર સ્ટેટનો રાજમાર્ગ, સાબરમતીના નિર્મળ નીર, તારંગાને મધ્ય બિન્દુ ગણીએ તો આ બધું પ્રવાસીઓને સાંપડી જાય છે. પ્રવાસીઓને અહિંથી સરસ માર્ગ મળી જાય છે એટલે પગપાળા પ્રવાસ માટે અરવલ્લી પર્વ-

તથી ઉત્તર ગુજરાત અને સાબરકાંઠાના પ્રદેશો નિહાળવા માટે તારંગા હીલ શ્રેષ્ઠ સાધન છે.

શ્રી 'અજિતવિહાર'નું ભવ્ય શિલ્પ-સ્થાપત્ય :

રૂપેરી આસ્માન પર અજવાળું પાથરી જાય એવું શ્રી અજિત વિહાર (તારંગા) નું શિલ્પ-સ્થાપત્ય આપણને નવી દૃષ્ટિ, નવી ભાવના અને નૂતન સંસ્કાર મેળવી આપે છે. મંદિરના શિલ્પ-યોજકે જે કળા અને કારીગરી પત્થર પર પાથરી છે એ અલબત્ત અવર્ણનીય છે. કલાકારે પત્થર પર સાહું પણ સરસ આલેખન નિપજાવ્યું છે. એટલે મંદિરની કળા અને સૌન્દર્યનો ચિરંજીવ આનંદ પ્રવાસીઓ મેળવે છે. આપણને આ મંદિર વર્ષોજૂની શિલ્પકળાનો પરિચય આપે છે.

મંદિરની આસપાસ ભારતીયકળાના પ્રતિબિંબ સમા સ્મરણ-ચિન્હો નૃત્યના નિષ્ણાત અભ્યાસીઓને મહત્વની દૃષ્ટિ આપે છે. ભારતીય કળાના સંસ્કારનૃત્યની નકશી અહીં પથરાઈ ગઈ છે. પ્રાચીન ભારતના સંસ્કાર નૃત્યો આમ એકાએક આપણામાં નવી ભાવના જન્માવતા જાય છે એટલે મંદિર અને તેના સર્જક વિષે આપણે પ્રશંસા કરવા માંડીએ છીએ.

ઉત્તર ગુજરાતમાં જે જે મંદિરો બંધાયા છે, જે જે મંદિરોના સ્થાપત્ય વિષે ઉલ્લેખો છે તે બધા મંદિરોમાં આ મંદિર લોક-હૈયામાં સ્થાન મેળવી ગયું છે તેમજ આ મંદિરનું મૂલ્યાંકન વધારે છે એમ કહેવું જોઇએ.

મુખ્ય મંદિર 'શ્રી અજિતવિહાર' તરીકે ઓળખાય છે. આ મંદિરનું મુખ અને દરવાજો પૂર્વાભિમુખ છે. દરવાજામાં પ્રવેશતા અંબિકા માતા અને દ્વારપાળની મૂર્તિઓ દૃષ્ટિગોચર થાય છે. અને પગથી ચડતા વિશાળ મંદિર જોવાય છે. મંદિરને એક વિશાળ ચોક મળી ગયો છે અને આ ચોક ૨૩૦ ફૂટ જેટલો લાંબો પહોળો છે. ચોકની બરાબર મધ્યમાં ૧૪૨ ફૂટ ઊંચું,

૧૫૦ ફીટ લાંબું અને ૧૦૦ ફીટ લાંબું વિશાળ મંદિર આવેલું. છે. લગભગ ૬૩૯ ફીટનો ઘેરાવો આ મંદિરે રોકી લીધો છે. ચોકની પાસે મંદિરમાં પ્રવેશદ્વાર-આગળ પહોંચવા માટે આપણી આંખ અષ્ટકોણી દસ સ્થંભો પર પહોંચી જાય છે. આ સ્થંભો ખૂબ જ વિશાળ અને જાડા છે. મંદિરમા પ્રવેશ કરવાની ત્રણ દિશાએ ત્રણ પ્રચંડ દરવાજા છે અને દરેક પ્રવેશદ્વારના ઉંબરમાં આસમુખ, બન્ને બાજુએ છે. મધ્યમાં અર્ધ ચંદ્ર નથી. દરેક દરવાજાને ત્રિશાખા દ્વાર છે. પગથીઆ આરસ પાષાણના અને બહુ જ ઓછા સમયમાં બનાવવામાં આવ્યા હોય એમ જણાય છે.

મંદિરમાં પ્રવેશીએ એટલે નૃત્યમંડપ દૃષ્ટિગોચર થાય છે. આ નૃત્ય મંડપ ૧૯૦ ફીટના ઘેરાવામાં છે. નૃત્ય મંડપની પાસે ગર્ભગૃહ સમક્ષ પહોંચવા માટે બે નાના દરવાજા છે અને ત્યાર પછી ગર્ભગૃહનું પ્રવેશદ્વાર આવે છે. ગર્ભગૃહ ૩૮ ફીટ લાંબો ૨૩ ફીટ પહોળો છે. ગર્ભગૃહ આરસ પાષાણથી મઢેલો છે.

આઠ અષ્ટકોણી સ્થંભો ઉપર મંદિરનો મુખ્ય ઘુમટ ઊભો છે આ ઘુમટને સુરક્ષિત રાખવા માટે બીજા ૧૬ સ્થંભો પણ ઘણી કાળજીપૂર્વક ઊભા કરવામાં આવ્યા છે જે સ્થભો પર આખો ઘુમટ ઊભો છે એ અષ્ટકોણી સ્થંભની જાડાઈ ૮ ફૂટ અને ઊંચાઇ લગભગ ૧૫ ફૂટ છે. મંદિરને સુરક્ષિત રાખવા માટે એકંદરે મંદિર અને મંદિર બહાર સો કરતાં પણ વધારે સ્થંભોની હારમાળા એકઠી થઇ છે.

આ સ્થંભો પર શિલ્પશાસ્ત્રના આધારે ઉપલા અને નીચલા છેડે આસમુખ છે, પરંતુ બીજું બધું સાદું કામ છે. આખુંયે મંદિર બારા પત્થર ( Local Stone ) પર બાંધવામાં આવ્યું છે. મંદિરના સ્થંભોની રચના સાવ સાદી છે તેમજ બાંધણી સાવ સાદી છે. ઈંટો, ચુનો વગેરે સાદા પત્થરો બાંધણીમાં વપરાયા છે, પરંતુ મિશ્રણની ખૂબી શાસ્ત્રીય પદ્ધતિથી સરસ રીતે કરવામાં આવી છે એટલે સાતસો વર્ષ પસાર થયા હોવા છતાં મંદિર અને તેમાં યોજાયેલી સામગ્રીને ખાસ આંચ આવી નથી.

મંદિરમા અગ્રભાગે ગૂઢમંડપ, ચોકી તથા અગ્રભાગે નૃત્યમંડપ છે. એ શિલ્પશાસ્ત્રના આધારે સમાપતાથી યોજવામાં આવ્યા છે. આખાય ઘુમટમાં સોળ વિદ્યાધરો, નૃત્ય કરતી નર્તિકાઓ, વિવિધ પ્રકારના ચિત્રવિચિત્ર રંગોથી શોભાયમાન નાટકાદિ, તથા તેના ભાગોને અનુસરતી, સંગીત કરતી, વાદ્યાદિ વગાડતી, નૃત્ય કરતી પૂતળીયો છે. આ બધું ખાસ શોભાયમાન છે કે જેથી આપણા મનને શાંતિ મળે છે. છતાં અજંટાનું બારીક કોતરકામ કે દેલવાડાની ભવ્ય નકશીની બેનમૂન છાપ અહીં પડતી નથી.

ચોકીના ઘુમટનો દેખાવ વધુ સુંદર છે. ચોકીની છતમાં સાદું પણ સુરેખ આલેખન ઘડીભર મુગ્ધ કરે તેવું છે મુખ્ય પ્રવેશદ્વારના ચોકીઆરાના છતનું બારીક કોતરકામ આનંદ પમાડે તેવું છે. જો કે આ બધું સાદા પત્થરમાંથી બનાવવામાં આવ્યું છે. જે કાર્ય બન્યું છે તે શ્રેષ્ઠ છે. ચુનાના મિશ્રણની ખૂબી અહિં એકઠી થઇ છે અને એથી જ કહેવું જોઇએ કે મંદિરના સ્થપતિ અને કારીગરોએ મંદિરની રચનામાં અપૂર્વ હિસ્સો આપ્યો છે. પરંતુ આ મંદિરનો સૂત્રધાર કોણ હતો તે જાણી શકાયું નથી. એ સૂત્રધારનું નામ બહાર આવે તો વધુ ઇચ્છવા યોગ્ય ગણાવું જોઇએ. એની પ્રસિદ્ધિ અવશ્ય જરૂરી છે.

પ્રાસાદના અધિષ્ઠાનને જગતી કહે છે. જગતીની ઊંચાઈ શિલ્પીએ મંદિરના પ્રમાણમાં બરોબર આંકી છે. કર્ણિકા, જાડંબો, કમળપત્ર, ગ્રાસપટી, કુંભો, કળશ, અંતરપત્રિકા વગેરે શિલ્પશાસ્ત્રના અંતર્ગત સ્વરૂપો બરાબર યોજાયા છે.

પ્રાસાદના મંડોવરમાં નકશી યોજવામાં આવી છે. પ્રાચીન હિન્દુ યા જૈન મંદિરના દિવાલમાર્ગ પર બારીક નકશી યોજવામાં આવતી હતી. આ નકશી(Sculpture)નાં દર્શનથી માનવીમાં મંદિર અને તેના સર્જક પ્રતિ વધુ ભાવ થતો હતો. દક્ષિણ હિન્દના ભવ્ય મંદિરો, અજંટા અને ઇલુરાના ગુફામંદિરો, દેલવાડાના ભવ્ય કલામંડપો, આથી જ આપણને નિહાળવા માટે લલચાવે છે.

આ મંદિરની પાછળ એકંદરે ૬૪ દિવાલમાર્ગો 'યોજવામાં આવ્યા છે દરેક દિવાલ પર યક્ષ-યક્ષિણી અને નર્તિકાની વધુ રમ્ય અને ભાવનામય નકશી આલેખવામાં આવી છે. આ નકશી અને મૂર્તિઓના નમૂના બારીક કોતરકામથી ભરપૂર નહી છતા નકશીમા ભવ્યતા છે જ. મંદિરના શિખર પરથી નજર ફેંકીએ તો મંદિરની પાછળ તેના દરેક વિભાગ પર, નકશી આલેખવામા આવી છે એક પણ દિવાલ નકશી વગર તો છે જ નહિ, પરંતુ દિવાલના મુખ્ય ભાગ ઉપરં ઉપલા છેડે પણ નકશી યોજાઇ ગઇ છે. સરસ્વતિ-મોહિની અને શંકરના નૃત્ય પ્રકારો મંદિરના દિવાલમાર્ગો પર આલેખવામા આવ્યા છે જેને ભરત-નાટ્યશાસ્ત્રનો અભ્યાસ હશે તે તો સ્હેજે સમજી શકશે કે ભરતનાટ્યશાસ્ત્રનો કઇંક ભાગ અહીં આવી મળ્યો છે.

મંદિરની દિવાલના કેટલાક ભાગ પર જાતીય વિજ્ઞાન આલે-ખતા ( Sex appealing ) ચિત્રો પત્થર પર યોજવામાં આવ્યા છે આ ચિત્રો આપણા જીવનની વાત કહી જાય છે વાત્સાયન કામસૂત્રની અમર કવિતા પત્થર પર પથરાઇ ગઇ છે ।

સન ૧૯૧૫ મા શ્રીમાન મહારાજા સાહેબ ગાયકવાડ, તારંગાજી પધાર્યા હતા ત્યારે એમણે યક્ષ-યક્ષિણીઓની મૂર્તિઓનું બારીક નિરીક્ષણ કરી વચ્ચે વચ્ચે કોઇ અશ્લીલતાનુ પ્રદર્શન કરતા યક્ષ-યક્ષિણીના ચિત્રો જોઇ મહારાજા સાહેબે પૂછ્યું હતું કે, 'હિન્દુસ્તાનમા ઘણા દેવાલયોમા આવી કેટલીક મૂર્તિઓ જોવામાં આવે છે તેનુ શુ કારણ છે ?' તે સમયે મહારાજા સાહેબને સમજાવવામા આવ્યું હતુ કે, 'મંદિરની ઉચ્ચકલા કારીગરીને નજર ન લાગે તે હેતુથી નજર બાધી નજરમા ફેરફાર કરવા આવા ચિત્રો બનાવવામા આવે છે' મહારાજા સાહેબ પણ આ જવાબથી સંતોષ પામ્યા હતા

જે ચિત્રો ( Sexual Figures ) પત્થર પર આલેખવામાં આવ્યા છે તે અશ્લીલતાની દૃષ્ટિએ આલેખવામાં આવ્યા નથી,

તેની પાછળ ધાર્મિક રહસ્ય છુપાયેલું છે આપણા સંસ્કાર, રીતભાત, જીવનની રહેણીકરણીમાં ધર્મ અગત્યનું સ્થાન ભજવે છે અને ધર્મ બધી રીતે આપણા જીવન સાથે ઓતપ્રોત થયેલો છે. મંદિર અગર દેવસ્થાનનુ સ્થળ પસંદ કરવા સબંધમાં પુસ્તકો પૈકી એકમા એવો નિર્દેશ કરવામા આવ્યો છે કે 'જ્યા મનુષ્ય, અગર પ્રાણીના જોડકા રહ્યા હોય, પ્રેમ કર્યો હોય, અને તેમના બચ્ચાંને ઉછેર્યા હોય તે સ્થળ ઘણું ઉત્તમ છે. જે સ્થળે સુરભીએ ( એક જાતની ગાય ) આખલા સાથે તેમના નાના બચ્ચાંઓની સાથમાં રતિવિહાર કર્યો હોય, જ્યા ખૂબસુરત સ્ત્રીઓએ પોતાના પ્રેમીઓ સાથે રતિવિહાર કર્યો હોય તે જગ્યા તમામ વર્ગોના લોકો માટે યોગ્ય છે'–તો શું એ બનવાજોગ છે કે, શિલ્પીએ અમુક સ્થળ ઉપર ચણતર કરવું તે ઉપર પ્રમાણે યોગ્યતાવાળું નથી ! જ્યારે આપણે જમીન નીચે ગુફાના મંદિરો યાદ કરીએ છીએ ત્યારે આ હકીકતને પુષ્ટિ મળે છે, કેમકે આ સ્થળે સામાન્ય રીતે મનુષ્ય અગર પ્રાણીની પ્રેમચેષ્ટા બની હોય અને મોટી સખ્યામા રતિવિહારના ચિત્રો જોવામાં આવે છે; અજંટા અને ઇલુરાના ગુફામંદિરો આ હકીકતનું સમર્થન કરે છે.

પરદેશીઓ જ્યારે આપણા મંદિરોની મુલાકાત લે છે ત્યારે એમના મનમાં શંકા થાય છે કે, આપણો ધર્મ શું આપણા જાતિય વિજ્ઞાન પર ખૂબ જ ભાર મૂકતો હશે ?–ઉપરોક્ત જવાબ કંઇક અંશે એ પરદેશીઓને સંતોષ આપશે.

ભારતમાંથી પ્રવાસીઓ આવે જાય છે. શિખર જોવા માટે જ્યારે તેઓ જાય છે ત્યારે તેઓ મંદિરના એક ભાગ પર મૂકવામાં આવેલી સીડીનો આશ્રય મેળવે છે. સીડી પર ચડી વિશાળ મંદિરનું દર્શન થાય છે. મંદિરને ત્રણ શ્રેણી છે અથવા ત્રણ માળ છે. મદિરના માળની કારીગરી એવી છે કે સામાન્ય માણસ ભુલાવામાં પડી જાય, એથી જ એને ગામડાના માનવી

ભૂલભૂલામણીનું મંદિર કહે છે. પ્રકાશના આધુનિક સાધન સિવાય મંદિરના માળની રચના જોવી મુશ્કેલ છે.

મંદિરમાં વપરાયેલા સ્થંભોને ટકાવવા માટે, ૧૪૨ ફીટની ઊંચાઇએ પહોંચેલા મંદિરને સુરક્ષિત રાખવા માટે, માળમાં ખૂબ જ વજનદાર પત્થરો મૂકવામાં આવ્યા છે. આ વજનદાર પત્થરો એક પછી એક ગોઠવવામાં આવ્યા છે.' અહિંઆ પહેલા મજલે રંગમંડપનું શિખર વગેરેનો ખ્યાલ આવે છે. મંદિરના માળમાં વપરાયેલા પત્થર પર-'નાગસિંહ, હસાધરા, દિજવ, કુંઅરસીદરાલ' વગેરે નામો લખાયેલા છે પણ આ બધા સુત્રધાર હતા કે કારીગરો હતા એ સંબધી ખાસ ખ્યાલ મળતો નથી.

મંદિરને સુરક્ષિત રાખવા માટે માળમાં એક લાકડું વપરાયું છે. આ લાકડાને કેગેરકાષ્ઠ કહેવામાં આવે છે. જ્યારે મંદિર બંધાતું હશે તે સમયે પત્થરો માટે મજબૂત ટેકાઓ મળે અને પત્થરો, ભારથી કદાચ હાલી ન જાય તે માટે આ લાકડાનો ઉપયોગ થયો છે. આ લાકડાને આપણી ભાષામાં સફેદ ખેર કહેવામાં આવે છે આવી જાતનું લાકડું ડુંગરપુર સ્ટેટના જંગલોમાં મળી આવે છે. આ લાકડાનો ઉપયોગ ગુજરાતમાં સિદ્ધપુરનો રૂદ્રમાળ અને પાટણના મંદિરો બંધાવવામાં થયો હતો તેમજ પરદેશમાં લંડનમાં જીસસ ક્રાઈસ્ટના મંદિરમાં આ લાકડું વપરાયું હતું.

કર્નલ જેમ્સ ટોડની માન્યતા છે કે, આવા પ્રકારનું કાષ્ઠ પ્રાચીન કાળમાં ઉપયોગમાં આવતું હતું. આ કાષ્ઠને અલસુજ કાષ્ઠ કહેવામાં આવે છે. આ કાષ્ઠ કોઈપણ રીતે નષ્ટ થતું નથી. તે એટલે સુધી કે આગથી નાશ પામતું નથી. તેનો રંગ તામ્રસમાન હોય છે દીન મારવાડીઓ દુષ્કાળ અને અન્નના તંગીના સમયમાં આજ કાષ્ઠ ખાઈને પોતાનું રક્ષણ કરતો હતા.

પાંચ નહી, દશ નહી, પચ્ચીશ નહી, પચ્ચાસ નહી પણ એક સામટા ૧૪૨ ફીટની ઊંચાઇએ રહેલા શિખરને પહોંચવા માટે ખૂબ જ વિચારણામાં પડી જવાય છે. શિખર પર માળની બારીએ

બહાર રહી ધીમે ધીમે દિવાલમાર્ગનો આશ્રય લઇ પહોંચી શકાય તેમ છે. અને પહોંચતાં જ એક ગોળાકાર વિશાળ મંડપનો આશ્રય શોધવો પડે છે. ગોળાકાર વિશાળ મંડપ નીચે આસપાસ અક્ષય મુદ્રાયુક્ત ૧૧ જિનમૂર્ત પ્રતિમાઓ છે. ૧૧ પ્રતિમાઓ અને ૧ ધ્વજદંડ પુરુષ એમ બાર આકૃતિનો મહિમા સમજવા જેવો હોય છે.

આ મંડપ મંદિરની કારીગરીનો અનુપમ નમૂનો છે. મંદિરની ભવ્યતા આ મંડપ જ અર્પણ કરે છે. મંદિરને સુસંજ્જિત અને સુરેખ બનાવવા માટે આ મંડપની કલા અને કારીગરી વિશિષ્ટ દૃષ્ટિથી યોજી છે.

તારંગાજીની આસપાસ વિશાળ પત્થરોની હારમાળા છે. આ પત્થરોના રંગ કાળા સ્લેટીયા પત્થર જેવા છે. તારંગાની આસપાસ ઘણી વસ્તુઓ ખંડેર થઇને પડી છે. કેટલીય મૂર્તિઓ ખંડેર હાલતમાં છે. કેટલાય નકશીકામના પત્થરો બીજા બાંધકામ સાથે જડાયેલા છે. સાચો રસ્તો એ છે કે જૈનોએ પોતાનું પુરાતનસંરક્ષણ ખાતું ઉઘાડવું જોઈએ અને તેમાં આવી વસ્તુઓનો સંગ્રહ કરવો જોઇએ.

**શ્રી અજિતનાથ પરમાત્માની મૂર્તિ :**

ગર્ભગૃહમાં વિરાજતી મુખ્ય મૂર્તિ ભગવાન શ્રી અજિતનાથની સ્થાપના ઇડરના મશહૂર શ્રેષ્ઠી વત્સરાજ સંઘવીના પુત્ર શ્રી ગોવિંદ શેઠે કરી હતી. ઇડરના અને તેના બીજા પ્રદેશમાં ગોવિંદ શેઠ ગોવિંદ સાધુના નામથી ઓળખાતા હતા. કરોડોની લક્ષ્મી ઘરે હોવા છતાં સાદાઇમાં કાળ વ્યતીત કરતા હતા. એમના હૃદયમાં ઉદારતા અને પ્રેમનો ઝરો ભર્યો હતો. ધાર્મિક લાગણી પુરબહાર ખીલી ઉઠી હતી. આ ગોવિંદ સાધુ ઇડરના રાય શ્રી પુંજાજીના ખૂબ જ માનીતા હતા. ગોવિંદ શેઠે તારંગામાં અજિતનાથની પ્રતિમા તૈયાર કરવા માટે આરાસુર જઇ અંબિકા માતાની આરાધના કરીને માતાને પ્રસન્ન કરી તેમની પાસે મૂર્તિ

માટે પત્થર માગ્યો. ખાણમાંથી પત્થર કઢાવી, તારંગા લાવી, ગોવિંદ શેઠે મનોહર પ્રતિમા ઘડાવી આચાર્યદેવ શ્રીમદ્સોમ-સુંદરસૂરીશ્વરજી મહારાજ પાસે અંજનશલાકા કરાવી. આ નવી મૂર્તિની પ્રતિષ્ઠા સંવત ૧૪૭૯ ની આસપાસની કરવામાં આવી હતી. એમ મૂર્તિ પરના જિર્ણશીર્ણ હાલતમાં રહેલા લેખ પરથી જણાય છે.

શ્રી ગોવિંદ સંઘવીને આ પ્રતિમા નવી કરવાનો કેમ વિચાર સુઝયો એ જાણવું જરૂરી છે. સોમસૌભાગ્યકાવ્યનાં કર્તા જણાવે છે કે, 'શ્રી તારંગાજી તીર્થ પર કુમારવિહારમાં શ્રી અજિતનાથનું અખંડ બિંબ પૂજાતું હતું અને ગોવિંદ સંઘવી પોતે પણ શત્રુંજય ગિરનાર વગેરે તીર્થોની યાત્રા કરીને સંઘ સાથે તારંગામાં શ્રી અજિતનાથ ભગવાનને વંદન કરવા ગયા હતા.' ત્યારપછી મૂળબિંબ નષ્ટ થયું હોય એમ આ ઉપરથી જણાય છે

વિક્રમની ચૌદમી સદીના ઉત્તરાર્ધમાં શ્રીઅજિતનાથનીજી પ્રતિમાનું ગમે તે રીતે ઉત્થાન થયું હોય એનો કાંઇ ખ્યાલ આવી શકતો નથી. ગુજરાતમાં મલેચ્છો આવ્યા હતા અને પાટણને ભસ્મીભૂત કર્યું હતું. કદાચ અલાઉદ્દીન ખીલજીના સૈનિકોએ મૂળ મૂર્તિને ખંડિત કરી હોય અને પછી ગોવિંદ શેઠને નવી મૂર્તિનું નિર્માણ કરવાનો વિચાર થયો હોય! ઉપરોક્ત કથનને ઐતિહાસિક સમર્થન મળતું નથી છતાં પણ સંભવિત છે કે, ગુજરાતના હિન્દુ-મંદિરોને જેમ આંચ આવી તેમ અહીં પણ કદાચ બન્યું હોય!

પરમ શાંતિ–અહિંસાપ્રેમના પ્રતીક સમી જૈન ધર્મના બીજા તીર્થંકર શ્રી અજિતનાથ પ્રભુની ભવ્ય અને સુરમ્ય પ્રતિમા હરકોઇ માનવીમાં શ્રદ્ધા અને આશાના નીર સીંચે છે. તપ અને ત્યાગની ભાવના આપણા હૃદયમાં આ મૂર્તિ મેળવી આપે છે. શિલ્પીએ ભગવાન શ્રી અજિતનાથની મૂર્તિને જે આકાર આપ્યો છે તે આલ્હાદજનક છે. મૂર્તિ પ્રસન્નવદની અને પર્યંકાસન-મયી છે. શિલ્પશાસ્ત્રના નિયમો અનુસાર આ મૂર્તિનું નિર્માણ થયું છે. નિરાકાર, અખંડ જ્ઞાનની મૂર્તિરૂપ વીતરાગ જિનેશ્વરના

સ્વરૂપને શિલ્પીએ હુબહુ ન્યાય આપ્યો છે. બે ભુજા, એક મુખ, પદ્માસનયુક્ત પરબ્રહ્મના ધ્યાનમાં લીન થયેલી મુદ્રાવાળી જિન-મૂર્તિ વિશ્વના હરકોઇ માનવીને ભવ્યતા અર્પે છે. વાસ્તુશાસ્ત્રના આધારે પ્રતિમાના સ્વરૂપનું લક્ષણ શિલ્પીએ બરાબર યોજ્યું છે.

## ૨ પુરાતન અવશેષો : : પ્રેક્ષણીય સ્થાનો

### ૧ તારાદેવી :

આર્ય પ્રજાના મુખ્ય બે ધર્મો છે: નિર્ગ્રંથ અને વેદાંત. પુરાતત્વસંશોધકોએ આજે સાબિત કર્યું છે કે નિર્ગ્રંથ એ મુખ્યત્વે પ્રાચીન ધર્મ છે. પાછળથી શ્રી ગૌતમ બુદ્ધે બુદ્ધધર્મ ફેલાવ્યો.. બૌદ્ધે પોતાના મંદિરો ગુફામાં બાંધ્યા હતા. આજે તો જાવા, સિલોન ઈત્યાદિ સ્થળોએ 'બૌદ્ધ મંદિરો અસ્તિત્વ ધરાવે છે. અહિં પણ પ્રાચીનકાળમાં તારાદેવીનું મંદિર બૌદ્ધોએ બંધાવ્યું હતું. તારાદેવીના શિલાલેખમાં એક શ્લોક છે પરંતુ આ મંદિરની સ્થાપનાની તિથિ જણાવી નથી, પરંતુ પ્રાચીનતા ઉપરથી જણાય છે કે આ મંદિર બારસો–તેરસો વર્ષ પૂર્વે બંધાયેલું હતું. વેણીવત્સરાજનો ઇતિહાસ આ સંબંધમાં ઐતિહાસિક વસ્તુ પૂરી પાડે છે કે આ મંદિર પાંચમી સદીમાં બંધાયું હતું.

ગઢની બહાર જઇએ એટલે તળેટીની ઉત્તર દિશાએ દોઢેક માઇલને અંતરે તારણ માતાનું મંદિર આવેલું છે. અહીં બૌદ્ધ અને હિન્દુઓની આરાધ્ય કુળદેવી તારામાતાનું મંદિર છે. મૂર્તિના નીચલા છેડે સળંગ એક લેખ છે. જે આ મુજબ છે—

'ये धर्मा हेतुप्रभवा हेतुं तेषां यथागतोऽप्यवदत् ।
तेषां च यो निरोध एवंवादी महाश्रमणः ॥'

આ મૂર્તિ સફેદ પાષાણ પર તૈયાર કરવામાં આવી છે. તારાદેવી બૌદ્ધ ધર્મની પવિત્ર માન્ય દેવી છે. આ મૂર્તિના આધારે આ પ્રદેશનું નામ તારંગા પડયું હોય!

૨ ધારણદેવી :

તારાદેવીના મંદિરની બાજુમાં એક જીર્ણ ગુફા છે. આ ગુફામાં મુકુટ ધારણ કરેલી ધારણ માતાની મૂર્તિ છે. આ મંદિર અથવા ગુફામાં ધારણમાતા સિવાય બીજી આઠેક બૌદ્ધ ધર્મની દેવીઓની પ્રતિમાઓ છે. આ મૂર્તિઓ ખારા પત્થર પર આલેખવામાં આવી છે. ઘણોખરો ભાગ જીર્ણ થયો છે. આ બંને સ્થાનકો માટે આમવર્ગનો ઊંચો મત છે. બૌદ્ધ સ્મારકો તરીકે તારાદેવી, ધારણમાતા, બુદ્ધવિહાર સુપ્રસિદ્ધ અને પ્રેક્ષણીય સ્થળો છે.

૨ બુદ્ધવિહાર :

ગઢની બહાર વાયવ્ય ખૂણામાં એક વિશાળ ગુફા આવેલી છે. પ્રાચીનકાળમાં આ ગુફાને 'બુદ્ધવિહાર' નામથી ઓળખવામાં આવતી હતી. આજકાલ જોગીડાની ગુફા તરીકે ઓળખાય છે. બૌદ્ધ ભિક્ષુકો માટે આ ગુફા ધ્યાન કરવાનું સ્થળ હતું. તપ, ત્યાગ માટે ભિક્ષુકો આ ગુફામાં આવતા હતા. બોધિવૃક્ષ નીચે કંડારેલી ચારેક બૌદ્ધ મૂર્તિઓ એક લાલ પત્થર પર આલેખવામાં આવી છે. મૂર્તિઓ અભયમુદ્રાયુક્ત છે. અહીંયા શાંત અને આનંદજનક વાતાવરણ હંમેશા રહે છે. દુનિયાના વાતાવરણમાંથી છૂટવા માટે કુદરતી રીતે આ સ્થળ બેનમૂન છે. ગુફામાં બે જુદા રસ્તા છે. પણ તે કયાં જાય છે એનું સંશોધન વિકટ છે.

પ્રાચીન ગુજરાતના સંસ્કાર કેન્દ્રના મુખ્ય દશ્યો, બુદ્ધવિહાર, તારાદેવી, ધારણદેવીની મૂર્તિઓ નિહાળવાથી પ્રાપ્ત થાય છે.

કોટિશિલા: સિદ્ધશિલા: મોક્ષબારી :

મુખ્ય મંદિરની દક્ષિણ બાજુએ એક તળાવ છે. આ તળાવનું નામ લાડુસર કહેવામાં આવે છે. અહીંયાથી જે સ્થળે જવાય છે. તે સ્થળને કોટિશિલા કહે છે આ કોટિશિલા ઉપર ચૌમુખજીની તથા દિગમ્બર જૈન સંપ્રદાયની દહેરીઓ છે. કોટિશિલા ઉપર કરોડો મુનિવરો મોક્ષ પામ્યા છે એવો જૈનગ્રંથોમાં

ઉલ્લેખ છે. સિદ્ધશિલા ઉપર ચૌમુખજી અને શ્રી અજિતનાથ ભગવાનના પગલાની નાની પ્રાસાદિકા બાંધવામાં આવી છે. લગભગ ૧૮ મી સદીનો આ મૂર્તિ પર લેખ છે. જૈન સાહિત્યમાં ઉલ્લેખ છે કે અનેક જૈન આચાર્યો અહિં સિદ્ધિપદ પામ્યા છે એટલે આ સ્થળનું નામ સિદ્ધશિલા છે.

મુખ્ય મંદિરની પૂર્વ દિશાએ અરધા માઈલને અંતરે એક ટેકરીની ઉપર મોક્ષબારી કહે છે. માર્ગમાં નિર્મળજળ, ચંદન-વૃક્ષો અને જંગલ વિભાગની સામગ્રી અહીં જોવા મળે છે. મોટી ઇમારતોના ખંડેરો, ભીંતો, મકાનોના પાયા માર્ગમાં દૃષ્ટિગોચર થાય છે. છેક છેડે એક દહેરી છે. તેમાં એક પ્રતિમા છે. પ્રતિમાના પરિકરમાં વૈશાખ સુદ ૩ સંવત ૧૨૭૫ નો લેખ છે. તેની નીચે એક પાદુકા છે અને તેમાં શ્રી અજિતનાથ ભગવાનના ચરણો છે.

આ બધા પ્રેક્ષણીય સ્થાનો સિવાય બીજા અનેક દૃશ્યો છે. લાડુસાર, વીરની ગુફા, સિદ્ધાઇ માતા, પદ્માવતી દેવી, દિગમ્બર જૈન મંદિરો, નંદીશ્વર, અષ્ટાપદ, સહસ્રકૂટ, કાલિકા માતા વગેરે જોવાલાયક સ્થળો છે.

પ્રાચીન ગુજરાતના સંસ્કાર કેન્દ્ર-તારંગાજીની મુલાકાત લેવી એ આપણા જીવનનો અનુપમ લ્હાવો છે. માત્ર થોડા પાનામાં સમગ્ર માહિતી આ કેન્દ્ર માટે આપવી એ ઘણું મુશ્કેલનું કાર્ય છે. જનતા એનો પૂરો લાભ લેશે અને આ કેન્દ્રને વધુ પ્રસિદ્ધિમાં લાવશે.



# તારા તણખા
## કેટલાંક અવલોકનો

સાહિત્યના વિશાલ ગગન પટ પર અનેકવિધ પ્રકાશનો પ્રગટે છે તેમા કેટલાક પ્રકાશે છે તારારૂપે કે જેના પ્રકાશથી સાહિત્યનો પ્રદેશ દીપ્તિમાન બને છે, જ્યારે કેટલાક પ્રકાશનો સાહિત્યની સરકારિતાને શેકી કે સળગાવી મૂકનારા તણખાઓ' હોય છે આ બને પ્રકારના પ્રકાશનોનુ સાદુ પણ સ્પષ્ટ, અને મર્મગ્રાહી અવલોકન, જૈન-જૈનેતર સાહિત્યના તલસ્પર્શી અભ્યાસી એક શ્રદ્ધેય લેખકદ્વારા સરકારી ભાષામા ગભીર શૈલીએ આ વિભાગમા રજૂ થાય છે આને અગે અભ્યાસી વાચક વર્ગ જે કાંઈ જણાવવા જેવુ હોય તે યોગ્ય રીતે અવશ્ય જણાવે । સ૦

---

‘ तत्त्वन्यायविभाकर ’

कर्ता आचार्यदेव श्रीमद्विजयलब्धिसूरीश्वरजी महाराज
प्रकाशक चदुलाल जमनादास, छाणी

‘ ગ્રન્થકર્તા પૂ આચાર્યદેવશ્રીની અપૂર્વ પ્રતિભા, તલસ્પર્શી સિદ્ધાન્તબોધ અને વિશિષ્ટ સર્જનશક્તિ આ ત્રણેયનો સુમેળ એ જ પ્રસ્તુત ગ્રન્થની સકલના ’ આમ સામાન્ય રીતે કહી શકાય ગ્રન્થનુ બાહ્ય કલેવર પણ ખૂબ જ ગમી જાય તેવુ અને સુઘડ સ્વચ્છ તેમજ મનોહર છે શ્રી મહોદય પ્રેસના વ્યવસ્થાપકોની વ્યવસ્થાશક્તિ અને ઉત્સાહવૃત્તિ આના બાહ્ય આકર્ષણમા મૂગી મૂગી બોલી રહી છે જ્યારે અભ્યન્તર કલેવર, પણ શ્રી જૈન દર્શનના તત્ત્વજ્ઞાનની ગભીરતાપૂર્વક પણ સરળ ભાષામા રજૂઆત કરે છે

ન્યાયની ભાષામાં જૈનદર્શનનું તત્ત્વજ્ઞાન, આમાં જે વિશદતાથી સ્પષ્ટ રીતે રજૂ થયું છે તે વર્તમાન યુગનાં અભ્યાસકો, કે જેઓને દાર્શનિક તત્ત્વજ્ઞાન પ્રત્યે બહુમાનપૂર્વકની રુચિ છે—તે વર્ગને માટે સાચે ' निशि दीपोऽम्बुधौ द्वीप ' ની જેમ આશીર્વાદરૂપ છે ' આ વિધાન કોઇપણ પ્રકારના પૂર્વગ્રહ વિના કેવળ સત્ય હકીકત ખાતર નિષ્પક્ષભાવે અમે કહી રહ્યા છીએ. સમગ્ર ગ્રન્થનું અવલોકન કરવાનો આ અમારો પ્રયાસ નથી. પણ ગ્રન્થનું અવલોકન કરનાર અભ્યાસી તરીકે જે કાંઇ કહેવાજેગું લાગ્યું હોય તે પ્રાસંગિક હોવાથી અહિં કહી દેવાને અમારૂં મન થાય છે.

આમ જો કે, જૈનદર્શનનું તત્ત્વજ્ઞાન ખૂબ ગંભીર, મધ્યસાગરનાં ઊંડા જલજેવું અગાધ અને સામાન્ય અભ્યાસકને આપાતતઃ કાંઈક વિચારમૂઢ બનાવી નાંખે તેવું છે. પણ તત્ત્વની સાચી જિજ્ઞાસુતાપૂર્વક આ દર્શનના તત્ત્વજ્ઞાનને સમજવા માટે મથતા નિષ્પક્ષ વિચારકને, ' જૈનદર્શન જે તત્ત્વજ્ઞાનના નૈવેદ્યનો રસથાળ ધરે છે. એ જગતનાં–દુનિયાભરનાં કોઇપણ ધર્મદર્શનો પાસેથી નહિં જ મલી શકે ' અમારા દ્વારા કહેવાતી આ હકીકત સાંપ્રદાયિકતાના કે સ્વમતના ડીંડીમનાદરૂપ કોઈ ન માની લે એમ અમારે આ તકે ખૂબ જ ભારપૂર્વક કહેવું પડે છે.

## સાંપ્રદાયિકતા પ્રત્યે અરુચિ શાની ?

વર્તમાન યુગે અનેક પ્રકારની શોધો; જેમ જગતને–દુનીયાને સોંપી છે, તેમ એક નવી જ શોધ કે જે અમારે મન, વિકૃતિ અથવા માનસની અસંસ્કારિતાનું એક પ્રતીક કહી શકાય—તે આજના પ્રૌઢ વિદ્વાન કે સંસ્કારી ગણાતા બુદ્ધિમાનવર્ગના વિચારક મસ્તિષ્કમાં દાખલ કરી છે. તે નવી શોધ બીજી કોઈ નહિ પણ, જ્યાં ત્યાં ગમે તેવા વિદ્વાનના લેખન–વ્યવસાયમાં કે વ્યાખ્યાન પ્રસંગે. ' સાંપ્રદાયિકતાની સ્હામે અણગમો; અરુચિ કે સૂગ. ' અમને આશ્ચર્ય એ થાય છે કે, ' સાંપ્રદાયિકતા એ શું કાલકૂટ વિષ છે કે અસ્પૃશ્ય કોઇ વસ્તુ છે વારૂ ? ' કે જેથી આજના આ અસ્પૃશ્યતાવિરોધી યુગમાં પણ

સાંપ્રદાયિકતાનું નામ આવતાં ભલભલા વિદ્વાનોનાં મોઢાંની પ્રસન્નતા જાણે પરવારી જાય છે ! સમજાણુ નથી પડતી કે આમ થવાનું કારણુ શું ? જો આપણી વસ્તુ. પરત્વેનો આપણો આદરભાવ સાચો છે; આપણે આપણાં મંતવ્યોને કે સિદ્ધાન્તોને સ્હમજીને ઋજુતાપૂર્વક નિર્દંભતાથી સ્વીકારનારા આસ્તિક બન્યા છીએ, તો આપણાં એ તત્ત્વજ્ઞાનને અન્ય બુદ્ધિમાનોની આગળ રજૂ કરતાં આપણને સંકોચ શાનો કે 'આપણાં તત્ત્વજ્ઞાનની વાતો આપણા સંપ્રદાયના નામે જગતની આગળ મૂકતાં જગતનો બુદ્ધિમાન વિચારક વર્ગ સ્વીકારશે કે નહિ ?'

કાં તો એમ કહી દો કે વિદ્વાન વિચારક વર્ગની નિષ્પક્ષવૃત્તિ માટે આપણને અશ્રદ્ધા છે, કાં તો આપણી સાચી વસ્તુ માટે આપણને હજુ જોઇએ તેવો નિખાલસ આદરભાવ નથી. કે જેથી આપણે આપણું તત્ત્વજ્ઞાન આપણા સંપ્રદાયના નામથી રજૂ થતું જોઇ, ભડકી ઊઠીએ છીએ ! આમ દરેક બાબતોમાં આજના યુગે સાંપ્રદાયિકતા પૂર્વકાળ કરતાં વધુ વિકસાવી છે, જે આપણે આજે આપણી નજર સમક્ષ જોઇ રહ્યા છીએ આપણો દેશ, આપણી કલા, આપણું વિજ્ઞાન, આપણી ભાષા, આપણો ઉદ્યોગ, આપણી યુનિવર્સિટી, આ રીતે દરેક ક્ષેત્રોમાં સંકુચિતતા વધતા વધતા આજના ઉદારમતવાદની ઘોષણાઓના યુગમાં પણ દેશમાંથી પ્રાંત અને પ્રાંતમાંથી શહેર અને શહેરમાંથી સોસાયટી, આ ક્રમ મુજબ ધીરે ધીરે સંકુચિત ક્ષેત્રોમાં શક્તિનો પ્રવાહ વાળી દેવાની પ્રવૃત્તિઓના આંદોલનો થઇ રહ્યા છે, ત્યારે કેવળ ધર્મનાં સુંદર તત્ત્વજ્ઞાન કે 'આચારવિચારોની બાબતોમાં જ, સમાનતા, ઉદારતા કે અસાંપ્રદાયિકતાની બુદ્ધિશૂન્ય વાતો પ્રચાર પામતી જાય છે.' આ ન સમજી શકાય તેવી 'પારકું ઘર કૃષ્ણાર્પણ' કરવાની હકીકત જેવું છે.

**એક સમાલોચકની વિચારણા :**

પ્રસ્તુત ગ્રન્થનાં અવલોકનની પૂર્વભૂમિકારૂપે આ હકીકત સ્પષ્ટ કરવાની અમારે જરૂર હતી. કારણકે, આ ગ્રંથનું અવલોકન જે વેળા અમે લખી રહ્યા છીએ તે વેળાયે અમારી નજરે આ ગ્રન્થના જે એક-બે અવલોકનો આવ્યા છે, તેમાં એક અવલોકન

કે, જે 'તત્ત્વન્યાય વિભાકરની સમાલોચના '* ના નામથી પ્રસિદ્ધ થયેલ છે. આ અવલોકન જો કે એક વિદ્વાન અવલોકનકારની વિદ્વત્તાને છાજે તે રીતની ગંભીરતાપૂર્વક રજૂ થયું છે, તેમ અમારે સત્યના પક્ષપાતની ખાતર કહેવું જોઈએ, પણ અવલોકનકાર મહાશયે કેટલીક બાબતોમાં તદ્દન સંકુચિતતા દાખવી, કેવળ સાંપ્રદાયિકતાની છૂપી અરુચિતાના કારણે ગ્રન્થની મહત્તાને કે મહામૂલ્યતાને કાંઈક ન્યૂન બનાવવા માટે અજાણતાં પ્રયત્ન કર્યો છે, જે અમારે મનોદુઃખપૂર્વક અહિં કહેવું પડે છે.

તે વિદ્વાન મહાશય કહે છે કે, 'બીજું આ ગ્રન્થ તત્ત્વન્યાયનો છે. એટલે સંપ્રદાયધર્મની ભાવના કરતાં તત્ત્વની ભાવનાને પ્રધાનતા આપવી જોઈએ. શ્રદ્ધા; ધર્મની ચર્ચામાં જેટલી અગત્યતા ધરાવે છે, તેટલી તત્ત્વની ચર્ચામાં તેની અગત્યતા નથી. આવા તાત્ત્વિક ગ્રન્થો એકલા જૈનો માટે નથી, પણ તત્ત્વ–સત્ય શોધવાની વૃત્તિવાળા દરેક જિજ્ઞાસુઓ માટે છે, માટે તાત્ત્વિક ગ્રન્થોમાં સાંપ્રદાયિકતાને બને તેટલું ઓછું સ્થાન આપવું જોઈએ.'

જ્યારે જૈનદર્શનનું તત્ત્વજ્ઞાન, જગતના કોઈપણ દાર્શનિક તત્ત્વજ્ઞાન કરતાં દરેક રીતે અવિસંવાદી, નક્કર અને વ્યવસ્થિત છે, તો તેને સાંપ્રદાયિકતાની છાપ લાગવાથી તેની મહત્તામાં હાનિ પહોંચવાનો શું ભય દેખાય છે ભલા ? જો વિદ્વાન સમાલોચક કહે છે તેમ 'તાત્ત્વિક ગ્રન્થો તત્ત્વશોધવાની વૃત્તિવાળા દરેક જિજ્ઞાસુઓ માટે છે' તો એ તત્ત્વશોધકો એટલા બધા પૂર્વગ્રહથી મૂઢ હશે કે, સંપ્રદાયનું નામ આવતાં એમની તત્ત્વશોધકવૃત્તિ કે જિજ્ઞાસુતા ઓગળી જશે ! અને જો આ રીતે તત્ત્વ શોધવાની વૃત્તિવાળા જિજ્ઞાસુ ગવેષકો સંપ્રદાયના નામથી ભડકતાં રહેશે તો તેઓ નિજની જિજ્ઞાસુતાને સાચી રીતે સંતોષી નહિ શકે'

---

* જૈન ધર્મ પ્રકાશ. પુ. ૫૮. અંક ૧૧ પૃ. ૩૬૧. જીવરાજભાઈ ઓધવજી દોશી. ભાવનગર

એમ અમારું માનવું છે. હા પરીક્ષક બની નિષ્પક્ષભાવે તત્વ-ગવેષણા કરવી એ ગવેષક જિજ્ઞાસુઓનો તત્ત્વશોધનનો સરળ માર્ગ છે, પણ સાંપ્રદાયિકતાની સૂગ કે અરુચિ એ લોકોમાં ન જ હોવી જોઇએ આથી આ વિધાન અમને બરોબર નથી લાગતું કે જે આ વિદ્વાન સમાલોચક મહાશયે આ ગ્રન્થની સમાલોચના કરતાં કર્યું છે, ' માટે તાત્વિક ગ્રન્થોમાં સાંપ્રદાયિકતાને બને તેટલું ઓછું સ્થાન આપવું જોઇએ ' આ વાક્યમાં આટલો સુધારો થવો જોઇએ એમ અમને લાગે છે જે વ્યાજબી, ઉચિત તેમજ કોઇપણ ગવેષકના માનસને અનુકૂલ છે, તે એ કે ' સાંપ્રદાયિકતાની ભડકથી કે ખોટી અરુચિથી કોઇપણ તાત્વિક ગ્રન્થનું મૂલ્ય તત્ત્વગવેષક જિજ્ઞાસુઓએ ઘટાડવુ ન જોઇએ. '

બાકી સમાલોચક મહોદયના આ શબ્દો અમારા ખ્યાલમાં છે, તેઓ પોતાની સરળતાને સ્પષ્ટ કરતાં જે કહે છે કે, ' ઉપર યત્કિંચિત્ ચર્ચા કરેલ છે, તે તત્ત્વચિંતકની દૃષ્ટિયે કરેલ છે, ગ્રન્થનું ગૌરવ ઓછું કરવાનો તેમાં લેશમાત્ર ઉદ્દેશ નથી ' આ હકીકતને અમે આદરપૂર્વક સ્વીકારીએ છીએ કારણ કે, અમુક બાબતો સિવાય વિદ્વાન સમાલોચકે; પોતાની સમાલોચનામાં ગ્રન્થની ઉપયોગિતા કે મહત્તાને સ્હમજાવવા પોતાના-અભ્યાસને અનુરૂપ જે અવલોકન રજૂ કર્યું છે, તે અવશ્ય ગ્રન્થ અને ગ્રન્થકાર પ્રત્યેના બહુમાનને સૂચવનારું અને અભ્યાસકોને માર્ગ-દર્શન આપનારું છે એમ સહૃદયતાપૂર્વક અમે કબૂલીયે છીએ.

પણ વિદ્વાન સમાલોચકને જે વસ્તુને અંગે આ વિધાન કરવું પડે છે, તે તેઓની મૂંઝવણને અમે સમજી શક્યા છીએ, જે તેઓના આ શબ્દોમાં વ્યક્ત થાય છે. ' આ ગ્રન્થમાં કર્તાએ સૂત્રો રચવામાં અને પદાર્થના લક્ષણ બાંધવામાં નવીનતા દાખલ કરેલ છે. આ નવીનતા કેટલાક સૂત્રોમાં પ્રશંસનીય જણાતી નથી. દાખલા તરીકે પહેલા સૂત્રમાં ' सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ' ને બદલે ' सम्यक्श्रद्धासंविच्चरणानि मुक्त्युपाया. ' મૂકેલ છે.

તારા તણખા :

સૂત્રમાં થયેલ આ નવીનતા બરાબર જણાતી નથી. પ્રથમ તો 'સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ' એ સૂત્ર સર્વસામાન્ય સ્થાપિત પ્રમાણવાક્ય છે. પૂર્વાચાર્યોએ તેમાં ફેરફાર કર્યો નથી. જૈન ધર્મમાં જેમ નવકારમંત્ર આધિપત્ય ભોગવે છે. તેમ જૈન તત્ત્વજ્ઞાનમાં આ સૂત્ર સામ્રાજ્ય ભોગવે છે. બીજું દર્શન જ્ઞાન અને ચારિત્ર શબ્દો જેટલા વ્યાપક છે તેટલા શ્રદ્ધા, સંવિત્ અને ચરણ શબ્દો વ્યાપક નથી. દર્શન દૃશ્—જોવું ધાતુ ઉપરથી થયેલો છે. તેનો અર્થ ધર્મની વિચારણામાં શ્રદ્ધાન થઇ શકે છે. તેમ તત્ત્વજ્ઞાનની વિચારણામાં સાક્ષાત્કાર Intuition પણ થઇ શકે છે, જ્ઞાન શબ્દમાં જ્ઞાન મેળવવાના દ્વારો, મતિજ્ઞાન વગેરેનો સમાવેશ થાય છે. તેમ પ્રાપ્ત થયેલ જ્ઞાનનો પણ સમાસ થાય છે. સંવિત્ શબ્દનો તેવો અર્થ નીકળી શકે કે કેમ તે જાણવામાં નથી. ચારિત્ર શબ્દ સામાન્ય શબ્દ છે. તેમાં આત્માને લક્ષીને કરેલ દરેક શુદ્ધ આચરણનો સમાવેશ થાય છે. ચરણ શબ્દ જૈન પારિભાષિક છે, અને જૈનધર્મના સાધુવર્ગના ચરણકરણને સૂચવનાર છે. મોક્ષમાર્ગ એકવચન છે, મુક્તિ ઉપાયો બહુવચન છે. એકવચનને બદલે બહુવચન કહેલ છે તે પણ જૈન તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ બરાબર જણાતું નથી. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની એકાત્મતા નિશ્ચય નય પ્રમાણે મુક્તિનું કારણ છે. તેમાં જે ભેદ બતાવેલ છે અને ઉત્તરપૂર્વનો લાભ બતાવેલ છે તે વ્યવહારદૃષ્ટિ છે.'

સમાલોચક વિદ્વાનની ભ્રમણાઓ :

"સમાલોચક મહાશયના આ ઉપરોક્ત લખાણને અંગે અમારે કેટલીક છણાવટ કરવાની રહે છે. જૈનદર્શનનાં તત્ત્વજ્ઞાનને સુંદર રીતે સરળ અને પ્રૌઢ લેખનશૈલી પૂર્વક ગીર્વાણગિરામાં સંકલનારા આવા અનુપમ ગ્રન્થરત્નનું અવલોકન કરવાનો જ્યારે અમે આ પ્રયત્ન કરીએ છીએ ત્યારે તેની સ્હામે જે ફરિયાદો વ્યાજબી રીતે રજૂ થતી હોય તેને પણ યોગ્ય રીતે શાસ્ત્રીય દૃષ્ટિથી ચકાસવી એ અમારું કર્તવ્ય સમજી આ અવલોકન લખી રહ્યા છીએ. જેમાં મુખ્ય રીતે આ ગ્રન્થના અવલોકન તેમજ અભ્યાસના પરિણામે અમારી મનોભૂમિ પર જે સંસ્કારો પ્રતિબિમ્બિત થયા

અને જે કાંઇ અમને એ દ્વારા ગુરુગમપૂર્વક સમર્જાયું છે તેને શબ્દ દેહ આપવાનો અહિં અમારો આ પ્રયત્ન છે.

નવીનતા અશાસ્રીય મેથીજ :

સમાલોચક મહાશયની પહેલી ફરિયાદ એ છે કે, 'ગ્રન્થમાં સૂત્રો રચવામાં અને પદાર્થના લક્ષણ બાંધવામાં ગ્રન્થકર્તાએ નવીનતા દાખલ કરી છે આ નવીનતા કેટલાક સૂત્રોમાં પ્રશંસનીય નથી.'

જો કે, સમાલોચક મહાશયનું હાર્દ આથી સમજી શકાતું નથી કે તેઓ નવીનતાના વિરોધી છે કે પ્રાચીનતાના પૂજક છે? અસ્તુ, એ ગમે તે હો! તત્ત્વજ્ઞાનનાં પ્રરૂપક ગ્રન્થોની સંકલના એ પ્રાયઃ દેશ, સમાજ તેમજ જનરુચિને અનુકૂલ બને તે તે શૈલીયે હંમેશા થતી આવી છે, એમ આપણા જૈન દર્શનનો કે ઇતર ધર્મદર્શનોનો સાહિત્ય રચનાનો ઇતિહાસ અવલોકનાર કોઇ પણ વિદ્વાનને સ્વીકારવું પડશે. કાળે કાળે હંમેશા શૈલી-પદ્ધતિ પરિવર્તન પામતી જાય છે. હા, બેશક તેની વસ્તુગૂંથણી કે પદાર્થપ્રરૂપણા એમાં સ્હેજ પણ પરિવર્તન ન હોવું જોઇએ કે, જે દાર્શનિક સિદ્ધાન્તોથી ભિન્ન, વિરોધી કે વિસંવાદી હોય!

અહિં આમ બનવા પામ્યું છે કે નહિ? તે વસ્તુ અવશ્ય વિચારણા માંગી લે છે. વિદ્વાન સમાલોચક આ પ્રશ્નનો જવાબ આપણને આપે છે. તેઓ કહે છે. કે-'આ નવીનતા કેટલાક સૂત્રોમાં પ્રશંસનીય જણાતી નથી.' આ વિધાન કર્યા પછી, આના સમર્થન માટે તેઓ જે કાંઇ કહે છે, તે સમજવા જેવું છે. ઉપરોક્ત વિધાનની પ્રામાણિકતા ત્યારે જ આપણને સ્વીકાર્ય બને કે જ્યારે એની પુષ્ટિ માટે જે પ્રમાણો એમને મૂકયા છે તેની તથ્યતા પ્રમાણિક રીતે સિદ્ધ થાય; તેઓનું કહેવું એ છે કે 'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः' જેવા સર્વસામાન્ય સ્થાપિત પ્રમાણ વાક્ય ગણાતા સૂત્રને સ્થાને 'सम्यक्श्रद्धा संविच्चरणानि मुक्त्युपायाः' આ સૂત્ર રચીને પ્રસ્તુત ગ્રન્થકારે

સૂત્રોની સંકલનામાં જે ફેરફાર કર્યો છે તે બરોબર નથી, કારણ કે તત્ત્વાર્થસૂત્રના પ્રથમ અધ્યાયનું પહેલું સૂત્ર **सम्यग्दर्शन ज्ञानचारित्राणि मोक्षमार्गः**–એ જૈનધર્મમાં નવકારમંત્ર જેમ આધિપત્ય ભોગવે છે, તેમ જૈનતત્વજ્ઞાનમાં આ સૂત્ર સામ્રાજ્ય ભોગવે છે, આ સર્વ સામાન્ય સ્થાપિત પ્રમાણવાક્યમાં પૂર્વાચાર્યોએ પણ પરિવર્તન કર્યું નથી.'

ઉપરોક્ત કથનમાં વ્યક્ત થતી સમાલોચક મહાશયની શાસ્ત્રીય પ્રમાણવાક્યોની શ્રદ્ધાળુતા, અને પૂર્વમહાપુરુષોની પરંપરા માટેની બહુમાનવૃત્તિ, આ વગેરે માટે અમને ખૂબ જ આદર છે. એક સંસ્કારી વિદ્વાનને છાજે તે રીતની શૈલીએ અહિં રજૂ થતી તેઓની આ દલીલો અમારી દૃષ્ટિયે કાંઇક ઉતાવળી અને અધૂરી લાગે છે. જેથી એની સ્હામે કાંઇક કહેવા જેવું છે ખરૂં! જો કે, તત્ત્વાર્થસૂત્રકાર પૂર્વધર ભગવાનશ્રી ઉમાસ્વાતિ વાચકવર અને તેઓ શ્રીમદ્‌ની અપૂર્વ રચનાકૃતિરૂપ '**श्री तत्त्वार्थाधिगमसूत्र**' માટે અમને અતિશય આદરભાવ છે. શ્રી જૈનશાસનમાં શ્રી તત્ત્વાર્થસૂત્ર અને સૂત્રકાર વાચકવર, આ બન્નેનું સ્થાન ખૂબ જ ગૌરવપૂર્વક જળવાઇ રહ્યું છે એટલું જ નહિ પણ **શ્રી તત્ત્વાર્થસૂત્રનું** પ્રામાણ્ય કોઇપણ અંગસૂત્ર જેટલું જ શ્રી જૈનસાહિત્યમાં અખંડપણે ચાલ્યું આવે છે. આથી પ્રાચીન વ્યાખ્યાકારો, પ્રકરણકારો કે અન્ય ગ્રન્થકાર સુવિહીત શ્રમણ નિર્ગ્રન્થોએ સ્થાને સ્થાને કોઇપણ પ્રસંગે **श्री तत्त्वार्थसूत्रनो** ઉલ્લેખ શાસ્ત્ર પ્રમાણની જેમ સાક્ષીરૂપે કર્યો છે. આ કારણે શ્રી તત્ત્વાર્થસૂત્રના આદિસૂત્ર '**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः**' સૂત્રની વ્યાપકતા મહત્તા તેમજ સર્વમાન્ય પ્રામાણિકતાને અમે ખૂબ જ ભાવપૂર્વક સ્વીકારીએ છીએ.

પણ આથી કોઇપણ જૈન તત્ત્વજ્ઞાનના દાર્શનિક ગ્રન્થમાં તત્ત્વાર્થકાર વાચકવરની શૈલીના જેવી સંગ્રહશૈલીથી નૂતનગ્રન્થનું નિર્માણ શબ્દ કે સૂત્રસંકલનાના પરિવર્તન દ્વારા ન જ થઇ શકે એમ માનવાને અમે કોઇ વ્યાજબી કારણ જોતાં નથી. અલબત્ત,

તે પરિવર્તન કે નૂતન ગ્રન્થસર્જન શ્રી જૈનદર્શનના લોકકલ્યાણકર અવિસંવાદી તત્ત્વજ્ઞાન કે સિદ્ધાન્તોથી સહેજ પણ ભિન્ન, અતથ્ય કે વિરોધી ન જ હોવું ઘટે. આ પ્રકારનું પરિવર્તન કોઇ પણપ્રકારે નભાવી લેવાય જ નહિ કે તેનો બચાવ પણ ન થાય ! કારણ કે તેમ કરવું એ જૈન શાસનની સર્વમાન્ય સિદ્ધાંત વ્યવસ્થાને હાનિ પુગાડનાર પગલું છે એમ કહી શકાય. માટે જે કોઇ લેખકો કે વિદ્વાનો જ્ઞાનયુગના નામે શ્રી જૈનદર્શનના પ્રાણરૂપ શ્રદ્ધાની મહત્તાને જાણે અજાણે ઘટાડીને 'તત્ત્વાર્થસૂત્રકારના આ સૂત્રમાં પરિવર્તન કરી 'सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः' 'સૂત્રને પોતાનું કેન્દ્ર કે ધ્યેય માનવા–મનાવવા માટે મૂલ સૂત્રની શૈલી, તત્ત્વવ્યવસ્થા, વસ્તુસંકલના વગેરેમાં ભેદ ઊભો કરે છે, તે આ દૃષ્ટિયે સર્વથા અશાસ્ત્રીય, અનુચિત અને ગેરવ્યાજબી છે.*

જ્યારે પ્રસ્તુત ગ્રન્થ—'શ્રી તત્ત્વન્યાય વિભાકર' માં આવું કાંઇ જ બનવા પામ્યું નથી. કારણ કે ગ્રન્થકાર પૂ. આચાર્યદેવશ્રીએ જૈન તત્ત્વજ્ઞાનનો દાર્શનિક વારસો આમાં સરલતાપૂર્વક વિસ્તારથી રજૂ કર્યો છે, જે રજૂઆત તત્ત્વાર્થ સૂત્રકાર ભગવાન શ્રી ઉમાસ્વાતિવાચકવરની શૈલીના અનુકરણરૂપ કહી શકાય, તે પદ્ધતિયે છે આથી આરંભસૂત્રમાં જૈન તત્ત્વજ્ઞાનનું કે જૈનદર્શનનું અન્તિમ લક્ષ્ય–કેન્દ્ર સ્પષ્ટ કરવા માટે જ ગ્રન્થકારે આ સૂત્ર સંકલિત કરીને મૂક્યું. કે 'सम्यक्श्रद्धासंविच्चरणानि मुक्त्युपायाः' આમા વસ્તુસંકલના કે પદાર્થો, શ્રી જૈનદર્શનના સિદ્ધાન્તોને સર્વરીતે સંગત છે આથી જ આ સૂત્રમાં શાસ્ત્રીય દૃષ્ટિયે કોઇપણ પ્રકારનો સિદ્ધાન્તવિરોધ, પદાર્થવિરોધ કે તત્ત્વવિરોધ અમને જણાતો નથી. આથી જ અમારે કહેવું પડે છે કે, સમાલોચક મહાશયનું 'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः' એ સર્વ-

---

* જુઓ ! જૈન આત્માનન્દ સભા ભાવનગરદ્વારા સચાલિત, શ્રી આત્માનન્દ પ્રકાશ માસિકના પૂઠાપર ડીઝાઇન ચિત્રમા, આ રીતે 'सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः' લખ્યુ છે. તત્ત્વાર્થકારના સર્વમાન્ય પ્રમાણસૂત્રમા આવુ પરિવર્તન કરવુ એ શુ શાસ્ત્રીય છે કે ? જૈનદર્શનની શૈલીથી આ વસ્તુ અળગ નથી પડતી ? વિદ્વાન સમાલોચક, જેઓ એ માસિકના સન્માન્ય લેખક છે, તેઓ આને અગે વિચાર કરશે !

સામાન્ય સ્થાપિત પ્રમાણવાક્ય છે, પૂર્વાચાર્યોએ તેમાં ફેરફાર કર્યો નથી.' આ મુજબનું કથન અક્ષરશઃ નિર્ભેળ સત્ય છે. તેજ રીતે 'सम्यक्श्रद्धासंविच्चरणानि मुक्त्युपायाः' એ સૂત્રની રચનામાં પ્રસ્તુત ગ્રન્થકાર આચાર્યદેવે પૂર્વોક્ત પ્રમાણિકતા કે મહત્તામાં રહેજ પણ પરિવર્તન કર્યું નથી. એ પણ તેટલું જ સાચું છે.

શબ્દોની વ્યાપકતા કે અર્થની ?

વિદ્વાન સમાલોચક, આની સામે બીજી દલીલ એ મૂકે છે, કે, 'દર્શન, જ્ઞાન અને ચારિત્ર શબ્દો જેટલા વ્યાપક છે, તેટલા શ્રદ્ધા, સંવિત્ અને ચરણ શબ્દો વ્યાપક નથી.' અમને નથી સમજાતું કે, સમાલોચક મહાશય આ કઈ દૃષ્ટિએ લખી રહ્યા છે. શ્રી જૈનશાસનમાં દર્શન, જ્ઞાન અને ચારિત્ર શબ્દોની વ્યાપકતા છે તે, તે તે શબ્દોથી, વાચ્ય તે તે પદાર્થોથી છે કે અન્ય કાંઇ કારણ છે? જ્યારે શ્રદ્ધા, સંવિત્ કે ચરણ શબ્દોની વ્યાપકતા નથી એમ સમાલોચક મહાશય લખે છે તે શું તે શબ્દોથી વાચ્ય પદાર્થો શ્રી જૈન શાસનની શૈલીથી ભિન્ન છે માટે? આની સ્પષ્ટતા તેઓનાં લખાણમાંથી મળી રહેતી નથી. બાકી ખરી વાત એ છે કે, સમાલોચક મહાશય દર્શનશબ્દ અને શ્રદ્ધાશબ્દ; આ બંને શબ્દોથી વાચ્ય પદાર્થને ઓળખી શકયા નથી પણ કેવળ શ્રદ્ધા શબ્દની ખોટી આભડછેટથી ઉભગી ગયા છે, કે, 'જે આજના વિજ્ઞાનના યુગમાં ધાર્મિક મંતવ્યો કે દાર્શનિક તત્ત્વજ્ઞાનની વાતોમાં ભલભલા સંસ્કારી શિક્ષિતોનાં માનસ પર ન ભૂંસી શકાય તેવી એક ખોટી વિકૃતિનું જ પરિણામ છે એમ અમારે આ તકે સ્પષ્ટ કરવું જ રહ્યું.

સમ્યગ્દર્શનનું સ્વરૂપ તત્ત્વાર્થકાર વાચકવરના શબ્દોમાં કહીએ તો 'तत्त्वार्थश्रद्धानम् सम्यग्दर्शनम्' અર્થાત્ 'તત્ત્વસ્વરૂપ પદાર્થોની કે જે રીતે શ્રી જિનેશ્વર દેવોએ સ્યાદ્વાદ શૈલીયે પ્રરૂપ્યા છે, તે રીતે [ દર્શનમોહનીય કર્મના ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમદ્વારા ] આત્માને સદ્દહણા–શ્રદ્ધા પ્રગટવી: તે સમ્યગ્દર્શન'–સમ્યગ્દર્શનનું આ સ્વરૂપ સમ્યગ્દર્શનનાં કાર્યને વ્યક્ત કરનારું છે. એટલે

શ્રદ્ધાશબ્દ અને દર્શનશબ્દની વાસ્તવિક ઓળખ શ્રીયુત સમાલોચક મહાશયને થઇ હોય એમ જણાતું નથી, કારણ કે, દર્શનગુણનું કાર્ય શ્રદ્ધા છે, અને કાર્ય કારણના અભેદ ઉપચારથી સમ્યગ્દર્શન કે સમ્યક્શ્રદ્ધા આ બન્ને એક તેમજ અભિન્ન છે. જૈન દર્શનની અનેકાન્ત વ્યવસ્થાને સમજનાર કોઇપણ અભ્યાસી, આ અપેક્ષાએ દર્શન કે શ્રદ્ધા શબ્દમાં વિરોધ જેવું કે ભેદ જેવું જોઇ શકતો જ નથી. આથી જ તત્ત્વાર્થસૂત્રકાર વાચકવર શ્રી ઉમાસ્વાતિજી મહારાજાએ સમ્યગ્દર્શનને ઓળખાવવા માટે શ્રદ્ધાનો નિર્દેશ કર્યો છે. આ જ હકીકત પ્રસ્તુત ગ્રન્થમાં ગ્રન્થકાર આચાર્યદેવશ્રીએ 'तत्त्वेष्वास्था सम्यक्श्रद्धा' અર્થાત્ 'તત્વરૂપ પદાર્થોને સદ્દહવારૂપ જે આસ્થા, પ્રતીતિ કે રુચિ' તે સમ્યક્ શ્રદ્ધા કહેવાય આ રીતે શાસ્ત્રીય દૃષ્ટિનાં હાર્દને સમજીને આ ગ્રન્થમા આગળ પૃષ્ઠ ૯ ઉપર જણાવ્યું છે.

સમાલોચક મહાશય; અહિં કાંઇ નવી જ વિચારણાના પ્રદેશમાં અટવાઇ ગયા છે. તેઓ પોતાની પૂર્વોક્ત દલીલના સમર્થનમાં લખે છે કે 'દર્શન દૃશ્-જેવું ધાતુ ઉપરથી થયેલો છે, તેનો અર્થ ધર્મની વિચારણામાં શ્રદ્ધા થઇ શકે તેમ તત્વજ્ઞાનની વિચારણામાં સાક્ષાત્કાર પણ થઇ શકે છે.' વિદ્વાન મહાશયનું આ લખાણ જૈન દર્શનના અભ્યાસકોને આડે માર્ગે દોરી જનારું છે, દર્શનશબ્દની વ્યુત્પત્તિ કરીને તેઓએ એના બે અર્થોને જુદા જુદા વિભાગોમાં કે કાર્યપ્રદેશોમાં ઘટાવવા જે આ લખાણમાં પ્રયત્ન કર્યો છે, તે અત્યાર સુધી કોઇપણ સ્થાને કે તત્ત્વાર્થસૂત્રની કોઇપણ વ્યાખ્યામાં વ્યક્ત યા અવ્યક્તરૂપે અમારા જાણવામાં આવ્યું નથી. હા, સંભાવ્ય છે, કે, અમારો અભ્યાસ એટલો વિશાલ ન હોવાના કારણે કદાચ અમે આ વિષયમાં અન્ય ઉલ્લેખો ન પણ જોયા હોય! તો પણ આ પ્રસંગે અમે તે વિદ્વાન સમાલોચકને આગ્રહપૂર્વક કહીશું કે; આ ઉપરોક્ત વિધાનનું સમર્થન કરનારા સ્પષ્ટ ઉલ્લેખો અવશ્ય રજૂ થવા જોઇએ આ સિવાય; આવા વિધાનોને પ્રામાણિક કે શાસ્ત્રીય તરીકે માનવાને કોઇપણ જૈન દર્શનનો અભ્યાસી તૈયાર ન જ હોઇ શકે.

**શ્રદ્ધા તેમજ દર્શન એકાર્થિક છે :**

વાસ્તવિક હકીકત એ છે, કે; શબ્દોનો વ્યવહાર કે શબ્દબોધ કેવળ વ્યુત્પત્તિમાત્રથી થતો નથી. કેટલાક શબ્દો, વ્યુત્પત્તિસિદ્ધિ હોવા છતાં તેનો વ્યવહાર, લોકદૃષ્ટિએ કે દાર્શનિક દૃષ્ટિએ અમુક જ અર્થમાં રૂઢ હોય છે આથી જ તત્ત્વાર્થસૂત્રકાર વાચક મહારાજાએ પોતે જ દર્શન શબ્દનો અર્થ તેના કાર્યરૂપ ' શ્રદ્ધા 'માં યોજ્યો છે. આથી સમાલોચક મહાશયની જે આ દલીલ કે ' દર્શનનો અર્થ ધર્મની વિચારણામાં શ્રદ્ધા થઇ શકે છે, તેમ તત્ત્વજ્ઞાનની વિચારણામાં સાક્ષાત્કાર પણ થઇ છે '–આનો જવાબ ઉપરોક્ત લખાણ દ્વારા મળી રહે છે કે, જૈન દર્શનમાં ધર્મની વિચારણા અને તત્ત્વની વિચારણા આ બન્ને ભિન્ન ભિન્ન કોટિની તેમજ પરસ્પરવિરોધી વિચારણાઓ નથી, પણ પરસ્પર એક બીજાની સાથે સંકળાઇને રહેલી શાસ્ત્રીય વિચારણા છે, આથી તત્ત્વાર્થસૂત્રકાર વાચકવર શ્રી ઉમાસ્વાતિજી જેવા પૂર્વધર મહાપુરુષોએ, દર્શનશબ્દથી વાચ્ય દર્શન પદાર્થનું સ્વરૂપ આ પ્રમાણે ઉપદેશ્યું છે કે, ' तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् '–શ્રી જૈન દર્શનમાં તત્ત્વરૂપ ગણાતા જે જીવાદિ પદાર્થો તેનું જે સ્વરૂપ શ્રી જિનેશ્વર દેવોએ ફરમાવ્યું છે તેને તે રીતે સ્વીકારવું–સદ્દહવું તે સમ્યગ્દર્શનનું કાર્યરૂપ સ્વરૂપ છે.' શમ, સંવેગાદિ પાંચ લક્ષણો આજ રીતે સમ્યગ્દર્શનનાં સ્વરૂપથી અભિન્ન છે. આ શાસ્ત્રીય દૃષ્ટિએ શ્રદ્ધા તેમજ દર્શન વચ્ચે કેવળ શબ્દભિન્નતા સિવાય અર્થનો અથવા સૈદ્ધાન્તિક પદાર્થનો સ્હેજ પણ ભેદ નથી જણાતો. બાકી, સમાલોચક મહાશય જે કહે છે કે ' દર્શનનો અર્થ તત્ત્વજ્ઞાનની વિચારણામાં સાક્ષાત્કાર પણ થઇ શકે છે '—આ હકીકત જૈનદર્શનની શાસ્ત્રીય શૈલી વિષેની લેખક મહાશયની અપરિપક્વતા જ કહી શકાય.

હા, સાક્ષાત્કાર કે આત્માનુભવનું આદિ કારણ તો સમ્યગ્દર્શન ગુણ ખરો, કારણ કે મોહનીય આદિ કર્મોની ઉત્કૃષ્ટસ્થિતિમાંથી કે ... ન એક કોટાકોટી સાગરોપમ ...

આત્મા, જ્યારે અપુનર્બન્ધકાદિ ઉત્તમ સ્થિતિનાં શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, તેમજ આસ્તિકતા આદિ સદ્‌ગુણોને પ્રાપ્ત કરે છે. એટલે એનામાં જગતમાત્રના પદાર્થોનો સાક્ષાત્કાર શ્રી જિનેશ્વરદેવના વચનો વિષેની રુચિ કે શ્રદ્ધાના યોગે પ્રગટે છે; પણ સમાલોચક મહાશય દર્શન અને શ્રદ્ધાનો ભેદ દર્શાવીને જો વર્તમાન યુગના અખતરારૂપ કે વિજ્ઞાનના પ્રયોગરૂપ, પ્રત્યક્ષજ્ઞાન કહેવાને ઇચ્છતા હોય તો તે અહિં નથી એમ અમારે આ તકે ભારપૂર્વક સ્પષ્ટ કરવું પડે છે

## વર્તમાનનો સાક્ષાત્કાર પરોક્ષજ્ઞાન છે:

કારણ કે, વર્તમાન યુગનો સાક્ષાત્કાર, એ જૈનદર્શનની શાસ્ત્રીય દૃષ્ટિએ પરોક્ષજ્ઞાન કહેવાય છે અહિં આગળ જૈનશાસનની કેટલીક દાર્શનિક શાસ્ત્રીય શૈલીની ચોખવટ કરી લેવી ઇષ્ટ છે કે 'જૈનસંસ્કૃતિનું દાર્શનિક તત્ત્વજ્ઞાન, પ્રમાણ અને નયથી વસ્તુ કે પદાર્થનું સ્વસ્વરૂપ સ્હમજી–સ્હમજાવી શકાય એમ સ્વીકારે છે. વસ્તુના એકથી અધિક યાવદનન્તધર્મોનો સાપેક્ષ યા સ્યાદ્‌વાદ દૃષ્ટિયે બોધ કરાવનાર જ્ઞાન પ્રમાણ તરીકે ઓળખાય છે. જ્યારે વસ્તુના એક ધર્મનું અનેકાન્ત દૃષ્ટિયે જ્ઞાન કરાવનાર જ્ઞાપક જ્ઞાન નય તરીકે પ્રચલિત છે એક અપેક્ષાયે નય કે પ્રમાણ, આ બન્ને મતિ, શ્રુત આદિ જ્ઞાનના પ્રકારોથી અભિન્ન છે. પ્રસ્તુતમાં પ્રત્યક્ષ અને પરોક્ષ બન્ને પ્રમાણો મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવલજ્ઞાન; આ પ્રકારના પાચે ય જ્ઞાનોમા સંકળાઈને રહેલાં છે ' વર્તમાનનો યુગ કે શોધકોની દુનિયા જેને અખતરા, પ્રયોગો કે સાક્ષાત્કાર કહે છે, તે મતિજ્ઞાનના પેટા ભેદોમાં સમાઇ જાય છે, અથવા અમુક દૃષ્ટિયે કદાચ શ્રુતના ભેદમાં એનો સમાવેશ થાય તો પણ તે પરોક્ષ પ્રમાણ છે પણ જૈનદર્શનની તત્ત્વજ્ઞાનની મર્યાદા મુજબ તે જ્ઞાનોને આથી અન્ય પ્રકારે ઓળખાવી શકે તેમ નથી આ હકીકત એના વિદ્વાન અભ્યાસકોના ખ્યાલ બહાર નહિં જ હોય

શબ્દપરિવર્તનની ફરિયાદ :

જ્ઞાન અને સંવિત્ શબ્દને અંગે તે વિદ્વાન સમાલોચક આ મુજબ કહે છે કે, ' જ્ઞાન શબ્દમાં જ્ઞાન મેળવવાનાં દ્વારો મતિજ્ઞાન વગેરેનો સમાવેશ થાય છે, તેમ પ્રાપ્ત થયેલ જ્ઞાનનો સમાવેશ થાય છે. સંવિત્ શબ્દનો તેવો અર્થ નીકળી શકે કે કેમ તે જાણવામાં નથી. ' લેખક મહોદયની આ હકીકત હજુ અસ્પષ્ટ છે. તેઓનાં કથનનું હાર્દ આમાં સ્હમજી શકાતું નથી. પ્રાપ્ત કે અપ્રાપ્તની જ્યાં સુધી વિશેષ સ્પષ્ટતા ન થાય ત્યાં સુધી આને અંગે કાંઇ પણ લખવું એ ગેરવ્યાજબી ગણાય, છતાં પ્રસ્તુત ગ્રન્થનાં પ્રારંભસૂત્રમાં ગ્રન્થકાર સૂરિમહારાજે, જ્ઞાન શબ્દને સ્થાને જે સંવિત્ શબ્દ મૂકયો છે. એને અંગે અમે એટલું કહીશું કે, ગ્રન્થકાર આચાર્યદેવશ્રીએ આ પરિવર્તન કર્યું છે, તે શાબ્દિક છે. પણ અર્થથી કે જૈનશાસનના દાર્શનિક જ્ઞાનપદાર્થ ભિન્ન કે વિરૂદ્ધ નથી; કારણ કે જ્ઞાન શબ્દથી જ્ઞાનના જે જે ભેદોનો તત્ત્વાર્થસૂત્રકાર મહર્ષિએ સમાવેશ કર્યો છે, એ સઘળાયે ભેદ-પ્રભેદોનો સમાવેશ, પ્રસ્તુત ગ્રન્થમાં ગ્રન્થકાર આચાર્ય મહારાજશ્રીએ 'मतिश्रुतावधिमनःपर्यायकेवलज्ञानानि ' [પૃ. ૩૦૯] આ સૂત્રદ્વારા આગળ કર્યો છે. વળી શબ્દકોષોમાં પણ જ્ઞાન, સંવિત્, બોધ ઇત્યાદિ શબ્દો, એક જ પદાર્થના વાચક પર્યાયો છે. એટલે આ દૃષ્ટિયે આટલા શાબ્દિક પરિવર્તનથી કે સૂત્રસંકલનાની નવીનતાથી શાસ્ત્રીય દૃષ્ટિયે જૈનતત્ત્વજ્ઞાનના આ ગ્રન્થની મહત્તામાં સ્હેજ પણ હાનિ પહોંચતી નથી એમ અમે વ્યાજબી રીતે માનીયે છીએ. જ્યારે ચારિત્રના સ્થાને ચરણ શબ્દના પરિવર્તનને અંગે સમાલોચક લખે છે કે, ' ચારિત્ર શબ્દ સામાન્ય શબ્દ છે, તેમાં આત્માને લક્ષીને કરેલ દરેક શુભ આચરણોનો સમાવેશ થાય છે. ચરણ શબ્દ જૈન પારિભાષિક અને જૈન ધર્મના સાધુવર્ગના ચરણકરણને સૂચવનાર છે. ' આ કથનની સામે કહેવું જોઇએ કે, સમાલોચક મહોદય પ્રસ્તુત ગ્રન્થની સમાલોચનામાં કોઈ એક પદ્ધતિ કે મર્યાદાને ધ્યેય રાખીને સમાલોચના નથી કરી શકયા એમ અમને લાગે છે.

કારણુ કે, તેઓ કોઇ એકાદ હકીકતને ' આ સાંપ્રદાયિક છે, માટે આવા ગ્રન્થમાં આ ન જોઇએ ' આમ સાંપ્રદાયિક કે જૈન દષ્ટિને બાજુએ રાખી ગ્રન્થનું મૂલ્ય માપવા જાય છે, જ્યારે વળી કોઇ એકાદ હકીકતની સ્હામે ' આ વસ્તુ જૈન તત્ત્વજ્ઞાનની દષ્ટિએ બરાબર નથી ' આમ લખીને આ અવસરે જૈન દષ્ટિ કે સાંપ્રદાયિક દષ્ટિએ ગ્રન્થને મૂલવવા જાય છે. આની સ્હામે અમારે એક જ કહેવું છે કે, ' જ્યારે તમે વિદ્વાન છો, જૈન દષ્ટિએ તત્ત્વજ્ઞાનનાં દાર્શનિક ગ્રન્થની તેના અભ્યાસ કે અવલોકનના પરિણામ રૂપ સમાલોચનાનું કાર્ય હાથ પર લીધું છે, તો તેનાં મૂલ્યને મૂલવવા માટે શા સારુ એક જ માપા કે એક જ દષ્ટિ નથી રાખતા ભલા ! આ રીતે અર્ધજરતીય પદ્ધતિ સ્વીકારવાની શી જરૂર વારુ ! કાં તો જૈનદષ્ટિ એટલે સાંપ્રદાયિક દષ્ટિ સ્વીકારો અને કાં તો અસાંપ્રદાયિકતાને સ્વીકારી ચર્ચા કે સમાલોચના કરો !

**એ સાંપ્રદાયિકતા અમને પણ ન ખપે !**

બાકી : સાંપ્રદાયિકતાને આજના વિદ્વાનો, વિચારકો કે પ્રૌઢ ગણાતાઓ જે રીતે અસ્પૃશ્ય માનીને હસી કાઢી ફેંકી દેવા જેવી માને છે, એ મતના અમે નથી હા, વિચારકતા, પ્રૌઢતા કે વિદ્વત્તાની અમને કદર છે, પણ સાંપ્રદાયિકતાની સ્હામે બળવો જગવવામાં કે તેના વિરોધી આંદોલનો ઉભા કરવામાં વિચારકતા, પ્રૌઢતા કે વિદ્વત્તા છે, આમ માનવાને અમારું હૈયું સાફ ના પાડે છે. જે સાંપ્રદાયિકતા આંધળી છે, ઝનૂની છે, જનસમાજના પ્રાણરૂપ સંસ્કૃતિની નાશક છે, વૈર, ઝેર, વાદ, વિવાદ કે વિખવાદનાં પાપોને જન્માવનારી છે, તેવી સ્વાર્થઘેલાઓ કે મૂર્ખ માનવોએ ઉપજાવી કાઢેલી સાંપ્રદાયિકતાના અમે સખ્ત વિરોધી છીએ ! એનો વિરોધ કરવામાં અમે સમ્મત છીએ ! એવી સ્વ-પરનાશક સાંપ્રદાયિકતાને અમારા સો ગજના નમસ્કાર ! ! પણ આથી ' સૂકા ભેગું લીલું ન બળી જવું જોઇએ. ' આ અમારું આગ્રહપૂર્વકનું કથન છે કારણુ કે, જે સાંપ્રદાયિકતા, જગતની સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિનો ઉચ્ચતર વારસો, લોકોત્તર તત્ત્વજ્ઞાન, કે સર્વશ્રેષ્ઠ સિદ્ધાન્તની મહાન .

શ્રીલુસૂરી જગતની પ્રજાને આપી શકવાને સમર્થ છે. તેને તેનું નામ ભૂંસી નાંખી જગતની સમક્ષ રજૂ કરવાને આપણે ઉતાવળા થઇએ છીએ! આ કઇ જાતની ઘેલછા હશે વારુ! એ સમજી શકાતું નથી. 'માથું વાઢી પાઘડી પહેરાવવી' એમાં જો વિદ્વત્તા, પ્રૌઢતા, કે વિચારકતા આજનો યુગ માનતો હોય તો ભલે! એના કરતાં મૂર્ખતા અમને વધારે વ્હાલી છે કે જેથી અમે અમારી સંસ્કૃતિને યા કલ્યાણકર સાંપ્રદાયિક્તાને તો વફાદાર રહી શકીશું. કે જેથી બાવાના બેય બગાડવાનો અવસર અમારે શિરે કદિ નહિ જ આવે! આ અમારો આત્મવિશ્વાસ છે.

આટલું લંબાણ કરવાની જરૂર એ હતી કે, આજના અન્ય સમાજની વાત બાજુએ રાખીયે પણ આપણા જ સમાજનો વિચારક કે વિદ્વાનવર્ગ, જ્યારે હોય ત્યારે આપણી સ્હામે આની આ જ વાત આગળ કરી આપણી અને આપણા મૌલિક સિદ્ધાન્તોની જગતની સભ્ય કે ગુણગ્રાહી પ્રજાના નામે વગોવણી કરી આપણને નામશેષ થઇ જવાની ગર્ભિત સૂચના કરે છે. એ લોકોને– આપણા એ ભલાભોળા ભાઇઓને આ અવસરે ટુંકમાં એટલું કહીશું કે, 'દુકાનદાર કે વ્હેપારી પોતાનું પાટીયું લગાવીને બજારમાં વ્હેપાર કે સોદો કરી રહ્યો છે. આવનાર ગ્રાહકમાં સાચી અર્થિતા હશે તો હુશીયારીપૂર્વક કુશલતાથી એના માલને લઇ છેતરાયા વિના કાર્ય કરી લેશે' પણ એથી કોઇ પણ વિદ્વાન વિચારકે જગતને આમ મનાવવાની જરૂર નથી કે, 'દુકાનદાર કે, વ્હેપારીએ પેઢી કે દુકાનમાં નામઠામ કે પોતાની ઓળખ માટે પોતાનું વ્યક્તિત્વ રાખવાની જરૂર નથી.' કારણ કે વિચારક કે ડાહ્યા ગણાતાઓ કે જેઓ વસ્તુના અર્થી છે, તેઓની બુદ્ધિમતા આવી ડગમગતી ન હોઇ શકે કે, તેઓ સાંપ્રદાયિક્તાના નામથી વસ્તુને ફેંકી દેશે?

શબ્દપરિવર્તન સુઘટિત છ :

આ થઇ પ્રાસંગિક વાત : મૂળ હકીકત એ છે કે, જૈનશૈલી મુજબ ચરણશબ્દ કે ચારિત્રશબ્દ બન્નેથી એક જ

વસ્તુનો બોધ થાય છે, કારણ કે, જૈન શાસ્ત્રોમા ચારિત્ર શબ્દથી જેની ઓળખ આપી છે તે આચારધર્મ કે ક્રિયામાર્ગને કોઇ એક અવસરે ચરણશબ્દથી ઓળખાવ્યો છે જેમકે, વિશેષાવશ્યક ભાષ્યમા ' जह्रा खरो ' વગી ગાથામા ' एवं खु नाणी चरणेण हीणो ' અહીં ચરણ શબ્દથી ચારિત્ર યા ક્રિયામાર્ગનો બોધ થાય છે આ જ રીતે પડિતવર્ય શ્રી પદ્મવિજયજી ગણિવરે શ્રી પૂચીસરા પાર્શ્વનાથજીના સ્તવનમા ' નાણ દરિસણ અનત છે વગી તુજ ચરણ અનત '–આમા સિદ્ધ પરમાત્માના સ્વરૂપનુ વર્ણન અનત ચરણ ગુણના સ્વામી તરીકે કર્યું છે, જ્યારે ન્યાયાચાર્ય ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી ગણિવરે જ્ઞાનસાર પ્રકરણના ત્રીજા ' સ્થિરતાષ્ટક ' મા ' चारित्र स्थिरतारूपमत सिद्धेष्वपीष्यते ' કહીને સિદ્ધ પરમાત્માને સ્થિરતારૂપ અનતચારિત્ર ગુણ બતાવ્યો છે વગી શ્રી તત્ત્વાર્થસૂત્રકાર પૂર્વધરે શ્રી ઉમાસ્વાતિ વાચકવરે પણ સમાલોચક મહાશય જે ચરણ શબ્દથી વાચ્ય લખે છે તે જ ચરણશબ્દથી વાચ્ય પૂ શ્રી સાધુ–સાધ્વી સમુદાયના ચરણધર્મને, ચારિત્ર શબ્દથી આ રીતે સૂચિત કર્યો છે सामायिकच्छेदोपस्थाप्यपरिहारविशुद्धिसूक्ष्मसंपराय यथाख्यातानि चारित्रम् ' [ તત્ત્વાર્થસૂત્ર અધ્યાય ૯ સૂત્ર ૧૮. ] આથી સ્હુમજી શકાશે કે, ચરણશબ્દ કે ચારિત્રશબ્દ–આ બન્ને શબ્દો, જૈન સાપ્રદાયિક દૃષ્ટિથી [ કે સમાલોચક મહાશયની માન્યતા મુજબની તત્ત્વન્યાયદૃષ્ટિથી ] એક જ પદાર્થના વાચક છે એટલે પ્રસ્તુત ગ્રન્થમા ' सम्यक्श्रद्धासंविच्चरणानि मुक्त्युपाया '–સૂત્રની સકલનાદ્વારા ગ્રન્થકાર સૂરિમહારાજે, તત્ત્વાર્થકાર વાચકવરની સૂત્રસકલનાના શબ્દોમા જે શબ્દપરિવર્તન કર્યું છે, તે પરિવર્તન જૈન શાસ્ત્રની દાર્શનિક શૈલીથી સ્હેજ પણ ભિન્ન કે વિરુદ્ધ નથી, ઊલટુ સુઘટિત અને અવિસવાદી છે

ગ્રથકાર આચાર્યદેવશ્રીનો મહાન ઉપકાર :

વિશેષ આ પ્રસગે અમારે કહેવુ જોઇએ કે, જૈન દર્શનના દાર્શનિક તત્ત્વજ્ઞાનની સરળતાપૂર્વક વિસ્તૃત રજૂઆત કરનારા

આ પ્રકારના અનુપમ ગ્રન્થમાં અમુક અમુક શબ્દપરિવર્તનો થયાં છે, તે પણ એક નૂતન ગ્રન્થસર્જનને અનુકૂળ અને અનિવાર્ય રીતે પૂ૦ ગ્રન્થકારશ્રીએ ગ્રન્થની મહત્તા તેમજ જૈનશૈલીને સ્પષ્ટ કરનારી સર્વગ્રાહ્ય-લોકભોગ્ય પદ્ધતિને લક્ષ્યમાં રાખીને જે કર્યો છે. આથી કોઇ પણ અભ્યાસી નિષ્પક્ષભાવે કહી શકશે કે; જૈન તત્ત્વન્યાયના આ વિશાલકાય આકર ગ્રન્થની [ મૂળ સૂત્રો : તેના પરની સ્વોપજ્ઞ વિસ્તૃતવ્યાખ્યા–સહિત ] સ્વતંત્ર રચના દ્વારા જૈન તત્ત્વજ્ઞાનના અભ્યાસક જિજ્ઞાસુ વર્ગ પર ગ્રન્થકાર આચાર્ય મહારાજે જે કૃપાની અમીવૃષ્ટિ વરસાવી છે. તે વર્તમાનકાલે તેઓશ્રીમદ્‌નો ન ભૂલી શકાય તેવો મહાન ઉપકાર છે.

પ્રસ્તુત સમાલોચનાને અંગે હજુ એક બાબતનો ખુલાસો કરવાનો રહે છે. આગળ, સમાલોચક મહાશય જે એમ જણાવે છે કે; 'મોક્ષમાર્ગ એકવચન છે અને મુક્તિ (ના) ઉપાયો બહુવચન છે. એક વચનને બદલે બહુવચન કહેલ છે તે પણ જૈનતત્ત્વની દૃષ્ટિયે બરાબર જણાતું નથી.' લેખકના આ કથનની પાછળ જો જૈન સાંપ્રદાયિક દૃષ્ટિને તત્ત્વન્યાયના ગ્રન્થમાં પણ અપનાવી લેવાની લેખકની ભાવના કે મનોવૃત્તિ હોય [ કે જેનો અત્યાર અગાઉ પોતે પોતાની આ સમાલોચનામાં જ ઇનકાર કરતા હતા] તો તેઓની એ શુભ લાગણીની અમે બરાબર કદર કરીએ છીએ. જૈનદૃષ્ટિ કે સાંપ્રદાયિકતાના તેઓના નિષ્પક્ષ આગ્રહ માટે અમને જરૂર માન છે, પણ પ્રસ્તુત સૂત્રની સંકલનામાં ગ્રન્થકાર સૂરિમહારાજે 'સાંપ્રદાયિક કે જૈન દૃષ્ટિને રહેજે પણ આંચ આવવા દીધી નથી' આ હકીકત બરાબર વિચારતાં સ્હમજી શકાય તેવી છે. પણ આ બધી બાબતોમાં સમાલોચક મહાશયે જે મૂંઝવણ ઉભી કરી છે. તેનું કારણ એ છે કે; તત્ત્વાર્થકાર પૂર્વધર શ્રી ઉમાસ્વાતિવાચકવરની સૂત્રરચના અને પ્રસ્તુત ગ્રન્થમાં ગ્રન્થકાર સૂરિમહારાજની સૂત્રરચના; આ બન્નેની વચ્ચે જે આપેક્ષિક ભેદભાવ રહેલો છે, તેને જૈન દૃષ્ટિયે સ્હમજવામાં વિદ્વાન સમાલોચકે પ્રયત્ન કર્યો નથી, અને આજુબાજુની વિચારણા કર્યા વગર કેવળ તત્ત્વાર્થસૂત્રના સૂત્રની સાથે શબ્દતઃ મેળ

મેળવવાની ઉતાવળ કરીને, પ્રસ્તુત ગ્રન્થને અંગે સમાલોચનામાં જે કાંઇ લખી નાંખ્યું છે તે જો કે તેઓએ સરળતાથી, નિરાગ્રહ તેમ જ અભ્યાસવૃત્તિથી પ્રેરાઇને લખ્યું હશે ! છતા પણ જૈનતત્ત્વજ્ઞાનનાં આવા અપૂર્વ ગ્રન્થરત્નની મહત્તાને સ્હેજે ઝાંખપ લગાડનારું અને ગ્રન્થકારનાં વાસ્તવિક હાર્દને અન્યાય કરનારું કાર્ય કહી શકાય આથી પ્રસ્તુત ગ્રન્થની વસ્તુને સ્પષ્ટ કરનારું અવલોકન, લખવા માટે કલમ હાથમાં લેતાં અમારી સ્હામે આ સમાલોચના જ્યારે આવી ત્યારે અહિં આ અવસરે વિદ્વાન સમાલોચક મહાશયને ઉદ્દેશીને બે શબ્દો કહેવાને અમે લલચાયા છીએ આ લખાણ કેવળ અમારા અભ્યાસના પરિણામરૂપ અમને જે કાંઇ અવસરોચિત કહેવાજોગું લાગ્યું તે અમારા કથનનો લીપીબદ્ધ શબ્દદેહ છે. આને અભ્યાસક વાચકો, અને સમાલોચક મહાશય, સહૃદયતાપૂર્વક સૌહાર્દભાવે વાંચે, વિચારે અને નિષ્પક્ષ મનન કે ચિન્તનને પરિણામે જે કાંઇ જણાવવા જેવું લાગે તે અવશ્ય સીધી, સાદી અને સરળ ભાષામા અમને ઘણી ખુશીથી જણાવે !

બહુવચન પણ સુસંગત છે :

આટલી પ્રાસંગિક વાત વાચક સમાજની સમક્ષ મૂકી, આપણે મૂળ હકીકત વિચારી લઇએ—સમાલોચક મહાશયની દલીલ એ છે કે, सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः આ શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્રનું પ્રથમ સૂત્ર, આમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર આ ત્રણ ગુણોને મોક્ષ પુરુષાર્થના માર્ગ તરીકે ઉપદેશ્યા છે, પણ 'मोक्षमार्गः' આ મુજબ એકવચનનો નિર્દેશ અહિં આ સૂત્રમા, સૂત્રકાર વાચકવર્યશ્રી ઉમાસ્વાતિ મહારાજે કર્યો છે જ્યારે પ્રસ્તુત ગ્રન્થમાં ગ્રન્થકાર આચાર્ય મહારાજે 'सम्यक्श्रद्धासंविद्विचरणानि मुक्त्युपायाः' આ રીતે સૂત્રરચના દ્વારા 'मुक्त्युपाया' કહીને આ ત્રણ ગુણોને મુક્તિના ઉપાયો તરીકે ઉપદેશી બહુવચનનો નિર્દેશ કર્યો છે માટે જૈન શૈલીથી આ ઘટી શકતું નથી '

આની સ્હામે ગ્રન્થકાર આચાર્ય મહારાજે આ સૂત્રની વ્યાખ્યામાં પૃ ૮ પર કહેવાજોગું કહ્યું છે. તદુપરાંત અમને જે કાંઇ અમારા

આ ગ્રન્થના અભ્યાસ કે અવલોકનને પરિણામે જણાયું-સ્હમજાયું છે તે અમે અહિં જવાબરૂપે આ પંક્તિઓ દ્વારા કહીશું કે 'શ્રી જૈન શાસનની સુપ્રસિદ્ધ શૈલી મુજબ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્‌ચારિત્રની એકતા કે આ ત્રણ ઉપરોક્ત ગુણોની અખંડિતતા એ એજ મોક્ષનાં માર્ગરૂપ છે-અર્થાત્ એકાકી ભાવને પ્રાપ્ત થયેલી ઉપરોક્ત રત્નત્રયીની આરાધના એ જ વાસ્તવિક રીતે જૈન શાસનમાં પરમાર્થતઃ મોક્ષ પુરુષાર્થનો માર્ગ છે. એટલે કે ઉપરોક્ત ત્રણ ગુણોથી અભિન્ન રીતે મોક્ષમાર્ગ જૈન દર્શનમાં સ્વીકાર્ય બને છે. આ સિવાય અન્ય રીતે જૈન શાસ્ત્રોમાં મોક્ષનો માર્ગ ઉપદેશ્યો નથી.' આ હાર્દને અનુલક્ષીને વાચકવર શ્રી ઉમાસ્વાતિજી મહારાજાએ सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः આ રીતે 'શ્રી તત્ત્વાર્થસૂત્રના આદિ સૂત્રમાં મંગલ તરીકે મોક્ષ પુરુષાર્થના માર્ગરૂપ રત્નત્રયીને ઉપદેશી છે. આથી मोक्षमार्गः એકવચન તત્ત્વાર્થ સૂત્રમાં યોગ્ય અને જૈન શૈલીથી સુઘટિત છે.' જ્યારે પ્રસ્તુત ગ્રન્થમાં ગ્રન્થકાર આચાર્યશ્રીએ મોક્ષનાં સાધનોનો ઉલ્લેખ, પ્રારંભના- મંગલ સૂત્રમાં કર્યો છે. સાધનોનું બહુત્વ-અનેકત્વ સૂચવવાને માટે मुक्त्युपायाः શબ્દથી બહુવચન નિર્દેશ્યું છે. માર્ગ હંમેશા એકજ હોય છે. એટલે જ્યારે કોઈપણ કારણોને માર્ગ તરીકે સૂચવવા હોય ત્યારે સામાન્ય રીતે તે કારણોનું એકત્વ માર્ગરૂપ હોવાને કારણે માર્ગશબ્દને એક વચનનો પ્રાયઃ નિર્દેશ કરવામાં આવે, પણ જ્યારે તે જ કારણોને કારણ કે સાધન તરીકે સૂચવવા હોય ત્યારે તે પ્રકારની વિવક્ષાને ધ્યાનમાં લઈને કારણો કે સાધનોની સંખ્યાને પ્રાધાન્ય આપી તે તે વચનોથી તેને જણાવાય છે. આ આપેક્ષિક હકીકત જૈનદર્શનના અનેકાન્ત કે સ્યાદ્‌વાદ માર્ગના રહસ્યને સ્હમજનાર સહુ કોઈ સ્હેજે જાણી શકે છે. એટલે मुक्त्युपायाः માં બહુવચન અને मोक्षमार्गः સૂત્રમાં એકવચન આ બન્ને જો કે ભિન્નરૂપે-વચનદૃષ્ટિએ રજૂ થતાં વાક્યો એકજ રત્નત્રયીના સાધનો કે માર્ગરૂપ હોવાને અંગે વિવક્ષાવશથી જૈનશાસ્ત્રીય દૃષ્ટિને સંગત બની શકે છે. આમાં

જૈન સાંપ્રદાયિક કે દાર્શનિક તત્ત્વજ્ઞાનની દૃષ્ટિયે કશું જ અસંગત-પણું કે અજુગતું નથી એમ અમારું માનવું છે. આથી જ સૂત્રકાર વાચકવરે આજ સૂત્રની સ્પષ્ટતા કરતાં સ્વોપજ્ઞ ભાષ્યમાં આ સૂત્રને અંગે રત્નત્રયીને સાધનો તરીકે સ્પષ્ટ કરતાં, આ મુજબ ફરમાવ્યું છે કે, 'एतानि समस्तानि मोक्षसाधनानि ।'

જો કે, પ્રસ્તુત ગ્રન્થની સમાલોચનામાં વિદ્વાન સમાલોચક મહાશયે શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર પરના સૂત્રકાર ભગવાન શ્રી ઉમાસ્વાતિ વાચકવરશ્રીના સ્વોપજ્ઞ ભાષ્યને અંગે સંશયાત્મક ભાષામાં જે આ મુજબ વિધાન કર્યું છે કે 'ભાષ્ય સ્વોપજ્ઞ છે કે કેમ તે વિવાદનો વિષય છે' આ વિવાદનો વિષય શબ્દો; સમા-લોચક મહાશયની અજ્ઞાનતા અથવા તો વધુ પડતી ઘેલછા છે. જે આજના યુગની ભાષામાં ઉદારતા કહેવાય છે–પણ જેને અમે અમારી ચોકખી ભાષામાં ઇરાદાપૂર્વક સત્ય પ્રત્યેની ઉપેક્ષા કહીએ છીએ–તેને આધીન બનીને અહિં મૂકયા છે. ઉદારતા; બેશક સદ્ગુણ છે આ પ્રકારના સદ્ગુણોને અમે અવશ્ય આવ-કારીયે છીએ, પણ જ્યાં સાચી હકીકત આપણી સમક્ષ સ્પષ્ટ અને નિર્દોષ ઐતિહાસિક પુરાવાઓથી રજૂ થતી હોય ત્યારે તેની સ્હામે આંખ મીંચામણા કેમ થઇ શકે ? તદુપરાંત, આવી હકીકતોને અંગે કાંઈપણ લખવા પહેલાં તેને અંગે અધિય મહાપુરુષો પાસેથી જાણવાજેવું કેમ ન જાણી લેવાય ? બાકી પરસ્પરના સાંપ્રદાયિક મતભેદોને અંગે ચોકખી સ્પષ્ટ વાતોમાં પણ 'વિવા-દનો વિષય છે' આ મતલબનું સાંશયિક તેમજ ભદ્રિકોને ભ્રમમાં નાંખનારૂં વિધાન જાહેરમાં રજૂ કરીને તેમજ તેને 'જૈન ધર્મ-પ્રકાશ' જેવા જૈન શ્વે. મૂ. પૂ. સંપ્રદાયના આગેવાન માસિકમાં પ્રકાશિત કરીને, સમાજસેવા કરવાનું ડહાપણ જો આ આપણા વિદ્વાન સાહિત્યરસિકો તેમજ બહુમાન્ય પ્રકાશક મહાશયો માનતા હોય તો અમારે કેવળ સત્ય હકીકતની ખાતર કહેવું પડે છે કે આના કરતાં મૌન રહેવામાં સમાજની કે સત્યની જે સેવા થઇ શકે છે તે વધારે મહત્ત્વની અને આપણા ભાવિ સામાજિક ઇતિહાસને ગૌરવ આપનારી છે.

**'ભાષ્ય સ્વોપજ્ઞ છે'–આ નિર્વિવાદ સત્ય :**

આટલા કડક શબ્દોમાં ઋજુભાવે અહિં અમારે જે લખવું પડયું છે, તે આ કારણે કે, શ્રી 'તત્ત્વાર્થાધિગમભાષ્ય'ના કર્ત્તા તરીકે તત્ત્વાર્થસૂત્રકાર ભગવાન શ્રી ઉમાસ્વાતિ વાચકવરને સ્વીકારવામાં જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંપ્રદાયના કોઇપણ વિદ્વાનમાં મતભેદ નથી. ઐતિહાસિક કે દાર્શનિક દરેક પ્રમાણો આજે હજુ સુધી આ જ હકીકતને સ્પષ્ટ કરી રહ્યા છે, કે 'તત્ત્વાર્થસૂત્રકાર અને તત્ત્વાર્થ ભાષ્યકાર બન્ને એક જ છે.' અર્થાત્ આ બન્ને ગ્રન્થસર્જનો એક જ ગ્રન્થકર્ત્તાની કૃતિઓ છે.

હા, દિગમ્બર સંપ્રદાય આ વિષે વિરોધનો સૂર ઉઠાવે છે, તેમાં એઓની પોતાની સાંપ્રદાયિક દૃષ્ટિએ પોતાને અનેક કારણો છે, પણ આથી એને વધારે પડતું મહત્ત્વ આપીને જૈન શ્વે૰ સંપ્રદાયની માન્યતાને ગૂંગળાવી નાંખવાનો પ્રયાસ સમાલોચક મહાશય જેવા શ્વે૰ સંપ્રદાયના અભ્યાસી અને વિદ્વાન સાહિત્યસેવીના હાથે ન થવો જોઇએ, તેમજ કોઇપણ પ્રકારની સ્વતંત્ર નોંધ વિના તેને તે રીતે પ્રસિદ્ધિ આપીને જૈનધર્મપ્રકાશ જેવા શ્વે. સંપ્રદાયના જૂના પીઢ ગણાતા આગેવાન માસિકના સંચાલકો દ્વારા પણ ન થવો જોઇએ। આ અમારો નમ્ર અભિપ્રાય ભલે કોઇ પોતાના પૂર્વગ્રહને વશ બની ન સ્વીકારો, છતાં આ સ્થાને જણાવી દેવો અમને ઉચિત લાગે છે. બાકી આ જ રીતે જો, ઇતર કોઇપણ સંપ્રદાયોને અસમ્મત અને આપણે સ્વીકારેલી દરેક પ્રસિદ્ધ બાબતોમાં 'વિવાદનો વિષય છે' આમ લખી કે બોલીને પોતાના અંગત અભિપ્રાયો જાણકાર અભ્યાસીની શૈલીયે સમાલોચક મહાશય જેવા શ્વે મૂ. સંપ્રદાયના વિદ્વાન વિચારકો ઉદાસીનતા કે ઉપેક્ષાપૂર્વક રજૂ કરતા રહેશે અને આપણા શ્વે૰ મૂ૰ પૂ૰ સંપ્રદાયના સામયિકો કે પ્રકાશનો અથવા ગ્રન્થોમાં આવી બાબતો આ રીતે જો, પ્રસિદ્ધ થતી રહેશે તો અમને ભય છે કે, ભાવિ ઇતિહાસકારો આપણા સંપ્રદાયના ભલા વિદ્વાનોની મૂર્ખાઇભરી ઉદારતાની વેદી પરના સત્યના બલિદાનને અવશ્ય

હસી કાઢશે, જો તે મહાનુભાવવિચારકોનાં માનસ, કાંઈક સહૃદયતાથી સુવાસિત હશે તો !

**સાંપ્રદાયિકતાના નામે સત્યનો વિરોધ ન હોઈ શકે :**

કોઈપણ સંપ્રદાય; કેવળ સંપ્રદાયગત રૂઢિને કારણે પોતાની ગમે તેવી ફેંકી દેવા જેવી અતથ્ય માન્યતાઓને વશ બની સામાની સત્ય હકીકતોને અહંતા કે આગ્રહની વેદી પર હોમી દેવાને ઉતાવળો થતો હોય તો સત્યના સેવકે પોતાનો કર્તવ્યધર્મ કદિ ન ભૂલવો જોઈએ, એટલે કે, 'એવે' અવસરે પોતાને જે કાંઈ યોગ્ય જણાય તે યોગ્ય અને ઉચિત શબ્દોમાં સરળતાપૂર્વક કહી દેવું જોઈએ જો એ ન જાણતો હોય તો ભલે મૌન રહે પણ, 'વિવાદનો વિષય છે' આમ કહીને પોતાની અજ્ઞાનતાને, ઉદારતાના બ્હાના હેઠળ ન જ છૂપાવી શકે. આમ કરવામાં સત્યની કે સિદ્ધાન્તની સેવા નથી પણ આત્માની—જાતની નિર્બળતાને છૂપાવવાનો આ એક અનિર્વચનીય પ્રયાસ છે. તદુપરાંત: અમારે એ પણ કહેવું જોઈએ કે, 'અમે જે સંપ્રદાયમાં જન્મ્યા તે અમારો કાંઈ અપરાધ નથી કે એની પ્રમાણિક, તથ્ય કે નિર્દોષ હકીકતોનો પ્રચાર કરવો એ અમારો ગુન્હો ગણાય ? જેમ એક વેળાએ એક કોંગ્રેસ આગેવાને, હિન્દુસભાને તેમ જ મુસ્લીમ લીગના આગેવાનોને કહ્યું હતું કે, 'અમારા પ્રાંતોમાં અમારી બહુમતિ છે આથી અમારો ગુન્હો નથી કે અમે અમારી સત્ય અને દિવા જેવી સ્પષ્ટ વાતો જન સમાજમાં રજૂ ન કરી શકીયે ?' તે જ રીતે સાચી હકીકત છે તો સાંપ્રદાયિકતાના કારણે, અમારે કે કોઈને એ રજૂ ન જ કરવી એવું તો ન જ કહી શકાય ? અને આવી સ્પષ્ટ નિર્દોષ હકીકતોમાં અન્ય સંપ્રદાયોને રાજી રાખવા ખાતર લાગણીવેડાનું પ્રદર્શન કરવાની જરૂર સાચા વિદ્વાનોને હોય નહિ. આમ કરવાથી કાંઈ સર્વધર્મસમભાવની વૃત્તિ કેળવાતી જાય છે કે ઉદારતાનું વાતાવરણ જન્મી શકે છે એમ જો કોઈને લાગતું હોય તો એની સામે અમારે કહેવું જોઈએ કે, આ એક ખોટી ભ્રમણા છે, કારણ કે, પોતાના સંપ્રદાયની વાત જો તથ્ય, નિર્દોષ અને હિતકર છે તો ભલે અન્ય સંપ્રદાયો-

ની સાથે ઝઘડે નહિ, ટટો ફિસાદ કરે નહિ પણ અવસરે પોતાનું મન્તવ્ય આદરપૂર્વક રજૂ તો કરી શકે ને ? આની સ્હામે સર્વધર્મસમભાવનું તૂત જો ઊભું કરવામાં આવે તો કહેવું જોઇએ કે, આ કેવળ સત્યની કે પ્રામાણિકતાની સ્હામે બેઠો બળવો છે અને આ રીતે દરેકે દરેક ધર્મ સંપ્રદાયોની સ્હામે આપણાં સાંપ્રદાયિક કે ધાર્મિક તથ્ય અને પ્રામાણિક મંતવ્યોને જો તેઓના સંતોષની ખાતર 'હશે, તમારું સાચું અને અમારું સાચું, વારૂ એ વસ્તુ વિવાદનો વિષય !'–વગેરે કહીને આપણે ઉપેક્ષા કરીશું. તો પરિણામ એ આવશે કે, જતે દિવસે આપણે નામશેષ બની જઇશું ! અને જો આ વસ્તુ ઇષ્ટ જ હોય તો અમારા એ ઉદાર મતવાદી શ્વેતામ્બર, સંપ્રદાયના ભાઇઓને અમે એટલું જ કહીશું કે, તમે શા માટે તમારી જાતની ઓળખ આપો છો ! કહી દો કે, અમે વિશ્વના, આત્મારૂપ છીએ ! આત્માને કોઈ અન્ય ઓળખ આપવાની જરૂર નથી કારણ કે, ધર્મમાં જ કેવળ સમભાવની જરૂર નથી પણ એના કરતાં વધુ ઝઘડાવનાર તો પૈસો, ટકો કે માન, મમતા છે, ત્યાં સાચા સમભાવની જરૂર છે.

હકીકત એ છે કે, જો ઈતર સંપ્રદાયોની સાથેના સત્ય મત ભેદોને અંગે આપણે આપણા સંપ્રદાયની તે તે નિઃશંક હકીકતોને 'નિર્વિવાદ કે નિઃશંક', શબ્દથી ઓળખાવવામાં સંકોચ અનુભવીશું તો દિગંબર સંપ્રદાયની સાથેના 'સ્ત્રીમુક્તિ,' કેવળી ભગવંતોનો આહાર, ભ૦ શ્રી મલ્લિનાથનું સ્ત્રીપણું, આચારાંગાદિ સૂત્રોનો વ્યુચ્છેદ વગેરે બાબતોમાં આપણે 'નિઃશંક કે નિશ્ચિત' અભિપ્રાય નહિ આપી શકીએ ! આજ રીતે સ્થાનકવાસી સંપ્રદાયની સાથે મૂર્તિપૂજા-વગેરેના મતભેદોમાં આપણે આપણી માન્યતાઓને પ્રમાણિક રીતે આત્મશ્રદ્ધાપૂર્વક રજૂ નહિ કરી શકીએ, પરિણામે આપણો પોતાનો સંપ્રદાય સર્વ સંપ્રદાયોનાં મંતવ્યોને 'વિવાદનો વિષય' કહેનારો કોઈ નવો સંપ્રદાય બની જવાનો ભય રહેશે !

સ્વતંત્ર ઐતિહાસિક પ્રમાણો છે :

આ પ્રસંગે આટલું લંબાણ કરવાની જરૂર અમારે હતી,

કારણ કે, જ્યારે ને ત્યારે; આપણી સત્ય હકીકતોને ઉદારતાની ઘેલી વાતોથી ગુંગળાવી નાંખવાના પ્રયાસો આજના યુગમાં આપણા જ સંપ્રદાયના પીઢ ગણાતા કે સમાજનાયક ગણાતાઓ તરફથી વારંવાર થઈ રહ્યા છે. હા ! આપણી કોઈપણ સાંપ્રદાયિક વાતો અતથ્ય, અપ્રમાણિક કે ગેરવ્યાજબી હોય તો જરૂર તેને માટે આગ્રહ ન હોઈ શકે ! અને કોઈપણ સમજુ એમાં સમ્મત ન હોઈ શકે. પણ જે જે સંપ્રદાયોના મંતવ્યોથી આપણે ભિન્ન હોઈએ, જુદા—એટલે વિરોધી મંતવ્યો ધરાવતા હોઈએ તો તે તે સંપ્રદાયોની વિરૂદ્ધમાં વ્યાજબી રીતે વિરોધી મંતવ્યો અવશ્ય રજુ કરવા જ જોઈએ તે પણ વાદ, વિવાદ કે વિખવાદ માટે નહિ, પણ નિષ્પક્ષ જિજ્ઞાસુઓની જિજ્ઞાસાને સંતોષવા ખાતર જ. આમ કરવામાં સંકોચ ન હોઇ શકે.

પ્રસ્તુત હકીકતને અંગે અમારી પાસે ચોક્કસ પ્રમાણો છે, જેથી અમે કહીએ છીએ કે, 'શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયમાં તત્ત્વાર્થસૂત્ર પરનું ભાષ્યઃ સ્વોપજ્ઞ એટલે કે, સૂત્રકાર ભગવાન શ્રી ઉમાસ્વાતિ વાચકવરશ્રીની સ્વતંત્ર રચનારૂપ છે.*' ઉપરોક્ત

---

* શ્રી દેવચંદ લાલભાઇ સંસ્થાદ્વારા અદ્યતન યુગનું સર્વાંગસુંદર પ્રકાશન 'શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર-સ્વોપજ્ઞ ભાષ્ય-બૃહદ્‌વૃત્તિ સમલંકૃત' વિ. સં. ૧૯૮૮મા પ્રસિદ્ધ થયું છે. જેના બે વિભાગો બે પુસ્તકો દ્વારા પ્રકાશિત થયા છે. તેના વિદ્વાન સંપાદક શ્રીયુત હીરાલાલ કાપડીયા કે જેઓ ગુજરાતના સાક્ષર તેમ જ પ્રસિદ્ધ લેખક છે. તેઓએ આ પ્રકાશન, પ્રસ્તાવના, ટીપ્પણો, પરિશિષ્ટો વગેરે દ્વારા ખૂબ જ પરિશ્રમપૂર્વક પ્રગટ કર્યું છે દ્વિતીય વિભાગની સંસ્કૃત પ્રસ્તાવનામા તત્ત્વાર્થસૂત્રના ભાષ્યને સ્વોપજ્ઞ તરીકે જણાવતા તેઓ કહે છે કે 'શ્રી જૈન શ્વેતાંબર સંપ્રદાયના ટીકાકાર વિદ્વાન શ્રમણોએ ભાષ્યને સ્વોપજ્ઞ સ્વીકાર્યું છે, જ્યારે દિગંબર સંપ્રદાય આ હકીકતને માન્ય રાખતો નથી. પણ યાકિનીધર્મસૂનુ સૂરિપુરંદર આચાર્ય ભગવાન શ્રી હરિભદ્રસૂરિ મહારાજ, શ્રીમાન્ બૃહત્ ટીકાકાર પૂજ્ય સિદ્ધસેન ગણિવર આદિ સમસ્ત શ્વેતાંબર શ્રમણ નિર્ગ્રન્થો, શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્રના ભાષ્યને સ્વોપજ્ઞ એટલે વાચકવર શ્રી ઉમાસ્વાતિજી મહારાજની સ્વતંત્ર કૃતિ તરીકે સ્પષ્ટ રીતે નિર્વિવાદપણે સ્વીકારે છે. તદુપરાત જર્મન પ્રોફેસર હર્મન જેકોબી, તેમજ પ્રો. વિન્ટર્નિન્સ અને પં. શ્રી સુખલાલજી આદિ, આધુનિક વિદ્વાનોએ પણ આ હકીકતને સ્વીકારી છે.' [ ત૦ સૂ૦ પ્રસ્તાવનાઃ ભા. ૨. પૃ. ૨૪ ] આમ કહીને તેઓએ ભાષ્યની સ્વોપજ્ઞતા માટે બીજી યુક્તિઓ અને પ્રમાણો પણ રજૂ કર્યા છે.

અમારા અભિપ્રાયમાં પરિવર્તન કરવાને અમે હજુ પણ તૈયાર છીએ! જો આની સામે વિદ્વાન સમાલોચક મહાશય કે 'જૈનધર્મ પ્રકાશ'ના સંચાલકો કે અથવા અન્ય કોઇ વિદ્વાન અભ્યાસી અમને પ્રામાણિક પૂરાવાઓ મોકલી આપશે બાકી; અમારી પાસે જે જે તથ્ય, ઐતિહાસિક અને સ્વતંત્ર પ્રમાણો છે તેના આધારે અમે ઉપર મુજબ વિધાન કરી રહ્યા છીએ.

ઉપસંહારના બે શબ્દો:

આ ચર્ચાનો ઉપસંહાર કરતાં, આ અવસરે અમારે સ્પષ્ટ કરવું જોઇએ કે, 'જૈનધર્મપ્રકાશ' માં પ્રકટ થયેલી 'તત્ત્વન્યાય-વિભાકર ગ્રન્થની "સમાલોચના' દ્વારા વિદ્વાન સમાલોચક મહાશયે પ્રસ્તુત ગ્રન્થને અંગે જે વિચારો, પોતાના અભ્યાસના પરિણામે પ્રસિદ્ધિમાં મૂકયા છે, તે વિચારોનું અવલોકન; કે જે અમારી અભ્યાસવૃત્તિના પરિણામરૂપ કહી શકાય, તેને અમે આ કંડિકાઓ દ્વારા અહિં પ્રસિદ્ધ કર્યું છે. આમાં અમને વિદ્વાન સમાલોચક મહાશય માટે સહેજ પણ પૂર્વગ્રહ નથી, તેમજ ગ્રન્થકાર સૂરિમહારાજ પરત્વે એકાંત પક્ષરાગ નથી. પણ અમને જે કાંઈ તથ્ય, હિત અને ઉપયોગી જણાયું તે કેવળ સમાલોચક વિદ્વાનની વિદ્વત્તા, અભ્યાસિતા અને સંસ્કારિતાથી, તેમના પ્રત્યેની મમતાપૂર્વક સૌહાર્દભાવે સરળતાથી અહિં કહી દીધું છે. સહુ કોઇ સહૃદય વાચકોને અમારો આગ્રહ છે કે, આને અંગે જે કાંઇ જણાવવા જેવું હોય, તે સૌમ્ય અને શિષ્ટભાષામાં મર્યાદાપૂર્વક અવશ્ય અમને જણાવે! પણ વાદ, વિવાદ કે વિખવાદ ઊભા કરવાની વૃત્તિઓથી ભલા વિદ્વાનો સો હાથ દૂર રહે! એમ અમે આ તકે સ્પષ્ટ જણાવીએ છીએ. પ્રાન્તે, સમાલોચક મહાશયે પ્રસ્તુત સમાલોચનામાં કહેલા શબ્દોમાં જ અમે તે વિદ્વાન સમાલોચક મહાશયને સહૃદયતાપૂર્વક જણાવીશું કે 'ઉપર યત્કિંચિત્ ચર્ચા કરેલ છે તે તત્ત્વચિંતકની દૃષ્ટિથી' એટલે જ આ લખાણ દ્વારા સમાલોચક વિદ્વાનનું ગૌરવ ઓછું કરવાનો લેશમાત્ર અમારો ઉદ્દેશ નથી.

પ્રસ્તુત ' શ્રી જૈન તત્ત્વન્યાય વિભાકર ' ગ્રન્થના અભ્યન્તર કલેવરરૂપ જૈનદાર્શનિક તત્ત્વોની મૌલિક સૂત્રરચના, પદાર્થ બોધ વગેરેને અંગે અમારા અભ્યાસના પરિણામે અમારા માનસ પર જે અસર પડી છે, તેની યોગ્ય રજૂઆત હવે પછી યોગ્ય અવસરે કરશુ —ક૦

---

# ગૂજરાતનું પ્રાચીનતીર્થ
## શ્રી ચારૂપજી

મુનિરાજ શ્રી મહિમાવિજયજી
મહારાજ.

---

વિહાર કરતા કરતાં તે તે તીર્થસ્થાનો, યાત્રાસ્થળો કે પ્રાચીન અવશેષરૂપ ઐતિહાસિક ક્ષેત્રો; આ વગેરેને અંગે જે કાંઈ જાણવા જેવું મળે તેની નોંધ જો પૂજ્ય મુનિવરો અમને મોકલી આપશે, તો યોગ્ય અવસરે આ રીતે અમો પ્રકાશિત કરતા રહીશું.– સં૦

---

ગૂજરાતના પ્રાચીન પાટનગર અણહિલપુર પાટણની ઐતિહાસિકતા કે પ્રાચીનતા માટે કાંઈ કહેવા જેવું છે જ નહિ અનેક ઐતિહાસિક સંશોધનો તેમજ પ્રામાણિક જૈન સાહિત્ય ગ્રન્થો પરથી કુમારપાલ પ્રબન્ધ જેવા પ્રાચીન ઐતિહાસિક ગ્રન્થના રચયિતા પૂ શ્રી જિનમંડન ગણિવરના ઉલ્લેખો પરથી એ સિદ્ધ થાય છે કે ' કાન્યકુબ્જની સત્તાને ગૂજરાતમાંથી ઉઠાડી મૂકી, અણહિલ ભરવાડના નામથી અણહિલ પત્તનની સ્થાપના વનરાજ ચાવડાએ કરી. તે જ અરસામા એટલે કે વિ. સ ૮૦૨ વર્ષે વનરાજે પાટણમા ગૂજરાતની રાજ્યગાદી સ્થાપિત કરી, અને પોતે ગાદીપતિ તરીકે પ્રતિષ્ઠિત થયો વનરાજના રાજ્યારોહણ પ્રસંગે જૈન મંત્રોથી તેની સંસ્કારવિધિ કરનાર શ્રી શીલગુણસૂરિજી હતા. વનરાજની વય તે વેળાયે ૫૦ વર્ષની હતી તેણે ૬૦ વર્ષ સુધી પાટણની ગાદી પર રાજ્ય કર્યું. ત્યારબાદ અનેક રાજાઓએ આ નગરની ગાદી પર આવી ગૂજરાત, કાઠીયાવાડ, માળવા યાવત્ દક્ષિણ દેશના પ્રદેશો પર પણ પોતાની સત્તા ચલાવી હતી. '

આ પાટણથી ઉત્તર પશ્ચિમે ચાર ગાઉ દૂર ચારૂપ નામનું ગામ હાલ હયાતી ધરાવે છે. ચારૂપની હાલની વસતિ કેવલ ૧૫૦–૨૦૦ ખેડુતો તેમજ અન્ય સામાન્ય લોકોના ઘરની ગણાય છે. આજે જો કે કાલપરિવર્તનના કારણે ચારૂપ ગામ ગામડું લાગે છે. અને ગાયકવાડ પ્રદેશના નકશામા એનું સ્થાન ખાલી જણાય છે. પણ આ ચારૂપની પૂઠે એનો ભવ્ય અને તેજસ્વી ભૂતકાલીન ઇતિહાસ, ઐતિહાસિક તવારીખોના પાનાઓમા લિપિબદ્ધ થઈને હજુએ જળવાઈ રહ્યો છે, આજે પણ ચારૂપની આજુબાજુના ખંડીયેરો

છૂટાછવાયા વેરવિખેર થયેલા અવશેષો, ચારૂપની તેમજ ત્યાંની રહેવાસી પ્રજાની જાહોજલાલીની કાંઈક યાદ આપી રહ્યા છે.

**પ્રાચીન ઐતિહાસિક પ્રમાણો :**

ચારૂપ ગામના મધ્યમાં ચારૂપ મંડનશ્રી શામળા પાર્શ્વનાથજીનું ભવ્ય અને ગગનચુંબી મંદિર.શોભી રહ્યું છે. મંદિરમાં મૂલ ગાદીપર શ્રી પાર્શ્વનાથ ભગવંતના શ્યામ કાન્તિવાળા સુંદર પ્રતિમાજી બિરાજમાન છે, આ પ્રતિમાજી ૫ લાખ વર્ષ પૂર્વના હોવાના ઐતિહાસિક પ્રમાણો જૈન સાહિત્ય માંથી મળી રહે છે, જેની ટૂંક હકીકત આ મુજબ છે—

'શ્રીકાંત નગરીનો ધનેશ સાર્થવાહ કે, જે શ્રાવક હતો. તે એક વેળાએ દરિયાઈ માર્ગે વ્યાપારને માટે જવા નીકળ્યો. વહાણોને તૈયાર કરાવીને તેને હંકારવાને માટે નાવિકોને તેણે આદેશ દીધો પરંતુ કોઈપણ કારણસર અધિષ્ઠાયક દેવોએ તેમાં વિઘ્ન નાખ્યું. આથી વહાણો સ્થંભી ગયા. ધનેશે વિધિ પૂર્વક પૂજા કરીને વ્યંતર દેવતાને પ્રસન્ન કર્યા. દેવોએ પ્રસન્ન થઈને સમુદ્રમાંથી શ્યામવર્ણા ત્રણ સુંદર પ્રતિમાજી લાવીને ધનેશ શ્રેષ્ઠીને સોંપ્યા; અને કહ્યું કે, વિધિપૂર્વક આ પ્રતિમાજીને સુંદર જિનમંદિરમાં પ્રતિષ્ઠિત કરાવવા. આથી તે શ્રેષ્ઠીએ તેમાંથી એક શ્રી પાર્શ્વનાથજીના બિમ્બને ચારૂપ ગામમાં પ્રતિષ્ઠિત કર્યા જે હાલ બિરાજમાન છે આમાંના બીજા પ્રતિમાજી શ્રી સ્થંભન પાર્શ્વનાથજીના છે કે જે પ્રતિમાજીને ધનેશ સાર્થવાહે શેઢી નદીની આમપાસ સ્થાપિત કર્યા હતા.'

'ત્યારબાદ આ સ્થંભન પાર્શ્વનાથજીના પ્રતિમાજીને શાલિવાહન રાજાના રાજ્યકાલની આસપાસના કાલમાં રસઋદ્ધિવાળો અને બુદ્ધિમાન નાગાર્જુન સિદ્ધપુરુષ થયો હતો–તેણે આ પ્રતિમાજીના પ્રભાવથી રસને સ્થંભિત કર્યો આથી તે પાર્શ્વનાથજીનાં બિમ્બ તે કાળે 'શ્રી સ્થંભન પાર્શ્વનાથ' તરીકે પ્રસિદ્ધ થયાં. ત્યારબાદ જે સ્થાને તે પ્રતિમાજીને પ્રતિષ્ઠિત કરવામાં આવ્યા તે સ્થાન શ્રી સ્થંભનપુર ગામના નામથી જગપ્રસિદ્ધ થયું. આને અંગે વિશેષ હકીકતો શ્રી પ્રભાવક ચરિત્ર તેમજ પ્રવચનપરીક્ષા આદિ ગ્રન્થોમાં ઉપલબ્ધ થાય છે.'

જ્યારે ત્રીજા પ્રતિમાજી શ્રી નેમિનાથજી પરમાત્માનાં છે, જે સાંભળવા પ્રમાણે મહેસાણા તારંગાજી લાઈનમાં રંડળા સ્ટેશનથી ત્રણ ગાઉ પશ્ચિમ બાજુ તેમજ આબૂ લાઈન પર મહેસાણાથી બીજું સ્ટેશન ભાંડુથી

ચાર ગાઉ પૂર્વદિશામા વાનમ તીર્થમા તે બાલબ્રહ્મચારી શ્રી નેમિનાથ પરમાત્માના શ્યામવર્ણા મનોહર બિમ્બ હાલ બિરાજમાન છે જે પ્રાચીન ભવ્ય અને અલૌકિક છે, આ તીર્થમા તે જિનબિમ્બના દર્શન કરી ભાવિકોએ આત્માને ભક્તિરસથી નિર્મલ બનાવવાની જરૂર છે '

'આ ત્રણે પ્રતિમાજી વર્તમાન ચોવીશીના બાવીશમા તીર્થપતિ શ્રી નેમિનાથ પરમાત્માના શાસનમા ૨૨૨૨ વર્ષ પછી ગૌડદેશના વતની અષાઢશ્રાવકે ભરાવ્યા હતા' આથી સ્પષ્ટ થાય છે કે ચારૂપમા બિરાજમાન શ્રી પાર્શ્વનાથ પરમાત્માના ભવ્ય પ્રતિમાજી લાખો વર્ષ પૂર્વના છે, અને ચારૂપગામે પણ પ્રાચીન તીર્થ છે

**वर्तमानमां उपलब्ध थता अवशेषो :**

હાલ કેટલાક વર્ષ અગાઉ જૂનુ પબાસણ કઢાવતા તેમા પૂર્વના પ્રાચીન પરિકરનો કેટલોક ભાગ મળી આવ્યો છે, તેમા એક લેખ અપૂર્ણ હાલતમા નજરે પડે છે, તેમા લખાણનો કેટલોક ભાગ આ મુજબનો છે– 'चारुपग्रामे महातीर्थे × × पार्श्वनाथ × × × ' ઇત્યાદિ લખાણ છે.' જે અસ્પષ્ટ હોવાથી તે લેખની સપૂર્ણ વિગતો પ્રાપ્ત થઈ શકી નથી પણ આ લેખમા જણાવ્યા મુજબ 'ચારૂપગ્રામે મહાતીર્થે' આ ઉલ્લેખથી ચારૂપ તીર્થ પૂર્વકાળમા એટલે ઘણા જૂના કાલમા મહાતીર્થ તરીકે જૈન ઇતિહાસમા અવશ્ય વિખ્યાત હશે જ વળી, સાભળવા પ્રમાણે કેટલાક વર્ષ અગાઉ દેરાસરની આસપાસની જમીનનુ જ્યારે ખોદકામ કરાવ્યુ હતુ ત્યારે જમીનમા ૨૦–૨૫ હાથ ઊંડા ખોદતા છત, પથ્થર તેમજ પાયા ખુલ્યા જ ન હતા અને લગભગ ૩૦–૩૦ શેર વજનની ઇંટો નીકળી હતી આથી આ સ્થાને પ્રાચીનકાળમા ભવ્ય અને આલીશાન જિનમદિર હોવુ જોઈએ એમ માનવાને પણ કારણ છે

વર્તમાન ચારૂપનુ શ્રી જિનમદિર અને તેની આજુબાજુ સુદર ધર્મશાળા, યાત્રિકોને પ્રભુભક્તિનાં આલંબનો પૂરા પાડે તેવા છે મદિરનો ચોક, ચોમેર મેડીબદ્ધ ધર્મશાળા, આ બધા ઉપરાત તે સ્થાનની એકાન્તતા અવશ્ય મનને આહ્લાદપૂર્વક પ્રભુભક્તિમા પ્રેરણા આપે તેવી છે આ તીર્થની વ્યવસ્થા તેમજ વહિવટ, પાટણના જૈનસઘનિયુક્ત સદ્ગૃહસ્થોની કમીટીદ્વારા થાય છે એમ અમને માહિતી છે ધર્મશાળાનો કિલ્લો ગામની મધ્યના હોવાથી ગજ્જરમાર્ગના ગજ્જગઢની જેમ શોભે છે પાટણની યાત્રાની સાથે પાટણના નજીકના આ પ્રાચીન તીર્થની યાત્રા ભાવુકોએ

ભૂલવા જેવી નથી. પાટણથી ચાલુ ટાઇમ સવારના ૧૧ વાગે ઉપડતી ટ્રેઇનદ્વારા ગુજરથી આ યાત્રાનો લાભ લઈ શકે છે. સ્ટેશનથી ગામ ૪ ફર્લાંગ લગભગ છે. પાટણથી સીધા પાદવિહારદ્વારા યતનાપૂર્વક યાત્રા કરનારને પણ યાત્રા થઇ શકે તેમ છે. જે મહાન લાભનું કારણ છે. પાટણ અને ચારૂપનું અંતર ૪ ગાઉ એટલે ૮ માઇલ છે. જોઈએ તેને ઘોડાગાડીનું સાધન પણ મળી શકે છે. જિનબિમ્બ અને જિનવાણી જેવાં, વિષમકાળનાં તારક આલંબનોની સેવાભક્તિ દ્વારા આત્માનું હિત સાધનાર ભવ્ય આત્માઓએ પ્રાચીન અને પ્રાભાવિક શ્રી ચારૂપમંડન શામળા પાર્શ્વનાથજીનાં આ યાત્રાસ્થાનની યાત્રા અવશ્ય કરવા જેવી છે.*





## હે પ્રભુ ! સહુનું કલ્યાણ કરો !



વૃક્ષ જેટલું છાયા આપવામાં સમવૃત્તિક છે, જે નથી જોતું દરિદ્રીને કે નથી જોતું તવંગરને, તેટલું બલ્કે તેથી પણ અધિક, કરૂણારસથી પોષાયેલું વીતરાગ પ્રભુની છાયાવાળું શાસન, નિર્ગુણી કે ગુણિની અપેક્ષા રાખ્યા સિવાય, વૈભવશાળી કે કંગાલની અપેક્ષા રાખ્યા વિના અસાધારણ ઉપકારી તરીકે કામ કરે છે.

ભવદુઃખના તાપ અને સંકલેશને વિવશ બનેલા આત્માઓના ત્રાસ અને પરિશ્રમને, પ્રભુ ! ત્હેંજ નિહાળ્યો; અને પરાગજુ બની તેઓની તે આપત્તિઓ કેમ દૂર થાય, તેનું મંથન કરવા પછી, સત્યતત્ત્વની પ્રભાવના કરવા માટે, જે સંઘસ્થાપના રૂપી છત્રછાયા ખડી કરી, એવા હે પ્રભુ ! સહુનું કલ્યાણ કરો !

—મુનિશ્રી જિતેન્દ્રવિજયજી

---

* વિ. સં. ૧૯૯૯ના ચાતુર્માસ બાદ પૂજ્ય પરમોપકારી ગુરુદેવ શ્રીમદ્ કનકવિજયજી મહારાજશ્રી આદિની છત્રછાયામાં વિહાર કરતાં શ્રી તારંગાજી, પાટણ, ચારૂપ, ભોયણી, શંખેશ્વરજી વગેરે પુનિત તીર્થસ્થાનોની યાત્રાનો અપૂર્વ લાભ મેળવ્યો હતો. તે દરમ્યાન જે તીર્થોને અંગે મને જે કાંઈ જાણવા જેવું મળ્યું તે મેં નોંધી લીધું હતું. પાટણની નજીકના શ્રી ચારૂપ તીર્થને અંગે મને જે કાંઇ જાણવા જેવું લાગ્યું તે મેં મારી સમજણ મુજબ તૈયાર કરી ગુરુમહારાજશ્રીને આપેલ તે તેઓએ કરેલા સુધારા સાથે અહિં રજૂ કર્યું છે




રજૂ કરનાર સોમચંદ શાહ

---

વિશ્વ ઇતિહાસની પોથીના પાનામા નોધાઈ ચૂકેલી તેમજ નોધાતી, કાને સાભળેલી, નજરે વાચેલી, તેમજ લોકજીભે બોલાતી હકીકત અહિ આ મથાળા હેઠળ શબ્દદેહને પામી રહી છે-સં૦

---

જેની દ્વિસહસ્રાબ્દિનો સમારભ ઉજવવાની તૈયારીઓ દેશભરમા થઇ રહી છે, તે શકપ્રવર્તક વિક્રમાદિત્ય મહારાજાએ જૈનાચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરના સદુપદેશથી શ્રી શત્રુંજયની યાત્રાર્થે પગપાળો સઘ કાઢયો હતો, આમ જૈન ઇતિહાસ બોલે છે ઐતિહાસવિદો કહે છે કે, વિક્રમરાજાના સઘમા ૧૬૯૦ સુવર્ણના, અને ચદન તેમ જ હાથીદાતના ૯૦૦૦, જિન મદિરો હતા તદુપરાત ૫૦૦૦ જૈનાચાર્યો, ૧૪ મુકુટબદ્ધ રાજાઓ અને ૭૦ લાખ શ્રાવક કુટુબો સાથે હતા જ્યારે ૧૯ લાખ ઘોડા, ૭૬૦૦ હાથીઓ અને ૧૧૦૦૯૦૦૦ ગાડા-આટલુ વાહનમગ સાથે હતુ

વનરાજે જ્યારે અણહિલ ભરવાડના નામથી પાટણની સ્થાપના કરી ત્યારે તેનુ વય ૫૦ વર્ષનુ હતુ વિક્રમથી ૮૦૨ વર્ષે જૈનાચાર્ય શ્રી શીલગુણસૂરિએ જૈન મત્રોથી અણહિલપુર પાટણની એટલે મહાગૂજરાતની રાજ્યગાદી પર વનરાજને સ્થાપન કર્યો વનરાજે લગભગ ૬૦ વર્ષ સુધી રાજ્ય કર્યું પાટણની ગાદી પર આટલા લાબા સમય સુધી બીજા કોઇ રાજાએ રાજ્ય કર્યું સાભળ્યુ નથી

સિદ્ધરાજનુ મૂળ નામ જયસિંહ હતુ, પણ હરિપાલ સાકરીયાની બુદ્ધિના પ્રભાવે ચન્દ્રહાસખડ્ગને ગળીને હિમાલયથી આવેલી સિદ્ધિ અને

બુદ્ધિ નામની બન્ને યોગિનીઓને જીતવાથી જયસિંહને 'સિદ્ધરાજ' નુ બિરૂદ મળ્યું હતુ. તેની માતા મયણલ્લદેવી કર્ણાટકના જયકેશીની પુત્રી હતી, અને જાતિસ્મરણ જ્ઞાનના પ્રભાવે બાહુલોડ તીર્થના કરને દૂર કરવાને માટે જ ગુજરાતના રાજા કર્ણદેવને પરણી હતી.

રશિયા પર હીટલરે કરેલા આક્રમણની બીજી સંવત્સરી પ્રસંગે મોસ્કો રેડીયો બોલ્યો હતો કે, એ વર્ષના યુદ્ધદરમ્યાન માર્યા-ગયેલા અને કેદી બનેલા જર્મન સૈનિકોની સંખ્યા ૬૪ લાખ સુધી પહોંચી છે, રશિયનોની ૪૨ લાખની છે, જર્મનોએ ૪૨૪૦૦ ટેન્કો, ૪૩ હજાર વિમાનો અને ૬૫૦૦ તોપો ગુમાવી છે, જ્યારે રશિયનોએ ૩૯ હજાર ટેન્કો, ૨૩ હજાર વિમાનો અને ૩૫ હજાર તોપો ગુમાવી છે, તેમજ રશિયનોએ જર્મનીના આશ્રિત દેશોમાં જઇ ૪ લાખ મનુષ્યોની કતલ કરી છે. ૩ હજારથી વધુ ટ્રેનો ઉડાવી દીધી છે. ૮૯૫ સ્ટોર્સો ઉડાવી નાખ્યા છે અને સેંકડો ટેન્કો, મોટરો, વિમાનો અને તોપોનો નાશ કર્યો છે. આ બધું શા માટે? વિજ્ઞાનનો યુગ કે વિનાશની ભૂતાવળ! બીજા નિર્દોષ સેંકડો હજારો કે લાખો જીવોનો જે સંહાર થયો હશે તે જુદો! કુદરતની તાર સર્વીસ આની કાંઇ નોંધ લેતી હશે કે? સો ગજના નમસ્કાર આ યુરોપીય સંસ્કૃતિને અને તેના વિજ્ઞાનને!

ત્રણ માળનુ એક મકાન એક જ દિવસમાં બંધાયેલ હતું, 'હેમીલ્ટન ઓન્ટેરીઓ કોન્ટીનેન્ટલ' પ્રદર્શન માટે તે બંધાયું હતું. ૪૦૦ કારીગરો રોકાયા હતા. ૫ લાખની ઈંટોની જરૂર પડેલી હતી

૧૯૩૧-૩૨ મા જાપાને મંચુરીયા લીધું, ૩૩ માં જાપાને ઉત્તરચીન લીધું. ૩૫-૩૬ મા ઇટાલીયે એબીસીનીયા લીધુ. ૩૮ માં જર્મનીએ ઑસ્ટ્રેલીયા લીધું. ૩૯ માં જર્મનીએ નેપલ લીધું. ૨૯ મી સપ્ટેમ્બરની વચમા પોલેન્ડને જર્મનીએ લીધુ; બાદ નૉર્વે, ડેન્માર્ક, હોલેન્ડ, બેલ્જીયમ, આ દેશો ૪૦ માં જર્મનીએ લીધા. ઇટાલીયે ૩૯ મા આલ્બીનીયા લીધું. છેલ્લું વિશ્વયુદ્ધ જે હજુ ચાલે છે, જેની શરૂઆતમા આ રીતે દેશો લેતા ૪૦ મા જર્મનીએ ફ્રાન્સ લીધુ. રશિયાએ ૩૯ મા પોલેન્ડ અને ફીન્લેન્ડ લીધુ. અર્થકામની આંધીમા અટવાતા આ માનવરાક્ષસોએ જગતને સળગાવી મૂક્યુ છે. મત્સ્યગલાગલ ન્યાયનું આબાદ ઉદાહરણ આજ ને!

સોનાના સંગ્રહખોરોની દુનીયાનો ઇતિહાસ બોલે છે કે, 'જર્મની

પાસે ૬પાા લાખ પાઉન્ડ સોનું હતું. પૉલૅન્ડ પાસે ૧ કરોડ ૯૯ લાખ પાઉન્ડ સોનું હતું. ફ્રાન્સ પાસે ૫૫ ક્રોડ ૫૯ લાખ પાઉન્ડ, સ્વીડન પાસે ૫૦ ક્રોડ અને ઇટાલીની પાસે ૭૦ લાખ પાઉન્ડ હતું' છતાં આ દેશોને જે જે રૌદ્ર અને ભયંકર કાલમુખી યાતનાઓ વર્તમાનમાં સહન કરવી પડે છે એ જ કહી આપે છે કે પૈસા કે પરિગ્રહ સુખ નથી આપતાં પણ મમતાના ત્યાગદ્વારા સંતોષ સાચું સુખ આપે છે.

આજથી લગભગ ૯૦૦ વર્ષ પૂર્વની આ હકીકત છે, કે, એક જંગલમાં ઝાડની નીચેના બીલમાં એક ઉંદરે ૨૧ સોનામહોરો એકઠી કરી હતી. દરરોજ તેને દરમાંથી બહાર કાઢે અને હસે, એને લઇને નાચે કૂદે અને દરમાં ભરાઇ જાય. કુમારપાલ રાજા સિદ્ધરાજના ભયથી જંગલોમાં ત્યાં એકાદ અવસરે આવી ચઢયા. ઉંદરની આ ધનમૂર્ચ્છા એણે નજરે જોઇ કુતૂહલ અને લોભવૃત્તિથી એણે તેની ૨૦ સોનામહોરો ઉંદર બીલમાં પેઠો તે વેળાએ લઇ લીધી. ઉંદર પોતાના ધનના નાશથી હાર્ટફેલ થતાં મૃત્યુ પામ્યો. કુમારપાલ મહારાજાએ ગાદી પર આવ્યા પછી પાપના પ્રાયશ્ચિત્તરૂપે 'મૂષકવિહાર' બંધાવ્યો. આજના લક્ષ્મીનંદનોને થતાં હાર્ટફેલના કીસ્સાઓ આ બનાવની પુનરાવૃત્તિરૂપ છે એમ કહીએ તો કાંઇ ખોટું છે?

જામરાવળના વખતમાં ઈ. સ. ૧૫૫૯ માં કાઠિઆવાડમાં દુકાળ પડ્યો હતો એ વખતે જગડુશાહે પોતાના દાણાના કોઠારો ઉઘાડી લોકોને બચાવ્યા હતા.

ગઇ સદીના પાછલા ભાગમાં એટલે કે સને ૧૮૮૦-૧૮૮૧ માં મુંબઈમાં હિંદુ હોટલોએ દેખાવ દેવા માંડ્યો હતો [ શરૂઆત થઇ હતી.]

જામનગરમાં કુલ દેવસ્થાનો ૪૦૦ લગભગ છે એટલાં દેવસ્થાનો બીજે ભાગ્યેજ હશે? જામનગરનો સ્થાપન કાળ ૪૦૦ વરસ લગભગનો છે. જૂનામાં જૂનાં ત્યાં જૈન મંદિરો છે.

અંગ્રેજ સરકારનું નવું વર્ષ એપ્રીલની ૧ લી તારીખથી શરૂ થાય છે અને ખ્રિસ્તિધર્મનું નવું વર્ષ જાન્યુઆરીથી શરૂ થાય છે.

દુષ્કાળ તરફ અધિકારિઓનું ધ્યાન ખેંચવાને ન્યુયોર્કમાંની ત્રણ છોકરીઓએ બ્રિટીશ એલચીની ઓફિસના દરવાજે સત્યાગ્રહ કર્યો હતો.

ઈ. સ. ૧૯૦૩ ના ડિસેમ્બરની ૧૭ મી તારીખે વીલબર અને રાઈટ નામના બે ભાઇઓ પોતાના મોટરથી ચાલતા વિમાનમાં પહેલ-

સને ૧૬૨૨ મા અંગ્રેજોને વેપાર કરવાનો હુકમ જહાનમાં પહેલ વહેલો મળ્યો આજે તો એ અંગ્રેજ રાજ્યની સત્તા ચોમેર ફેલાઇ રહી છે

તા ૩૧ માર્ચ ૧૯૩૯ ના રોજ હિંદ સિરનુ રૂા ૪૪૫ કરોડ જેટલુ દેવાદાર હતુ આજે લગભગ એ બધુ દેવુ વાળી આપ્યુ છ.

હિંદમાથી નિવૃત્ત થયેલા અંગ્રેજ અમલદારોના પેનસનોનુ દેવુ આશરે રૂા ૨૦૦ કરોડ જેટલુ છે

દક્ષિણ આફ્રિકાના કેપ પ્રોવિન્સના ૨૧ વર્ષના હબસી તરુણ વિલ્હેમ અબ્રાહમ્સનો જે દાખલો બહાર આવ્યો તે આશ્ચર્યકારી છે તે બાઇને ત્રણ પગ છે ત્રીજો પગ જમણી કેડના સહેજ પછવાડેના ભાગમા આવેલો છે બીજા પગ કરતા તે નાનો છે દાકતરી અભિપ્રાય એવો છે કે જોડકા ગર્ભને આભારી છે એમાનો એક ગર્ભ અવિકસિત રહે ત્યારે તે વિકસિત ગર્ભ સાથે જોડાઇ જઇને આવી વિલક્ષણતા નિપજે છે ગજસત્તા કે વિજ્ઞાનનો યુગ જે ગૂચ ન ઉકેલી શકે, તેનો ઉકેલ કર્મનુ તત્ત્વજ્ઞાન અવશ્ય આણી શકે છે જૈનદર્શને જગતની મૂઝવણો, સમસ્યાઓ કે ગૂચોને ટાળવા માટે તેના અભ્યાસકોને જે તત્ત્વજ્ઞાનનો વારસો આપ્યો છે તે ખરેખર અમૂલ્ય છે

## મંગલ પ્રાર્થના :



शिवमस्तु सर्वजगत परहितनिरता भवन्तु भूतगणा ।
दोषाः प्रयान्तु नाश सर्वत्र सुखी भवतु लोक ॥ १ ॥

સર્વ જગતનુ કલ્યાણ હો ! સર્વ પ્રાણિગણો પરહિતમા તત્પર રહો ! દોષો નાશને પામો અને લોક સર્વત્ર સુખને પ્રાપ્ત કરો !






શ્રમણભગવાન શ્રીમહાવીર પરમાત્માના જન્મકલ્યાણકના આજના પુણ્યદિવસે ત્રૈમાસિક કલ્યાણનો સંયુક્ત અંક પ્રથમ-દ્વિતીય ખંડરૂપે જૈન સમાજની સેવામાં રજૂ થાય છે ધાર્યા કરતાં અંકનું કલેવર વધી ગયું છે. જૈન સમાજના શિરોધાર્ય પૂ. આચાર્યદેવાદિ વિદ્વાન મુનિવરોનો તેમજ શ્રદ્ધાળુ લેખકવર્ગનો સહકાર અમને મળી શકયો છે એ અમારું મહદ્ ભાગ્ય સમજીએ છીએ. અને આ રીતનો સહકાર, પૂર્ણ વાત્સલ્યભાવે અમને મળતો રહેશે એ આજના મંગળ પ્રભાતે અમે ઈચ્છીએ છીએ.

એક સ્પષ્ટતા કરી લેવી જરૂરી છે. અમારી પાસે કોઈ એવું ફંડ નથી કે ધન-સંપત્તિ નથી, કેવળ સાહિત્યસેવાની વૃત્તિથી અમે આ સાહસ કર્યું છે સાહિત્યની રસિકતાએ આમાં અમને ઉત્તેજિત કર્યા છે. છતાં આર્થિક દૃષ્ટિએ આ અમારું ઘણું મોટું જોખમ છે કાગળોની સજ્જડ મોંઘવારીના આ કાળમાં અમારે માટે ખૂબ જ વિચારપૂર્વક પગલા માંડવાના રહે છે આથી જ નિખાલસભાવે કહી દેવું ઉચિત માનીએ છીએ કે, અમારા આ પ્રકાશનને શરૂઆતમા પરિમિત સંખ્યામાં જ અમે પ્રકાશિત કરવાની ભાવના રાખી છે.

અમે સમજીએ છીએ કે, આવા પ્રકારના સાહિત્યને વાંચવાની ઉત્સુકતા કે રસવૃત્તિ, આપણા જૈન સમાજમાં બહુ જ ઓછી જણાય છે. વ્યાપારી કે રાજદ્વારી ગપાષ્ટકોની વાતો તેમજ દુનિયાનું નવું-જૂનું સાંભળવાની કે જાણવાની કુતૂહલપ્રિયતાએ આપણા સમાજને તત્ત્વસ્વાધ્યાયના માર્ગેથી ખસેડી મૂકયો છે.

એટલે સંસ્કારિતા કે સાહિત્યરસિકતા આજે નજરે દેખાતી નથી. આ પરિસ્થિતિમાં આવા માસિક કે ત્રૈમાસિકોએ જીવવું, સ્થિર બનવું અને તે પણ સરજીવા બનીને; એ બહુ જ કપરું કાર્ય છે છતાં એ કપરો, કાંટાળો અને મુશ્કેલીઓભર્યો માર્ગ ખુંદવા અમે એકાકિપણે કોઇપણ પ્રકારની સ્વાર્થવૃત્તિ વિના નીકળી પડ્યા છીએ. કેવળ જૈન શાસનના સત્ય સિદ્ધાન્તોનો નિષ્પક્ષભાવે પ્રચાર કરવાના અમારા મનોરથો છે જૈન સસ્કૃતિના સંદેશનો પ્રચાર એ જ મારો ઉદ્દેશ છે.

એક રાતી પાઇ પણ ભેગી કરવાની ભાવના વર્તમાનમાં અમારી છે નહિ અને કદિ કાલે રહેશે પણ નહિ. હા, અવસર આવે તો કાયાથી અમે ઘસાઈશું ! શક્તિ મુજબ પૈસાથી ઘસાઇશું ! પણ જૈન સમાજમાં એક સર્વાંગસુંદર ત્રૈમાસિક પુસ્તક ઊભુ કરવાની અમારી ભાવનાને સફળ બનાવવા અમે અમારો સઘળો પુરુષાર્થ ખરચીશું. દરેક સુંદર લેખો સળંગરૂપે રજૂ થાય આ જ એક ઉદ્દેશથી આ પ્રકાશનને ત્રૈમાસિક રાખ્યું છે, જેથી પુસ્તક દળદાર રહી શકે અને આજના મોંઘવારીના યુગમાં ખરચાને પહોંચી વળાય

લેખકોને આમંત્રણ આપવાનો રિવાજ જો કે આમ જાહેરમાં છે, પણ અમે દરેક લેખકોના લેખોને કદાચ સ્થાન આપવામા ન પહોંચી વળીએ, અને આ કારણે; રહેજે લેખકવર્ગને કચવાટનું કારણ બને આથી વ્યક્તિગતરીતે જૈન-જૈનેતર સમાજના સંસ્કાર-વાંચ્છુ સાહિત્યરસિક વિદ્વાનોને અમે [ અમારી જાણ મુજબ ] આમંત્રણ આપ્યા હતા, આમાથી જેઓના લેખો અમને મળી શકયા છે તેઓના લેખોને અમારી શક્તિ મુજબ આ વિશેષાંકમાં અમે સ્થાન આપ્યું છે ખાસ ખાસ ઉપયોગી લેખો જે અમને વિલંબે મળ્યા છે તેને આજે સ્થાન નથી આપી શકયા તે માટે અમે દિલગીર છીએ જેમાં વિદ્વાન પૂ મુનિરાજ શ્રી કનકવિજયજી મહારાજશ્રીનો 'પરમાર્હત શ્રી વિક્રમાદિત્યનો સત્તાકાળ અને તેની આસપાસ'-વાળો ઐતિહાસિક લેખ કે જે વર્તમાનમાં વિક્રમની દ્વિસહસ્રાબ્દિના આ અવસર પર પ્રસિદ્ધ થવો જરૂરી હતો, પણ

તે લેખ, તેઓથી તરફથી તૈયાર થવામાં વિલંબ થયો આથી તે પ્રસિદ્ધ કરી શકવાની સ્થિતિમાં અમે ન હતા.

લેખકોના મહેનતાણાની બાબતમાં અમારી નીતિ અમે આ તકે સ્પષ્ટ કરી દઈએ. 'આ ત્રિમાસિકના સંચાલકો કેવળ નિઃસ્વાર્થભાવે સાહિત્યસેવા કરવામાં જ માને છે.' આથી જ વિના વેતને જેઓ સેવા આપવા ઈચ્છતા હશે અને જેઓનો સહકાર અમારા મેવાના કાર્યમાં અમને માર્ગસહાયક બનશે તેઓને ઉચિત રીતે માનપૂર્વક અપનાવી લેવા અમે હંમેશા આતુર છીએ.

ત્રણ-ત્રણ મહિનાની સતત તૈયારી છતાં અણધાર્યા સંયોગો આવી પડતાં આ અંકને પ્રસિદ્ધિમાં મૂકવામાં અમે ઘણા મોડા પડ્યા છીએ આથી આને અંગેની જાહેરાત પણ અમે કરી શક્યા નથી તેમજ અમાં નવી નવી જાહેર ખબરો મેળવવાના પ્રયત્નો અમે કરી શક્યા નથી : કે જે કેવળ ત્રિમાસિકના પ્રચારને પહોંચી વળવા માટેનો અમારો નિઃસ્વાર્થ કાર્યપ્રદેશ છે. જાહેર ખબરો લેવામાં આ સિવાય દ્રવ્ય પ્રાપ્તિ કે અન્ય કોઈપણ બીજી વૃત્તિ અમારી નથી એમ આ તકે અમે સ્પષ્ટ કરીએ છીએ.

ધાર્મિક અને સામાજિક દૃષ્ટિએ, શિષ્ટ સંસ્કારીવિચાર બળવાળા કલા, વિજ્ઞાન, ઇતિહાસ કે એવા કોઈપણ વિષયનાં સુંદર અને સળંગ લેખોને સ્થાન આપવામા અમે માનીએ છીએ અને આ ત્રિમાસિકમાં લેખ આપવાની કૃપા કરનાર પૂ. આચાર્યદેવાદિ ભગવંતોને તેમજ તે તે લેખક બંધુઓને પ્રાર્થીએ છીએ કે, 'આ અંકમાં પ્રગટ થનારો લેખ તે અગાઉ અન્ય કોઈપણ પ્રકાશનો કે સામાયિક પત્રોદ્વારા પ્રકાશિત ન થવો જોઈએ અને પછી પણ પ્રકાશિત કરવો હોય તો પણ અમને જણાવી દેવું જોઈએ.' નમ્રભાવે વિનીત વૃત્તિથી આટલું જણાવી દેવું એ પત્રકારની ફરજ તરીકે અહિં અમે જણાવી દઈએ છીએ.

જો કે આ અંકની પ્રસિદ્ધિ ધારણા કરતાં વિલંબે થઇ આથી આને અંગે એક અકસ્માત અમારા હાથે અનિવાર્યરીતે બની

ચૂકયો છે. હકીકત એ બની છે કે ' વિનાશનાં વમળ,' ની નાટિકા કે જે કેવળ સંવાદ દ્વારા સાદાઇથી જ ભજવવા માટે પ્રસિદ્ધિમાં મૂકેલ છે. તે પૂ. મુનિરાજશ્રી કનકવિજયજી મહારાજે [ શ્રી જિણુ ભિકખૂએ ] તૈયાર કરીને અમને મોકલી આપેલ અને તેની હજાર કોપીઓ કાઢવા માટે એક સંસ્થાની માંગણી છે એમ અમને જણાવ્યું, અમે તેઓશ્રીની સૂચના સ્વીકારીને સંસ્થાને હા પાડી, પણ સંસ્થાનું પ્રકાશન તૈયાર થયું, જ્યારે અમારા 'આ' અંકની પ્રસિદ્ધિ ધાર્યા કરતાં વિલંબે થઇ આ બાજુ તે સંસ્થાને પોતાનું પ્રકાશન પ્રકાશિત કરવાની તાત્કાલિક આવશ્યકતા 'હતી' આથી' અપવાદરૂપે અંકની પ્રસિદ્ધિ પહેલાં તે પુસ્તિકા પ્રસિદ્ધ થઇ ચૂકી છે. આ હકીકત પ્રાસંગિક હોવાને કારણે સ્પષ્ટતાની ખાતર અહીં મૂકી છે.

બીજું : શ્રી તત્ત્વાર્થ સૂત્રના અંગેનો એક મનનીય લેખ, જે શ્રદ્ધેય શ્રીયુત પ્રભુદાસભાઇએ તૈયાર કર્યો છે તે તેમજ બીજો એક લેખ; આ બંને લેખો અમને મળવા છતાં અનિવાર્ય સંયોગે એને અહિં અમે પ્રસિદ્ધિ આપી શકયા નથી.

આ અંકને આ રીતે સુઘડ, સ્વચ્છ તેમજ આકર્ષક રીતે તૈયાર કરીને વેળાસર પ્રકાશિત કરવામાં જે અનેક સહૃદય આસજનોનો અમને સહકાર મળ્યો છે, તે તે શ્રદ્ધેય મહાજનોનો અમીત ઉપકારભાવ અમે ભૂલી શકીયે તેમ નથી તદુપરાંત, આ પ્રકારના સુંદર અને આકર્ષક અંકની શોભાના વ્યવસ્થા કાર્યમાં એક આત્મીય જન તરીકે શ્રી મહોદય પ્રેસના વ્યવસ્થાપક ભાઇ શ્રી ગુલાબચંદભાઇએ ખૂબ જ કાળજીપૂર્વક જે સાથ આપ્યો છે, તેની અમે આભારપૂર્વક આ તકે નોંધ લઇએ છીએ.

પ્રાન્તે શાસનદેવને અમે પ્રાર્થીએ છીએ કે, શ્રી જૈન શાસનની સેવાની યજ્ઞવેદિકામાં સ્વાર્થત્યાગની આહુતિપૂર્વક કલ્યાણપ્રાપ્તિનો જે યજ્ઞ અમે આરંભ્યો છે, તેને આવા કટોકટીના કાળમાં પણ નિર્વિઘ્નપણે પાર પાડવાનું આત્મસામર્થ્ય અમને અર્પો ! એજ.

ચૈત્ર શુદિ ૧૩ : ગુરૂવાર
વીર સં. ૨૪૭૦

સોમચંદ શાહનાં
વંદન.

# અમારાં અમૂલ્ય પ્રકાશનો

| | | |
|---|---|---|
| મૌન એકાદશી કથા પદ્ય | .... | .... ૦-૧-૦ |
| શ્રી પ્રતિક્રમણસૂત્રપદ વિવૃત્તિ | .... | .... ૦-૬-૦ |
| શ્રી પિંડવિશુદ્ધિ સટીક, | .... | .... ૧-૧૨-૦ |
| વિવિધ પ્રશ્નોત્તર ભા ૨ | .... | .... ૦-૪-૦ |
| લઘુ પ્રવચન સારોદ્ધાર.... | .... | .... ભેટ |
| આવશ્યક નિર્યુક્તિ દીપિકા | .... | .... ૩-૮-૦ |
| સ્વાધ્યાય દોહન .... | .... | .... ૦-૮-૦ |
| પ્રાચીન સજ્ઝાય પદ સંગ્રહ | .... | .... ૦-૧૨ ૦ |
| યુગાદિ દેશના પદ્ય .... | .... | .... ૧-૦-૦ |
| આવશ્યક નિર્યુક્તિ દીપિકા ભા. ૨ | .... | .... ૧-૦-૦ |
| પ્રકરણ સ્તોત્રાદિ સંગ્રહ | .... | .... ૦ ૧૦-૦ |
| પિંડનિશુદ્ધિ ભાષાંતર .... | .... | ... પ્રેસમા |

પોસ્ટેજ તથા પેકીંગ ચાર્જ અલગ :

શ્રી વિજયદાનસૂરિજી જૈન ગ્રંથમાલા
ઠે. શેઠ રૂપચંદ લલ્લુભાઈની ધર્મશાળા,
ગોપીપુરા-સુરત.

## ☆ અમારાં નૂતન પ્રકાશનો ☆